# ગુજરાતના ધર્મસંપ્રદાય

: લેખક :
ડૉ. નવીનચંદ્ર એ. આચાર્ય
એમ.એ.,પીએચ.ડી.
પ્રાધ્યાપક, ભારતીય સંસ્કૃતિ વિભાગ
એચ.કે. આર્ટ્સ કૉલેજ
અમદાવાદ-૯



યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બોર્ડ
ગુજરાત રાજ્ય, અમદાવાદ-૬

RELIGIOUS SECTS OF GUJARAT

*by*

Dr. Navinchandra A. Acharya

: પ્રકાશક :

જે. બી. સેંડિલ

અધ્યક્ષ

યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બોર્ડ, ગુજરાત રાજ્ય,

અમદાવાદ–૩૮૦ ૦૦૬



પ્રથમ આવૃત્તિ : ૧૯૮૩

નકલ : ૧૧૦૦

"Published by the University Book Production Board, Gujarat State, under the Centrally Sponsored Scheme of Production of Books and Literature in Regional Languages at the University level, of the Government of India in the Ministry of Education and Social Welfare (Department of Culture), New Delhi."

: મુદ્રક :

શ્રી ત્રિપુરા પ્રિન્ટિંગ પ્રેસ

૮, અડવાણી માર્કેટ, દિલ્હી દરવાજા બહાર,

અમદાવાદ–૩૮૦ ૦૦૪.

# પ્રકાશકનુ પુરોવચન

ઉચ્ચ કેળવણીનું માધ્યમ માતૃભાષા બને એ માટે યુનિવર્સિટી કક્ષાએ પ્રત્યેક વિદ્યાશાખા માટે વિપુલ ગ્રંથસામગ્રી તૈયાર થવી જોઈએ. આ હેતુથી કેન્દ્ર સરકારે આર્થિક સહાય આપીને પ્રાદેશિક ભાષાઓમાં યુનિવર્સિટી કક્ષાનાં પુસ્તકો અને સાહિત્ય પ્રકાશિત કરવાની યોજના ઘડી અને તેને સાકાર કરવા માટે ૧૯૭૦માં આ બોર્ડ રચવામાં આવ્યું. કેન્દ્ર સરકાર તરફથી આ કાર્ય માટે મળતાં અનુદાનો ઉપરાંત એપ્રિલ ૧, ૧૯૭૬થી આ યોજનામાં રાજ્ય સરકારે પણ અમુક અનુદાન આપવાનું સ્વીકાર્યું છે.

આ યોજનામાં રાજ્યની ત્રિવિધ યુનિવર્સિટીઓના પ્રાધ્યાપકો અને અન્ય વિદ્વાનો દ્વારા યુનિવર્સિટી કક્ષાના અભ્યાસક્રમને આવરી લેતાં પાઠ્યપુસ્તકો અને સંદર્ભગ્રંથો પ્રકાશિત કરવામાં આવ્યાં છે અને એ કાર્ય હજુ વણથંભ્યુ ચાલુ જ છે.

રાજ્યની યુનિવર્સિટીઓમાં **ભારતીય સંસ્કૃતિ** વિષય ઉપર નિયત થયેલ પાઠ્યક્રમોના સંદર્ભમાં **ડૉ. નવીનચંદ્ર એ. આચાર્ય** લિખિત **ગુજરાતના ધર્મસંપ્રદાય** પુસ્તક પ્રકાશિત કરતાં હું આનંદ અનુભવું છું. આ પુસ્તકનું પરામર્શન કરવા બદલ **ડૉ. હરિપ્રસાદ ગં. શાસ્ત્રીનો** હું આભાર માનું છું.

યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બોર્ડ,
ગુજરાત રાજ્ય, અમદાવાદ-૬
નવેમ્બર, ૧૯૮૩

**જે. બી. સેંડિલ**
અધ્યક્ષ

# પ્રસ્તાવના

ભારતીય સંસ્કૃતિના વિષયમાં ધર્મોનો અભ્યાસ મહત્ત્વનું સ્થાન ધરાવે છે. ભારતના ધર્મો વિશે વિવિધ ગ્રંથો પ્રાપ્ત થયા છે, પણ ગુજરાતના પ્રાચીનકાલથી અર્વાચીનકાલ સુધીના ધર્મોનો સળંગ પરિચય આપતાં સ્વતંત્ર પુસ્તકોની ખોટ વિદ્યાર્થીઓને વર્તાતી હતી. આ વસ્તુને ધ્યાનમાં લઈ યુનિ. ગ્રંથ નિર્માણ બોર્ડે આવો એક ગ્રંથ તૈયાર કરવાનું વિચાર્યું. એ માટે મને નિમંત્રણ પાઠવતાં મેં તેનો સહર્ષ સ્વીકાર કર્યો.

સમગ્ર ગ્રંથમાં ગુજરાતમાં પ્રવર્તતા વર્તમાન ધર્મોને આવરી લઈ દરેક ધર્મનું ગુજરાતમાં પ્રવર્તતું સ્વરૂપ, તેનાં દેવસ્થાનો, સમાજ ઉપર તેની અસર વગેરે વિવિધ પાસાંની ચર્ચા કરેલ છે. શરૂઆતના પ્રકરણોમાં હિંદુ ધર્મનું સ્વરૂપ –તેની મુખ્ય શાખાઓ વગેરેની આલોચના કરી, તેનાં વિવિધ મંદિરોની વિગતો આપેલ છે. એ જ પ્રમાણે જૈન, બૌદ્ધ, જરથોસ્તી, ઇસ્લામ, શીખ, યહૂદી, ખ્રિસ્તી ધર્મોની ઉપલબ્ધ સાધનોને આધારે મળતી સર્વ વિગતોની ચર્ચા કરેલ છે. અહીં ગુજરાતમાં પ્રવર્તતાં સર્વધર્મોનાં વિવિધ પાસાંની છણાવટ કરી. સમગ્ર પુસ્તકને અભ્યાસક્રમને અનુરૂપ બનાવવામાં આવેલ છે. ગ્રંથના દરેક પ્રકરણને અંતે ઉપયોગી ગ્રંથોની યાદી તથા પુસ્તકને અંતે પરિભાષા સૂચિ તથા ચિત્રો આપી ગ્રંથને પૂર્ણ કરેલ છે.

સમગ્ર ગ્રંથ ભારતીય સંસ્કૃતિ વિષયના સ્નાતક કક્ષાના અભ્યાસક્રમને અનુલક્ષીને તૈયાર કરવામાં આવેલ છે. આ ગ્રંથ તૈયાર કરવા માટે મને નિમંત્રણ પાઠવવા બદલ હું યુનિ. ગ્રંથ નિર્માણ બોર્ડનો આભારી છું. આ સાથે આ ગ્રંથ તૈયાર કરવામાં સંગીન માર્ગદર્શન આપવા બદલ મારા પરમ આદરણીય ગુરુ ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રીનો તથા ઉપયોગી માહિતી ચિત્રો વગેરે પૂરાં પાડવા બદલ ગુજરાતના પુરાતત્ત્વખાતાનો તથા શામળાજી, ધીણોધર, વડતાલ વગેરે મંદિરના વ્યવસ્થાપકોનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

તા. ૨૦–૧૦–૮૩ ડૉ. નવીનચંદ્ર આચાર્ય
અમદાવાદ

# અનુક્રમણિકા

# ચિત્ર સૂચિ

# ૧
## પ્રાસ્તાવિક

માનવી એ સામાજિક પ્રાણી છે. સમાજમાં ઉન્નત મસ્તકે જીવવા માટે તેને અનેક પ્રકારના સદ્ગુણો કેળવવા પડે છે. આ સદ્ગુણો તેને જીવનદૃષ્ટિ આપે છે. જેમ શબ્દમાંથી કાવ્યનું સર્જન થાય છે, સ્વરમાંથી સંગીત જન્મે છે, લાકડાના ટુકડામાંથી કલાકૃતિ સર્જાય છે, તેમ સદ્ગુણમાંથી ધર્મનું સર્જન થાય છે. ધર્મ એ કોઈ બહારથી ઠોકી બેસાડવાની વસ્તુ નથી, પણ એ તો મનુષ્યના અંતરમાં સતત વહેતું સદ્ગુણોનું એક ઝરણું છે. તે માનવીને ગતિશીલ બનાવે છે. સત્યના માર્ગે લઈ જાય છે, ચારિત્ર્યવાન બનાવે છે. સાચો ધર્મ ઈશ્વર પ્રત્યે સદ્ભાવ જન્માવે છે. માનવીને પોતાની ફરજનું ભાન કરાવે છે. ઈશ્વર પ્રત્યેની શ્રદ્ધામાંથી આગળ જતાં પ્રકૃતિપૂજા, દેવપૂજા, પ્રેતપૂજા વગેરે ઉદ્ભવે છે. એ પછી તેમાં તત્ત્વજ્ઞાન અને કર્મકાંડ ઉમેરાતાં દાનનો મહિમા વધે છે.

કહેવાય છે કે ભારતીય સંસ્કૃતિ ધર્મના રંગે રંગાયેલ છે. ધર્મ એ ભારતીય સંસ્કૃતિનો આત્મા છે. ભારતીય સમાજમાં ધર્મ અને સંસ્કૃતિ એવી રીતે ઓતપ્રોત થયેલાં છે કે તેમને અલગ પાડવાં મુશ્કેલ છે. ગુજરાત એ ભારતનો એક ભાગ છે. એટલે ગુજરાતનું સમાજજીવન પણ ધર્મના રંગે રંગાયેલું છે. ગુજરાતમાં વેદકાળ પૂર્વે વસતી પ્રજાને પણ પોતાનો સ્વતંત્ર ધર્મ હતો. તેઓને પણ પોતાની ધર્મભાવના હતી. ભારતના અન્ય પ્રદેશોમાંથી આવેલી વિદેશી પ્રજાઓ જેમ ભારતીય સમાજમાં ભળી ગઈ તેમ ગુજરાતમાં પણ આવેલી વિદેશી પ્રજાઓ અહીંના સમાજમાં ભળી ગઈ છે. વિદેશીઓને સમાવવામાં ગુજરાત મોખરે રહ્યું છે. આના પરિણામે અહીં ધર્મનું સ્વરૂપ બદલાતું રહ્યું. ગુજરાતના લોકોને મન ધર્મ એ કેવળ ચર્ચાનો વિષય નહિ, પણ અનુભવનો વિષય બની ગયો. પરિણામે ગુજરાતની વ્યાપાર પ્રધાન પ્રજામાં સહિષ્ણુતા, ભાઈચારો, મિલનસારપણું, સમાધાનવૃત્તિ, કલહભીરુતા, ઉદાર દૃષ્ટિ, ઇત્યાદિ ગુણો સવિશેષ પ્રમાણમાં વિકસ્યા.

અહીં રાજાઓ ધર્મના નિયમોને લક્ષમાં રાખી રાજ્ય કરતા. પ્રજાનું પાલન કરતા, વિવિધ પ્રકારનાં દાન આપીને પ્રજામાં દાનનો મહિમા ટકાવી રાખવા તત્પર રહેતા. રાજાઓ વિદ્યાવ્યાસંગી હોવાથી બ્રાહ્મણો વિના મૂલ્યે વિદ્યાદાન દેવા

પ્રયત્નશીલ રહેતા. પ્રજામાં કર્મકાંડમાં શ્રદ્ધા, સાહિત્ય પ્રવૃત્તિઓ અને તીર્થોદ્ધારની ભાવના વિકસી હતી. લોકો ધર્મમાં સંપૂર્ણ શ્રદ્ધા રાખતા.

## (અ) ગુજરાતની સંસ્કૃતિના ઘડતરમાં ધર્મનો ફાળો :

ગુજરાતની સંસ્કૃતિ એ ભારતીય સંસ્કૃતિનું અંગ હોવાથી તેની પરંપરામાં આદિકાળથી ધર્મે અગત્યનો ભાગ ભજવ્યો છે. લોથલ, રંગપુર, રોજડી, સૂર કોટડા વગેરે સ્થળોએથી હડપ્પીય સંસ્કૃતિના જે અવશેષો મળ્યા છે તે આ કથનની સાક્ષી પૂરે છે.

ગુજરાતમાં હડપ્પીય સંસ્કૃતિના અવશેષો, ધોળકા તાલુકામાં આવેલ લોથલ નામે ઓળખાતા ટીંબામાંથી વિસ્તૃત પ્રમાણમાં મળ્યા છે. અહીં ઈ.સ. ૧૯૫૫થી ૧૯૬૨ના ગાળામાં ઉત્ખનન કરવામાં આવ્યું હતું. આ સ્થળ અમદાવાદથી લગભગ ૮૦ કિ.મી. દૂર ભોગાવો અને સાબરમતીના તટ પ્રદેશ વચ્ચે આવેલું છે. અહીંથી મળેલા અવશેષો પરથી જણાય છે કે પ્રાચીનકાલમાં અહીં સાગરકિનારા આગળ એક બંદર આવેલું હશે. અહીંની પ્રજા પંચરંગી હશે. અહીંની પ્રજા જુદા જુદા પ્રકારની ધાર્મિક વિધિઓમાં માનતી હોય તેમ ઉપલબ્ધ અવશેષો પરથી જણાય છે. કોઈક અગ્નિની, તો કોઈક પ્રકૃત્તિના અન્ય દેવોની, પૂજા કરતા હશે. અહીં લિંગ પૂજાના કોઈ અવશેષો મળ્યા નથી. અહીંથી મળેલા મુદ્રાંકનોમાં સિંધુપ્રદેશની માતાજીની આકૃતિ કે અન્ય કોઈ ધાર્મિક પ્રતીક કે દશ્યો નજરે પડતાં નથી. મકાનોમાંથી અગ્નિપૂજા માટેની વેદીઓ મળી છે. આ ઉપરાંત એક ઠેકાણેથી પાછલી બાજુએ મેશની નિશાનીવાળો પકવેલી માટીનો એક સરવો મળી આવેલ છે, જે વેદકાલીન યજ્ઞોમાં ઘી હોમવાના સ્રુવની યાદ આપે છે. આ સર્વ ઉપરથી જણાય છે કે અહીંની પ્રજા અગ્નિપૂજામાં વિશેષ શ્રદ્ધા ધરાવતી હશે.

એક વેદી આગળથી પ્રાણીનાં હાડકાં, બે કાણાંવાળું એક સોનાનું લટકણિયું વગેરે મળી આવેલ છે. એ જોતાં, અહીંની પ્રજામાં બલિ ચઢાવવાનો રિવાજ પ્રચલિત હોય તેમ લાગે છે. અહીંથી કોઈ દેવાલય મળતું નથી એ ઉપરથી જણાય છે કે અહીંની પ્રજામાં ધર્મ એ વ્યક્તિનો અંગત વિષય હશે.

અહીં પ્રચલિત અંત્યેષ્ટિ ક્રિયા અહીંની પ્રજાના ધાર્મિક જીવન ઉપર કેટલોક પ્રકાશ પાડે છે. અહીં શબને દફનાવવાની સાથે અગ્નિદાહ જેવી બીજી પ્રથા પ્રચલિત હોય તેમ જણાય છે. શબને દફનાવતી વખતે માટીના પાત્રમાં પાણી ભરીને મસ્તક પાસે મૂકવામાં આવતું. અહીંનાં કેટલાંક દફનોમાંથી સ્ત્રી-પુરુષને એકી સાથે દફનાવાયા હોય તેવા અવશેષો મળ્યા છે. આ ઉપરથી જણાય છે કે અહીંની પ્રજામાં સતી પ્રથાને મળતો કોઈ રિવાજ પ્રચલિત હશે.

ટૂંકમાં અહીંની હડપ્પીય સંસ્કૃતિની પ્રજા ભિન્ન ભિન્ન પ્રકારના ધાર્મિક રિવાજો પાળતી હશે. તેમાંના કેટલાક રિવાજો પ્રજાની ઉચ્ચ પ્રકારની ધર્મભાવના પ્રગટ કરે છે. સિંધુખીણમાં વસતી હડપ્પીય સંસ્કૃતિની પ્રજા અને અહીં વસતી હડપ્પીય સંસ્કૃતિની પ્રજાની ધાર્મિક વિધિઓમાં ઘણી જ અસમાનતા જોવા મળે છે.

પૌરાણિક અનુશ્રુતિઓ ઉપરથી જાણવા મળે છે કે શાર્યાતો, આનર્તો, યાદવો વગેરે પ્રજા સૌરાષ્ટ્રના સાગર કિનારે વસતી હશે. આ સમયે પ્રજામાં અગ્નિપૂજા વ્યાપક પ્રમાણમાં વિસ્તરેલી હશે. યજ્ઞોની ભાવના વિકસી હશે. ધીરે ધીરે પ્રકૃતિ પૂજામાંથી વિવિધ દેવ-દેવીઓની પૂજા પ્રચલિત થઈ. આગળ જતાં શૈવસંપ્રદાયનો પ્રસાર વધ્યો. વળી, અર્જુન અને કૃષ્ણ નરનારાયણનો અવતાર મનાયા. ધીરે ધીરે કૃષ્ણ વિષ્ણુના એક અવતાર તરીકે પૂજાવા લાગ્યા. આગળ જતાં ભક્તિસંપ્રદાયનો ઉદય થયો. યાદવો સુરા-પાનથી અંદર અંદર લડીને નાશ પામ્યા. સૌરાષ્ટ્રના ઇતિહાસમાં યાદવો નામશેષ બન્યા. પુરાણોમાંથી દ્વારકા, તાપી, પ્રભાસક્ષેત્ર, ધર્મારણ્યક્ષેત્ર વગેરેના જે ઉલ્લેખો મળે છે, તે ઉપરથી જણાય છે કે પ્રાચીનકાલમાં તીર્થોદ્ધારની ભાવના વ્યાપક પ્રમાણમાં વિસ્તરી હશે. ઇતિહાસકાલમાં આવીએ છીએ ત્યારે ગુજરાતમાં આર્યોનો હિંદુ ધર્મ દૃઢ થયેલો દેખાય છે.

હિંદુ ધર્મમાં અહીં શિવ, વિષ્ણુ, વરાહ, નૃસિંહ, વામન, રામ, કૃષ્ણ-રાધા, શક્તિ, બ્રહ્મા, સૂર્ય, કાર્તિકેય વગેરે દેવદેવીઓની ઉપાસના પ્રચલિત થઈ. હિંદુ ધર્મમાં સૃષ્ટિના સર્જક, પાલક અને સંહારક રૂપે બ્રહ્મા, વિષ્ણુ અને શિવ મુખ્ય દેવ ગણાયા. સમય જતાં બ્રહ્માની લોકપ્રિયતા ઘટીને ગણેશ, શિવ, વિષ્ણુ, શક્તિ અને સૂર્ય એ પાંચ દેવોનો મહિમા વધ્યો.

આ પૈકી શિવ, વિષ્ણુ અને શક્તિના ઉપાસકોમાં આગળ જતાં વિવિધ સંપ્રદાય વિકસ્યા હતા. તેઓ 'પરમમાહેશ્વર' 'પરમભાગવત' અને 'પરમશાક્ત' કહેવાતા. એવી રીતે સૂર્ય ઉપાસકોનો પણ સંપ્રદાય હતો, તે સૌર સંપ્રદાય કહેવાયો. તેના અનુયાયીઓ 'પરમઆદિત્ય ભક્તો કહેવાતા. ગાણપત્યો (ગણપતિ-ઉપાસકો)નો પણ સંપ્રદાય હતો, પરંતુ તે ગુજરાતમાં સંપ્રદાય તરીકે પ્રચલિત થયો હોય તેમ લાગતું નથી.

અલબત્ત હિંદુઓનો મોટો વર્ગ તો કોઈ એક સંપ્રદાયના અનુયાયી થયા વિના શિવ, વિષ્ણુ, શક્તિ, સૂર્ય, ગણેશ, હનુમાન, ઇત્યાદિ સર્વ દેવદેવીઓને વંદે છે, પૂજે છે, આરાધે છે. વિષ્ણુના અવતારોને તથા દેવતાઓનાં વિવિધ સ્વરૂપોને ઉપાસે છે. ઈતર દેવદેવીઓના અલગ સંપ્રદાયો વિકસ્યા નથી, પરંતુ આ દેવદેવીઓની ઉપાસના પ્રચલિત છે.

બૌદ્ધ ધર્મ અહીં મૌર્યકાલથી અનુમૈત્રકકાલ સુધી સારી રીતે પ્રચલિત થયો હતો. તેમાં બુદ્ધો, બોધિસત્વો અને તારાઓની ઉપાસના થતી. જૈન ધર્મ મૌર્યકાલથી પ્રચલિત થયો. તે અદ્યાપિ પર્યંત લોકપ્રિય રહ્યો છે. એમાં તીર્થંકરોનાં દેરાસરો બંધાયાં છે. તેમાં તીર્થંકરોની સાથે યક્ષ–યક્ષિણીઓની પ્રતિમાઓ પણ મુકાય છે. ગુજરાતમાં જૈન ધર્મમાં દિગંબર, શ્વેતાંબર, મૂર્તિપૂજક, સ્થાનકવાસી, તેરાપંથી વગેરે સંપ્રદાયો પ્રચલિત છે.

અનુમૈત્રકકાલથી અહીં ઈરાનના જરથોસ્તીઓ આવી વસ્યા. તેઓ પારસી તરીકે ઓળખાય છે. તેમની અગિયારીઓ ઠેકઠેકાણે બંધાઈ છે.

મુસ્લિમોની વસ્તી અહીં અનુમૈત્રકકાલથી શરૂ થઈ. ગુજરાતમાં તેઓની સારી વસ્તી છે. અહીં શિયા, સુન્ની વગેરે સંપ્રદાય પ્રચલિત છે. અનેક ઠેકાણે મસ્જિદો બંધાઈ છે.

યહૂદીઓ અને ખ્રિસ્તીઓની સંખ્યા સારા પ્રમાણમાં અહીં જોવા મળે છે. અહીંના યહૂદીઓ મહારાષ્ટ્રમાંથી આવેલા છે. અમદાવાદમાં એમનું સિનેગોગ છે. ખ્રિસ્તીઓની મિશનરીઓ ગુજરાતમાં અનેક ઠેકાણે જોવા મળે છે. તેઓમાં કૅથોલિક અને પ્રોટેસ્ટંટ એમ બે સંપ્રદાય વધારે લોકપ્રિય છે. બંને સંપ્રદાયનાં દેવળો અનેક ઠેકાણે બંધાયાં છે.

હિંદુ ધર્મના અર્વાચીન સુધારક સંપ્રદાયોમાં, આર્યસમાજ ઠીક ઠીક પ્રચલિત થયો છે. પ્રાર્થનાસમાજ પણ ઠીક ઠીક પ્રચલિત થયેલો, પરંતુ હવે એની લોકપ્રિયતા રહી નથી. તાજેતરમાં સંતોષી માતા તથા ગાયત્રી માતાની ઉપાસના વધતી જાય છે.

આધુનિક યુગમાં અહીં આંબેડકરની પ્રેરણાથી નવા બૌદ્ધોનો સંપ્રદાય પણ પ્રચલિત થતો જાય છે.

ગુજરાતમાં જુદા જુદા સમયે અનેક પ્રજાઓ આવીને સ્થિર થઈ છે. આ વિદેશી પ્રજાઓમાંથી કેટલીક ભારતીય ધર્મો સ્વીકાર્યા હોવાથી આપણી સંસ્કૃતિ પર તેમના આચારવિચાર, પહેરવેશ, તથા જીવનમૂલ્યોની અસર સારા પ્રમાણમાં થઈ છે. તેનાથી આપણામાં વિવિધતામાં એકતાની ભાવના વિકસી છે.

પ્રાચીનકાલથી ગુજરાતમાં ધર્મનાં બે અંગ જોવા મળે છે: (૧) ઈષ્ટ ધર્મ, (૨) પૂર્ત ધર્મ. શ્રુતિ, સ્મૃતિ, પુરાણ વગેરે ધર્મગ્રંથોમાં શ્રદ્ધા રાખવી તેમજ અગ્નિહોત્ર, તપ, વ્રત, જપ વગેરે ક્રિયા કરવી, એ ઈષ્ટ ધર્મ છે. લોકહિતાર્થે વાવ, કૂવા, સરોવર, દેવાલય, તળાવ, કૂંડ, ધર્મશાળા, રુગ્ણાલયો પરબડી, ઘાટ

વગેરે બંધાવવાં તેમજ અન્નક્ષેત્ર, તીર્થક્ષેત્ર વગેરે સ્થાપવાં-ઇત્યાદિ કાર્યોને પૂર્ત ધર્મ તરીકે ઓળખવામાં આવે છે. સાંસ્કૃતિક ઇતિહાસને લગતાં અનેક સાધનો પરથી જણાય છે કે ગુજરાતના સમાજજીવનમાં પૂર્ત ધર્મે અગત્યનો ભાગ ભજવ્યો છે. ગુજરાતના અનેક રાજવીઓ તથા ધનિકોએ વાવકૂવા, તળાવ વગેરે બંધાવ્યાના ઉલ્લેખો અભિલેખો અને સાહિત્યમાંથી મળે છે.

ગુજરાતમાં વાવ, કૂવા, તળાવ વગેરે ઉપરાંત દાણા માટે ચબૂતરા કે પરબડીઓ અને પશુઓના રક્ષણ માટે પાંજરાપોળો બંધાવવી, એ ગુજરાતના લોકજીવનનું અગત્યનું પાસું છે. અહીં જૈન ધર્મની અસર સમાજ ઉપર વ્યાપક પ્રમાણમાં પડી હોવાથી, લોકોના રોજબરોજના જીવનમાં પણ જીવદયાની ભાવના વણાઈ ગઈ છે. વસૂકી ગયેલાં અને બીમાર ઢોરો માટે ગુજરાતમાં અનેક સ્થળોએ પાંજરાપોળોની સંસ્થાઓ સ્થપાઈ છે. ઢોરોને સ્વચ્છ પાણી મળે એ માટે ગુજરાતમાં ગામેગામ હવાડા જોવા મળે છે. મૈત્રકકાલમાં શીલાદિત્ય ધર્માદિત્યે પોતાના રાજ્યમાં પશુઓ માટે ગાળીને પાણી આપવાની સગવડો આપી હતી. સોલંકી રાજવી કુમારપાળે પોતાના રાજ્યમાં 'અમારી' ઘોષણા કરી પશુઓનો વધ કરવાની મનાઈ ફરમાવી હતી. આમ, ગુજરાતમાં ઘણાં પ્રાચીનકાળથી પૂર્ત ધર્મનો મહિમા ચાલ્યો આવે છે. આજે પણ ઘણા ધનિકો તીર્થસ્થળોમાં ધર્મશાળાઓ બંધાવે છે. નદી પર ઘાટ બનાવે છે. સ્મશાનગૃહોની સગવડતાઓ કરે છે.

### (આ) ધર્મોનો ઐતિહાસિક વિકાસક્રમ :

ગુજરાતના ઐતિહાસિક યુગમાં આવીએ છીએ ત્યારે ગિરિનગરના અશોકના લેખ પરથી જણાય છે કે ગુજરાતના ધર્મજીવનને વિકસાવવામાં અશોકની ધર્મઆજ્ઞાઓએ અગત્યનો ભાગ ભજવ્યો હતો. તેણે પોતાની ધર્મલિપિમાં વ્યાપક ધર્મભાવનાની જ પ્રતિષ્ઠા કરી છે. ધર્મના આચરણ માટે તેણે વ્યવહારુ અને ઉપયોગી સૂચનો કર્યાં છે. જેમ કે "વિના કારણે પ્રાણીનો વધ ન કરવો. પ્રાણીઓને ઈજા ન પહોંચાડવી, માતાપિતા, વડીલો અને વૃદ્ધોની સેવા કરવી. સગાંસ્નેહીઓ તરફ ઉદારતા રાખવી, નોકરચાકર અને ગુલામો પ્રત્યે સદ્‌ભાવ રાખવો." પ્રિયદર્શી અશોકે આ પ્રકારનું ધર્માચરણ કેવળ મનુષ્ય માટે જ નહિ પણ પશુઓ માટે પણ દાખવ્યું હતું. તેણે પોતાના રાજ્યમાં પશુઓ અને માનવીઓ માટે રુગ્ણાલયો સ્થાપ્યાં હતાં. પોતાનાં રાજ્યમાં ન મળતી ઔષધિઓ અને વનસ્પતિઓ બહારથી મંગાવવાની વ્યવસ્થા કરી હતી. પશુઓ અને મુસાફરો માટે રસ્તાની બન્ને બાજુએ વૃક્ષો રોપાવ્યાં હતાં. વાવ, કૂવા, તળાવ વગેરે ઠેર ઠેર બંધાવ્યાં હતાં. આમ, અશોકે ગુજરાતની ધર્મભાવના વિકસાવવામાં મહત્ત્વનો

ભાગ ભજવ્યો હતો. આજના ગુજરાતમાં જે ધાર્મિક સહિષ્ણુતા જોવા મળે છે તેનો યશ કેટલેક અંશે મૌર્ય સમ્રાટ અશોકને ફાળે જાય છે. તે પોતાની ધર્મ-લિપિમાં બહુ જ નમ્રતાપૂર્વક જણાવે છે કે "દેવોને પ્રિય પ્રિયદર્શી રાજા ઇચ્છે કે સર્વસંપ્રદાયો સર્વત્ર વસે. એ સર્વમાં સંયમ અને ભાવશુદ્ધિ ઇચ્છે છે." ગુજરાતમાં સહિષ્ણુતાનો જે ગુણ પડેલો છે તેનું મૂળ અહીં શોધી શકાય

મૌર્યકાલથી આપણે ક્ષત્રપકાલમાં આવીએ છીએ ત્યારે ગુજરાતમાં શૈવ સંપ્રદાય વ્યાપક રીતે વિસ્તર્યો હોવાની પ્રતીતિ થાય છે. ઘણા ક્ષત્રપ રાજવી-ઓના નામની સાથે "રુદ્ર" શબ્દ જોડાયેલ જોવા મળે છે. ક્ષત્રપ જયદામાના તાંબાના સિક્કાઓમાં વૃષભ અને શિવના પ્રતીકો જોવા મળે છે. આ રાજવંશના એક રાજવી સ્વામી જીવદામા પોતાને પોતાના અભિલેખમાં કાર્તિકેયના ઉપાસક તરીકે ઓળખાવે છે. આ સમયે સૌરાષ્ટ્રમાં સાગરકિનારે આવેલું સોમનાથ એ પાશુપત મતના આચાર્યોનું મોટું કેન્દ્ર હતું. આ સંપ્રદાયના પ્રવર્તક શિવના ૨૮મા અવતાર મનાતા ભગવાન લકુલીશ અથવા નકુલીશ નો જન્મ વડોદરા જિલ્લાના ડભોઈ ગામ પાસે આવેલ કાયાવરોહણ(કારવણ)માં થયો હતો. ભગ-વાન લકુલીશની અનેક પ્રતિમાઓ ગુજરાતમાંથી વિવિધ સ્થળોએથી મળે છે. આ લકુલીશનો જન્મ ઈ. સ.ની પહેલી કે બીજી સદીમાં થયો હોવાનું અનુમાન છે.

ક્ષત્રકકાલ પછીના ગુપ્ત રાજવીઓના સમયમાં ગુજરાતમાં શૈવ ધર્મ તેના મૂળ સ્વરૂપે ટકી રહ્યો હતો. તેમ છતાં ગુપ્તરાજવીઓ 'પરમ ભાગવત' હોવાથી તેમના સમયમાં ગુજરાતમાં ધીરે ધીરે વૈષ્ણવ સંપ્રદાયનો પ્રસાર વધ્યો હતો. ગિરનારના ઈ.સ. ૪૫૫-૫૭ના સ્કંદગુપ્તના લેખમાંથી તે સમયે સુદર્શન તળાવના કિનારે ચક્રપાલિતે ચક્રધર(વિષ્ણુ)નું મંદિર બંધાવ્યું હોવાનો ઉલ્લેખ મળે છે. આ સમયની કેટલીક શિવ અને વિષ્ણુની પ્રતિમાઓ શામળાજીમાંથી મળેલ છે. આ સાથે આ યુગમાં ગુજરાતમાં શાક્ત સંપ્રદાય પણ વિકસ્યો હતો.

મૈત્રકકાલમાં ગુજરાતના ધાર્મિકજીવનમાં વિવિધ ધર્મસંપ્રદાયોની અસર જોવા મળે છે. આ સમયે માહેશ્વર સંપ્રદાય, શાકત સંપ્રદાય, ભાગવત સંપ્રદાય, સૌર સંપ્રદાય, જૈન અને બૌદ્ધ સંપ્રદાય જેવા વિવિધ સંપ્રદાયો ગુજરાતમાં વિકસ્યા હતા. આ સર્વ સંપ્રદાયોનાં શિલ્પો ગુજરાતમાંથી વિવિધ સ્થળોએથી મળે છે.

સોલંકીકાલ એ ધર્મ અને સંસ્કૃતિનો અભ્યુદયનો યુગ હતો. ગુજરાતના ઇતિહાસમાં આ સમયે જેટલા ધર્માચાર્યો થયા તેટલા બીજા કોઈ સમયે થયા નથી. અણહિલવાડ પાટણ એ ધર્મ અને સંસ્કૃતિનું આ સમયનું મુખ્ય ધામ હતું.

આ સમય અગાઉ ગુજરાતમાં આરબો અને પારસીઓ આવ્યા. ગુજરાતે તેમના ધર્મને પણ ઉદારતાથી અપનાવ્યો. તેમના દેવસ્થાનોનું રાજ્ય તરફથી રક્ષણ થતું હતું. દરેકને પોતાને અનુકૂળ ધર્મ પાળવાની છૂટ આપી હતી. દક્ષિણ ગુજરાતમાં ગંધાર બંદરમાં ૮મી સદીમાં મસ્જિદ બંધાઈ હતી, સદરે અવ્વલ મસ્જિદ ખંભાતમાં સિદ્ધરાજ જયસિંહના સમયમાં બાંધવામાં આવી હતી. અમદાવાદમાં આવેલા આશાવલની આસપાસના ભાગમાં અગિયારમી સદીના આરંભમાં મુસલમાનોની વસ્તી હતી, અને ત્યાં મજહબી ક્રિયાઓ કરવા માટે એમણે ઈ. સ. ૧૦૫૩માં એક મસ્જિદ બંધાવી હતી. મહામાત્ય વસ્તુપાલે મક્કાની મસ્જિદમાં મૂકવા માટે આરસનું તોરણ દિલ્હીના સુલતાનની માતા સાથે મોકલ્યું હતું અને ત્યાંની મસ્જિદમાં દીપ અને ધૂપનો પ્રબંધ કર્યો હતો. જૈનવણિક જગડૂશાહે કચ્છના ભદ્રેશ્વરમાં ખીમલી નામની એક મસ્જિદ બંધાવી હતી. એક દંતકથા અનુસાર રાધનપુર પાસે આવેલા સમીના કસબાતીઓ સુલતાન મહમૂદ ગઝનવી સાથે આવનારા સૈયદ સિપાહીઓના વંશજો છે. આ સમયમાં ગુજરાતમાં લખાયેલા શિલ્પશાસ્ત્રના બે ગ્રંથો "જયપૃચ્છા અને વૃક્ષાર્ણવ"માં રહેમાન પ્રાસાદ એટલે મસ્જિદના બાંધકામને લગતી વિગતો આપી છે.

મધ્યકાલમાં આવીએ છીએ ત્યારે ગુજરાતના સમાજજીવન પર ઇસ્લામની અસર વર્તાય છે. સોલંકી રાજવીઓ એ પોતાના રાજ્યમાં વસેલા મુસલમાનો પ્રત્યે જે ઉદાર વર્તન દાખવ્યું હતું, તેનું સો મા ભાગનું ઉદાર વર્તન પણ મુસ્લિમ રાજવીઓએ હિંદુઓ તરફ દાખવ્યું નહીં. મુસ્લિમ અમલ દરમિયાન ગુજરાતમાં ધર્મસહિષ્ણુતા મરી પરવારી. અનેક હિંદુ અને જૈન મંદિરોનો નાશ થયો. તેમ છતાં આ સમયે શૈવ સંપ્રદાય, શાક્ત સંપ્રદાય, વૈષ્ણવ સંપ્રદાય વગેરે ટકી રહ્યા હતા. તેમણે પ્રજાની ધર્મભાવના ટકાવી રાખી હતી. આ સમયે મંદિરોનું બાંધકામ અટકી ગયું હોવા છતાં ઘણા લોકોએ તીર્થધામોના જીર્ણોદ્ધારમાં નોંધપાત્ર ફાળો આપ્યો હતો. આ સમયે દાદુભગતનો પરબ્રહ્મ અથવા સહજસંપ્રદાય, કબીરપંથ, સ્વામીનારાયણસંપ્રદાય, વલ્લભાચાર્યે પ્રવર્તાવેલ પુષ્ટિ સંપ્રદાય વગેરે સંપ્રદાયો અસ્તિત્વમાં આવ્યા. તેમણે ગુજરાતના ધાર્મિક જીવનમાં ઘણો પલટો આણ્યો. આજે પણ પુષ્ટિ સંપ્રદાયે અને સ્વામીનારાયણ સંપ્રદાયે ગુજરાતનાં અનેક નાનાંમોટાં ગામોમાં પોતાની આગવી ધાર્મિક શૈલી વિકસાવી છે.

આ સમયે ગુજરાતમાં જરથોસ્તી ધર્મનો પ્રસાર થયો હતો. ઈરાનથી આવેલા પારસીઓએ દક્ષિણ ગુજરાતમાં ઠેર ઠેર પોતાનાં ધાર્મિક કેન્દ્રો સ્થાપ્યાં.

તેમના ધર્મગુરુઓએ પ્રજામાં "આતશ બહેરામ"નું મહત્ત્વ વધાર્યું. અકબરે જરથોસ્તી ધર્મગુરુઓના પ્રભાવ નીચે આવીને તેમની સૂચના અનુસાર 'ઇલાહી' સંવત શરૂ કર્યો. હાલમાં દક્ષિણ ગુજરાતમાં નવસારી, વલસાડ, ઉદવાડા વગેરે પારસી ધર્મનાં નોંધપાત્ર કેન્દ્રો છે. અમદાવાદમાં પણ કેટલીક પારસી અગિયારીઓ આવેલી છે. ઘણા પારસીઓએ ગુજરાતમાં વિવિધ ક્ષેત્રે દાન કર્યાં છે. આ સાથે એક વાત અત્રે નોંધવી જોઈએ કે તેમણે વટાળ પ્રવૃત્તિ દ્વારા અન્ય ધર્મના લોકોને પારસી બનાવવાના પ્રયત્નો કર્યા નથી.

ગુજરાતમાં ઇસ્લામનો ફેલાવો થતાં ગુજરાતી સમાજ, હિંદુ અને મુસ્લિમ એવા બે વિભાગમાં વહેંચાઈ ગયો. મુસ્લિમોનાં આક્રમણો વધતાં હિંદુ પ્રજાએ પોતાની સંસ્કૃતિના રક્ષણ માટે નાતજાતનાં બંધનો કડક બનાવ્યાં. સમાજમાં જુદી જુદી પેટાજ્ઞાતિઓ અસ્તિત્વમાં આવી. ધર્મભાવના સંકુચિત બની. વટાળ પ્રવૃત્તિના આધારે ઘણા મુસલમાનો બન્યા હોવા છતાં તેમણે પોતાની અગાઉની રહેણી-કરણી, રિવાજો, પરંપરાગત માન્યતાઓ વગેરેને ચાલુ રાખી. આથી હિંદુ-સમાજની જેમ મુસલમાનોમાં પણ વર્ગભેદ વધ્યા. જ્ઞાતિમર્યાદાઓ વધી.

અર્વાચીન સમયમાં આવીએ છીએ ત્યારે આપણને વિવિધ ધર્મસંપ્રદાયો પોતપોતાનું આગવું સ્થાન જમાવીને બેસી ગયા હોય તેમ સ્પષ્ટ જણાય છે. તેમ છતાં સામાજિક દૃષ્ટિએ શૈવ, વૈષ્ણવ, શાક્ત કે જૈન કોઈપણ સંપ્રદાય કેવળ પોતાનું અલગ અસ્તિત્વ ધરાવતો નથી. દરેક ધર્મના અનુયાયીઓ એકબીજા સાથે ભળી ગયા હોય છે. આજે ગુજરાતમાં નર્મદા કિનારે શૈવ સંપ્રદાયનું પ્રભુત્વ દેખાય છે, તો મધ્ય ગુજરાતમાં સ્વામીનારાયણ સંપ્રદાય વિકસ્યો છે, તો ઉત્તર ગુજરાત, ઇશાન ગુજરાત વગેરે સ્થળે પુષ્ટિ સંપ્રદાયનું મહત્ત્વ વિશેષ જણાય છે.

આ સમયે ધીરે ધીરે ગુજરાતમાં ખ્રિસ્તી ધર્મનો પ્રસાર થતો જોવા મળે છે. ખ્રિસ્તી ધર્મગુરુઓએ ગુજરાતના સાબરકાંઠા, પંચમહાલ, સૂરત વગેરે જિલ્લાઓનાં આદિવાસી ક્ષેત્રોમાં પોતાનાં ધર્મકેન્દ્રો સ્થાપી વટાળ પ્રવૃત્તિ દ્વારા ખ્રિસ્તી ધર્મનો પ્રસાર કર્યો. પરિણામે અનેક ભીલ, ઠાકોર, કોળી, હરિજન વગેરે ખ્રિસ્તી બન્યા. ગુજરાતના ખ્રિસ્તી સમાજમાં પરમાર, ચૌહાણ, ચાવડા વગેરે વિવિધ અટકો વાળાં કુટુંબો જોવા મળે છે. આણંદ, નડિયાદ, બોરસદ વગેરે અનેક સ્થળોએ અનેક ખ્રિસ્તીઓ વસેલા છે. તેમનાં દેવળો ઠેર ઠેર આવેલાં છે. તેમનામાં પણ કેથલિક, પ્રોટેસ્ટંટ જેવા વર્ગભેદ જોવા મળે છે.

શીખ ધર્મે પણ પોતાની આગવી રીતે ગુજરાતમાં પોતાનું સ્થાન જમાવ્યું છે. અમદાવાદ, વડોદરા વગેરે સ્થળોએ શીખ ધર્મનાં નોંધપાત્ર ગુરુદ્વારો આવેલાં છે.

આમ, આજે ગુજરાતી સમાજમાં અનેક ધર્મસંપ્રદાયો પોતાનું આગવું સ્થાન જમાવી ચૂકયા છે. આ સર્વની વિશિષ્ટતા એ છે કે દરેક ધર્મે પોતાની વિશિષ્ટ શૈલીથી પોતાનાં દેવસ્થાનો બંધાવ્યાં છે. ગુજરાતી પ્રજામાં રહેલી ધર્મ-સહિષ્ણુતાની વૃત્તિને લીધે આ સર્વ દેવસ્થાનો પોતપોતાની આગવી રીતે વિકસ્યાં છે. દરેક સંપ્રદાયને પોતાના અનુયાયીઓ મળેલા છે. દરેકના આચારવિચાર, ધાર્મિક માન્યતાઓ અલગ અલગ હોવા છતાં ગુજરાતનું સમગ્ર કલેવર એક જ ધર્મના રંગે રંગાયેલું હોય તેમ જણાય છે અને તે ધર્મ, તે માનવધર્મ. આજે પણ ભારતના કોઈપણ ખૂણે કુદરતી આફત ઊતરી હોય તો ગુજરાત સહુ પ્રથમ સહાય માટે દોડી જાય છે. આ ગુજરાતના સાંસ્કૃતિક જીવનનું એક ઉજ્જવળ પાસું છે.

## સંદર્ભ ગ્રંથો


(૧) પ્રો. ર. છો પરીખ અને ડૉ. હ. ગં. શાસ્ત્રી (સં) — ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ, ગ્રંથ–૨

(૨) દુ. કે. શાસ્ત્રી — (૧) શૈવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ (૨) વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ

(૩) ગિ. વ. આચાર્ય — ગુજરાતના ઐતિહાસિક લેખો, ભા. ૨, ૩

(૪) ડૉ. ચીનુભાઈ નાયક — ગુજરાતની સંસ્કૃતિમાં ધર્મનો ફાળો, વિદ્યાપીઠ, અં. ૯૯, સં. ૨૦૩૫

# ૨

## હિંદુ ધર્મ અને શૈવ સંપ્રદાય

ગુજરાતની પ્રાચીન ધર્મભાવના અંગેની માહિતી આપણને પ્રાચીન ધર્મ-ગ્રંથો, તથા પ્રચલિત આચારોમાંથી મળે છે. મૌર્યકાલથી આપણને આધારભૂત સાધનો જેવાં કે અભિલેખો, સ્થાપત્યના અવશેષો વગેરે વિપુલ પ્રમાણમાં મળતાં હોવાથી તે પછીના સમયની આપણને પ્રમાણભૂત માહિતી અભિલેખો, ધર્મગ્રંથો, સ્થાપત્યો વગેરેમાંથી મળે છે. આથી અહીં પ્રાચીનકાલની ધર્મભાવના વિષેની ચર્ચા વેદો, પુરાણો, સ્મૃતિગ્રંથો વગેરેને નજર સમક્ષ રાખીને કરવામાં આવેલ છે.

### પ્રાચીન હિંદુ ધર્મનું સ્વરૂપ :

પ્રાચીનકાલમાં અહીં હિંદુ ધર્મનાં બે સ્વરૂપ વિકસ્યાં. વેદકાલીન ધર્મ શ્રુતિ–આધારિત હતો, જ્યારે ઉત્તરકાલીન ધર્મ સ્મૃતિ પુરાણો પર આધારિત હતો. બૌદ્ધ ધર્મ અને જૈન ધર્મ વેદ ધર્મથી અલગ પડેલા જુદા સ્વરૂપના ભારતીય ધર્મ છે. એ સિવાયના અસલ ભારતીય ધર્મના વર્તમાન સ્વરૂપને સામાન્ય રીતે હિંદુ ધર્મ તરીકે ઓળખવામાં આવે છે. વૈદિક ધર્મથી એનું માત્ર પૂર્વકાલીન સ્વરૂપ સમજાય, જે વર્તમાન સ્વરૂપથી ઘણું ભિન્ન છે. કેટલાક આ નામ વધુ વ્યાપક અર્થમાં ઘટાવે છે. સ્મૃતિ આધારિત વર્તમાન હિંદુ ધર્મ માટે પ્રાશ્ચાત્ય વિદ્વાનોએ 'બ્રાહ્મણ ધર્મ' નામ પ્રયોજેલ છે. પરંતુ આ નામ વધુ સંકુચિત અર્થ ધરાવે છે. ખરી રીતે આ નામ હિંદુ ધર્મ જેટલું સરળ અને સ્પષ્ટ નથી. આથી અહીં હિંદુ ધર્મ એ રૂઢ અર્થમાં પ્રયોજાયેલ પ્રયોગ છે, તેમાં બૌદ્ધ ધર્મ અને જૈન ધર્મનો સમાવેશ થતો નથી.

હિંદુ ધર્મના બે તબક્કા છે : (૧) પૂર્વકાલીન વેદ ધર્મ (શ્રુતિ ધર્મ) અને (૨) ઉત્તરકાલીન સ્મૃતિ ધર્મ (પુરાણોક્ત). પૂર્વકાલીન વેદ ધર્મ અથવા બ્રાહ્મણ ધર્મનું મુખ્ય પ્રમાણ વેદ છે. વેદ એટલે જ્ઞાન. એનું બીજું નામ શ્રુતિ છે. શ્રુતિ એટલે સાંભળેલું. વેદ ચાર છે : (૧) ઋગ્વેદ, (૨) યજુર્વેદ, (૩) સામવેદ, (૪) અથર્વવેદ. વેદમાં સંહિતા, બ્રાહ્મણ આરણ્યક અને ઉપનિષદ ત્રણેનો સમાવેશ થાય છે. આ સમયે વિવિધ દેવો જેવા કે અદિતિ, બ્રહ્મા, અગ્નિ, વરુણ, ઇન્દ્ર,

વિષ્ણુ, સૂર્ય, અશ્વિની, રુદ્ર, યમ, સોમ વગેરે વિવિધ દેવોની પૂજા પ્રચલિત હતી. આ સમયે યજ્ઞોનું મહત્ત્વ વિશેષ હતું. શરૂઆતમાં યજ્ઞો સાદા સ્વરૂપે થતા. સાદા અને ઘરમાં થઈ શકે તેવા યજ્ઞો હવિર્યજ્ઞો કહેવાતા, અને વિશાળ માનવ-સમુદાય ભાગ લઈ શકે તેવા યજ્ઞો તે સોમયાગ યજ્ઞ કહેવાતા. આ યજ્ઞો ઘણા ખર્ચાળ હતા. ઘણા લાંબા સમય સુધી ચાલતા. મોટે ભાગે રાજાઓ આ યજ્ઞો કરાવતા. તેની પાછળ પુષ્કળ સમય અને દ્રવ્ય ખર્ચાતાં. યજ્ઞો દ્વારા ઋષિમુનિઓ પોતાના ધાર્મિક વિચારો સમાજમાં મૂર્તિમંત કરતા. સમય જતાં તે આચારનું સ્વરૂપ ધારણ કરતા. વૈદિક ધર્મમાં કર્મકાંડનું મહત્ત્વ વધ્યું હતું. તે સાથે પ્રાચીન એકેશ્વર વાદની ભાવના પણ વિકસી હતી. સંહિતાઓ દ્વારા સામાન્ય જન સમાજની ધાર્મિક વૃત્તિ સંતોષાતી. ઉપનિષદો દ્વારા જનસમાજની તત્ત્વચિંતનની વૃતિ વિકસતી. ઉપનિષદોમાં જીવ, જગત અને ઈશ્વર વિષેની ચર્ચા ઘણી વિસ્તૃત રીતે કરવામાં આવેલી છે. ધીરે ધીરે આનાથી પ્રજામાં પાપ અને પુણ્યની ભાવના વિકસી.

ધર્મસૂત્રોમાંથી આગળ જતાં સ્મૃતિગ્રંથો રચાયા. આનાથી પ્રજામાં જે ધર્મભાવના વિકસી તે ઉત્તરકાલીન સ્મૃતિધર્મ તરીકે ઓળખાવા લાગી. સ્મૃતિ-કારોના મતો વિશાળ પ્રદેશમાં માન્ય થતા. સ્મૃતિગ્રંથોમાં મનુસ્મૃતિ, યાજ્ઞવલ્કય-સ્મૃતિ, પરાશર સ્મૃતિ વગેરે વધારે નોંધપાત્ર ગણાય છે. આ ગ્રંથોમાં વર્ણ અને આશ્રમના ધર્મો વર્ણવેલા છે એમાં હિંદુ ધર્મનાં સઘળાં તત્ત્વો સમાયેલાં છે.

### ઉત્તરકાલીન અને વર્તમાન હિંદુ ધર્મનું સ્વરૂપ :

ઉત્તરકાલીન હિંદુ ધર્મમાં ધીરે ધીરે યજ્ઞો અને કર્મકાંડનું મહત્ત્વ વધી ગયું. ધાર્મિક આચારોએ રિવાજનું સ્વરૂપ ધારણ કર્યું, તેમાં પંચ મહાયજ્ઞો સમગ્ર હિંદુ ધર્મના સ્તંભરૂપ ગણાવા લાગ્યા. ધીરે ધીરે આ સમયે સંસ્કારો અને વર્ણાશ્રમ પ્રથાનો વિકાસ થયો. વર્ણાશ્રમ દ્વારા એક તંદુરસ્ત સમાજની રચના થઈ. સંસ્કારો દ્વારા સમાજમાં બ્રાહ્મણો, ધાર્મિક માન્યતાઓ વગેરેનું મહત્ત્વ વધ્યું. કેટલાક સંસ્કારો સમાજમાં રૂઢ બની ગયા. શરૂઆતમાં વર્ણપ્રથા કર્મ ઉપર આધારિત હતી તે સમય જતાં જન્મ ઉપર આધારિત બની ગઈ, પરિણામે વર્ણપ્રથાનો વિકાસ થયો. વર્ણપ્રથામાંથી જ્ઞાતિઓ અને પેટાજ્ઞાતિઓ અસ્તિત્વમાં આવી. જ્ઞાતિપ્રથા વિકસતાં, સૂકતો અને યજ્ઞોના સ્થાને મંદિરો, મૂર્તિઓ અને સ્તોત્રોનું મહત્ત્વ વધવા લાગ્યું. ઇન્દ્રાદિ વેદિક દેવોને સ્થાને શિવ, વિષ્ણુ, શક્તિ ઇત્યાદિ દેવોનું પ્રાધાન્ય વધ્યું. પ્રાચીનકાલમાં બ્રહ્મા અને સૂર્યની ઉપાસના પ્રચલિત હતી પણ વર્તમાન સમયમાં તે અસ્ત પામી છે.

વર્તમાન સમયમાં શિવપૂજા, વિષ્ણુપૂજા, શક્તિપૂજા વગેરે પ્રચલિત છે, પણ તેનું પ્રાચીન સ્વરૂપ અદૃશ્ય થયું છે. આ સર્વ દેવો સૌમ્ય સ્વરૂપે પૂજાય છે. દરેકમાંથી જટિલ વિધિઓ અદૃશ્ય થઈ છે. આ સર્વ સંપ્રદાયોએ ગુજરાતની પ્રજામાં અન્ય દેશોની માફક ધાર્મિક ભાવના વિકસાવી છે. લોકોમાં ધાર્મિક મતભેદો હોવા છતાં ધાર્મિક ઝઘડાઓ જવલ્લે જ જોવા મળે છે. બ્રાહ્મણ ધર્મના અનુયાયીઓમાં ગણેશ, શિવ, વિષ્ણુ, સૂર્ય અને શક્તિ એ પંચાયતન દેવોની ભક્તિના પ્રાધાન્યવાળો **પૌરાણિક ધર્મ** પ્રચલિત બન્યો.

**સોળ સંસ્કાર :**

સોળ સંસ્કારો એ હિંદુ ધર્મ અને સમાજનું એક વિશિષ્ટ તત્ત્વ છે. માનવીની માનસિક અને શારીરિક શુદ્ધિ માટે તે મહત્ત્વના મનાય છે. આ સર્વ સંસ્કારો માનવીના જન્મથી મૃત્યુ પર્યંતના વિવિધ તબક્કાઓને અનુલક્ષીને યોજવામાં આવેલ છે. તેના વિશેની વિશેષ માહિતી આપણને પ્રાચીન ધર્મગ્રંથો, જેવા કે ગૃહ્યસૂત્રો, સ્મૃતિગ્રંથો, પુરાણો વગેરેમાંથી મળે છે.

સંસ્કારોની સંખ્યા બાબતમાંથી ઘણા મતભેદો પ્રવર્તતા હતા. કેટલાક સ્મૃતિકારોના મતે ચાલીસ મનાતા પણ સમય જતાં તેની સોળની સંખ્યા સર્વમાન્ય બની. આ સોળ સંસ્કારોમાં પહેલા ત્રણ ગર્ભાધાન, પુંસવન, સીમંતોન્નયન જન્મ પહેલાંના હોવાથી સ્ત્રીઓ પરના સંસ્કારો તરીકે ઓળખાય છે. ગર્ભાધાન સંસ્કાર ઋતુકાલ પછી ચોથીથી સોળમી રાત્રિ દરમિયાન કરવામાં આવતો. પુંસવન ગર્ભના ત્રીજા કે ચોથા માસે ગર્ભ બાળકનો દેહ ધારણ કરે ત્યારે પુત્ર પ્રાપ્તિ માટે કરવામાં આવતો. સીમંતોન્નયન સામાન્ય રીતે ગર્ભના સાતમા કે આઠમા માસે કરવામાં આવતો.

આ પછીના ચાર સંસ્કારો જાતકર્મ, નામકરણ, અન્નપ્રાસન, ચૂડાકરણ, કર્ણવેધ, બાલ્યાવસ્થાના એટલે કે બાળકો પરના સંસ્કાર છે. આ સંસ્કારો બાળકના જન્મથી લગભગ ત્રણ વર્ષના ગાળા દરમિયાન થતા.

આ પછીના ચાર સંસ્કારો વિદ્યારંભ, ઉપનયન, વેદારંભ અને સમાવર્તન વિદ્યોપાર્જનને લગતા સંસ્કારો છે. આમાં ઉપનયન અને સમાવર્તન સંસ્કારોનું મહત્ત્વ વિશેષ હતું. ઉપનયન સંસ્કાર દ્વારા બાળક ગાયત્રી મંત્રનો અધિકારી બની ઉચ્ચશિક્ષણનો પ્રારંભ કરતો, જ્યારે સમાવર્તન સંસ્કાર શિક્ષણના અંતે પ્રયોજાતો. ઉપનયન સંસ્કાર વેદકાલ જેટલો પ્રાચીન મનાય છે. સમાવર્તન સંસ્કાર

વિદ્યાર્થીના ચોવીસમા વર્ષે ઊજવાતો. સમાવર્તન સંસ્કાર પામી વિદ્યાર્થી સ્નાતક બનતો. પછી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરતો. અહીં બ્રહ્મચર્યાશ્રમની પૂર્ણાહુતિ થતી.

વિદ્યાર્થીને દાઢી-મૂછ ફૂટે ત્યારે જે સંસ્કાર થતો તેને કેશાન્ત કે ગોદાન સંસ્કાર કહેતો. આ સંસ્કાર સામાન્ય રીતે બાળકના સોળમા વર્ષે ઊજવાતો.

વિવાહ સંસ્કાર એ સર્વ સંસ્કારમાં મહત્ત્વનો અને આનંદદાયક મનાય છે. આ વખતે બાળક ઉંમરલાયક થઈ ગૃહસ્થાશ્રમમાં પ્રવેશે છે. તેનું દામ્પત્ય-જીવન સુખી બને તે રીતે તેને ધર્મ અને સમાજના નિયમોને વશ રહી જીવન જીવવાનું હોય છે. પચાસ વર્ષની ઉંમરે તેનો ગૃહસ્થાશ્રમ પૂર્ણ થાય છે.

આ પછી તે વનપ્રવેશ કરે છે. વાનપ્રસ્થાશ્રમમાં આધ્યાત્મિક માર્ગે જીવન જીવતો જીવતો તે મૃત્યુને શરણ થાય, ત્યારે જે સંસ્કાર કરવામાં આવે છે તેને અંત્યેષ્ટિ સંસ્કાર તરીકે ઓળખવામાં આવે છે. હિંદુ ધર્મમાં એક સ્પષ્ટ માન્યતા છે કે દેહના વિલિન થયા પછી આત્માની હયાતી રહે છે. તે પુનર્જન્મ પામે છે, એટલે મૃત્યુ પછીના જીવનની ઉત્કૃષ્ટતા માટે અંત્યેષ્ટિ સંસ્કાર આવશ્યક મનાય છે, તેમાં દાહક્રિયા, પિંડદાન, શૈયાદાન, બ્રહ્મભોજન વગેરેનો સમાવેશ થાય છે.

આમ, આ સોળ સંસ્કારો બાળકના જન્મ પહેલાં ગર્ભાધાનથી શરૂ કરીને તેના મૃત્યુપર્યંત ચાલુ રહે છે. તેનો મુખ્ય આશય માનવીની દેહશુદ્ધિ, અને આત્માશુદ્ધિ કરીને તેનો સર્વાંગી વિકાસ સાધી તેને ધર્મના માર્ગે જીવન વ્યતીત કરવા પ્રેરવાનો હતો.

## પ્રતિમા પૂજા :

દેવાલયોને દાન આપવાનો મુખ્ય હેતુ તેમાં સ્થપાયેલી પ્રતિમાની વિધિસર રોજ પૂજા થાય, એ હોય છે. દેવપૂજાનાં વિવિધ અંગોને ઉપચાર કહે છે. હિંદુ-મંદિરોમાં દેવપૂજા મુખ્યત્વે પંચોપચાર, દશોપચાર કે ષોડશોપચારથી કરવામાં આવે છે.

દેવપૂજા જો ગંધ, પુષ્પ, ધૂપ, દીપ અને નૈવેદ્યથી કરવામાં આવે તો તેને પંચોપચાર કહે છે. આ પહેલાં પાદ્ય, અર્ઘ્ય, આચમન, સ્નાન, યજ્ઞોપવીત વગેરે ક્રિયા કરવામાં આવે તો તેને દશોપચાર કહે છે. આ સાથે જો આવાહન, આસન, વસ્ત્રાલંકાર, નમસ્કાર, પ્રદક્ષિણા અને વિસર્જન વગેરે ક્રિયા કરવામાં આવે તો તેને ષોડશોપચાર કહે છે.

સામાન્ય રીતે હાલમાં ગુજરાતનાં મુખ્ય મંદિરોમાં ષોડશોપચાર પૂજનવિધિ થાય છે. પણ તેમાં ઉપર જણાવેલા સર્વ ઉપચારો પ્રયોજાતા હોય તેમ લાગતું નથી. પૂજનવિધિમાં સામાન્ય રીતે દેવને પંચામૃતથી સ્નાન કરાવી શુદ્ધ જળથી સ્નાન કરાવવામાં આવે છે. ત્યાર બાદ યજ્ઞોપવીત, ચંદન, ધૂપ, દીપ, આરતી, પ્રદક્ષિણા, નમસ્કાર, મંત્રપુષ્પાંજલી વગેરે કરવામાં આવે છે. આ પ્રકારની દેવપૂજા દરેક સંપ્રદાયના મંદિરોમાં થતી જોવા મળે છે.

સમય જતાં બ્રાહ્મણધર્મમાં વિવિધ વિચારસરણીઓ અસ્તિત્વમાં આવતાં, ગુજરાતમાં નિશ્ચિત સ્વરૂપના સંપ્રદાયો અસ્તિત્વમાં આવ્યા. અહીં શૈવ, વૈષ્ણવ અને શાકત સંપ્રદાય જેવા વિવિધ સંપ્રદાયો વિકસ્યા. સૌર અને ગાણપત્ય સંપ્રદાય ભારતમાં થોડા પ્રમાણમાં વિકસ્યા. ગુજરાતમાં આદિત્ય સંપ્રદાય અને ગાણપત્ય સંપ્રદાય સ્વતંત્ર સંપ્રદાય સ્વરૂપે વિકસ્યા ન હતા. અલબત્ત, ગુજરાતમાં પ્રાચીનકાલમાં અનેક સૂર્યમંદિરો અસ્તિત્વમાં હતાં. આ સર્વ સંપ્રદાયો હિંદુ ધર્મનું અંગ હોવા છતાં ધર્મગુરુઓનો બાહ્યાડંબર તેમજ સંકુચિત મનોવૃત્તિઓને લઈને કલુષિત બન્યા હતા.

## હિંદુ ધર્મના વિવિધ સંપ્રદાયો :

(૧) **શૈવસંપ્રદાય :** શૈવસંપ્રદાયમાં ભગવાન શિવની ભક્તિ મુખ્ય ગણાય છે. શૈવસંપ્રદાયમાં શિવની ઉપાસના વેદકાળથી પ્રચલિત હોવાનું મનાય છે. પરંતુ હડપ્પા, મોહે-જો-દડોમાંથી મળેલ અવશેષો પરથી જણાય છે કે એ સંસ્કૃતિમાં લિંગપૂજા પ્રચલિત હતી. વેદમાં આપણને રુદ્રને કરેલી પ્રાર્થનાઓ મળે છે. ઋગ્વેદમાં રુદ્રને પશુઓના રક્ષક થવાની વિનંતી કરવામાં આવી છે. તે બાળકોને પણ રોગમુક્ત કરે છે એમ કહેવામાં આવ્યું છે. આમ, ઋગ્વેદમાં વર્ણવેલો રુદ્ર તે પશુઓ અને વનસ્પતિનો દેવ છે. રુદ્રમાંથી સમય જતાં કલ્યાણકારી શિવની કલ્પના વિકસી. કેટલાક વિદ્વાનોનું માનવું છે કે શિવ એ આર્ય દેવ નથી. સમય જતાં રુદ્રનાં આઠ અને બાર નામ પ્રચલિત થયાં.

પૌરાણિક સમયમાં શૈવસંપ્રદાયમાં વ્યવસ્થિત થયેલો જોવા મળે છે. પુરાણોમાં તેમના અનેક અવતારોની વાત કહી છે. પૌરાણિક યુગ સુધી શિવભક્તિનો જે રીતે વિકાસ થયો તે રીતે જોતાં આપણે કહી શકીએ કે તે સમયે શિવનાં બે સ્વરૂપ મનાતાં-(૧) રૌદ્ર, (૨) કલ્યાણકારી શિવ. સામાન્ય જનતામાં એવી માન્યતા પ્રચલિત છે કે શિવ પોતાની પત્ની ઉમા સાથે હિમાલયના કૈલાસશિખર ઉપર વસે છે. રામાયણમાં શિવે ગંગાને કેવી રીતે પૃથ્વી પર આણી તેનું વર્ણન આપેલ છે.

શિવ પોતે વ્યાઘ્રચર્મ ધારણ કરે છે. તેમનાં આયુધો ડમરુ અને ત્રિશૂળ છે. તેમનું વાહન વૃષભ છે. ગળે સર્પની માળા ધારણ કરે છે. શરીરે ભસ્મ લગાવે છે.

સમય જતાં આ શૈવસંપ્રદાયમાં વિવિધ પ્રકારના મતો પ્રચલિત થતાં જુદી જુદી શાખાઓ પડી ગઈ. જેવી કે (૧) પાશુપત અથવા માહેશ્વર સંપ્રદાય, (૨) કાપાલિક સંપ્રદાય, (૩) દ્રવિડ સંપ્રદાય, (૪) કાશ્મીરી શૈવ સંપ્રદાય, (૫) વીર શૈવ સંપ્રદાય, (૬) નાથ સંપ્રદાય વગેરે. આ સર્વ શાખાઓએ પોતાના વિવિધ પ્રકારના આચારવિચારને લીધે ધીરે ધીરે સ્વતંત્ર સંપ્રદાયનું સ્વરૂપ ધારણ કર્યું. ગુજરાતમાં આમાંની પાશુપત સંપ્રદાય તથા નાથ સંપ્રદાય શાખાનો ઠીક ઠીક પ્રસાર થયો.

## ગુજરાતમાં શૈવધર્મનો પ્રસાર :

ગુજરાતમાં હડપ્પા સંસ્કૃતિના અવશેષો મોટે ભાગે લોથલમાંથી વિસ્તૃત પ્રમાણમાં મળ્યા છે. અહીંથી લિંગ કે યોનીના ઘાટના કે આદ્યશિવની આકૃતિવાળી કોઈ મુદ્રાઓ મળી નથી.

પુરાણોમાં જણાવેલી શાર્યાતો અને યાદવોની કથાઓમાં શૈવ ધર્મના ઉલ્લેખો મળતા નથી, પણ મહાભારત અને હરિવંશ પુરાણમાં ગુજરાતમાં સૌથી પ્રાચીન તીર્થક્ષેત્રો પ્રભાસ અને ભૃગુતીર્થનો ઉલ્લેખ મળે છે. અહીંયાં બન્ને તીર્થોને તીર્થો તરીકે ઓળખાવેલ છે. આ ઉપરાંત અર્બુદક્ષેત્ર, દ્વારકાક્ષેત્ર, નર્મદાક્ષેત્ર, ધર્મારણ્યક્ષેત્ર, બ્રહ્મક્ષેત્ર, સરસ્વતીક્ષેત્ર, હાટકેશ્વરક્ષેત્ર વગેરે તીર્થમાં અનેક શિવાલયો હોવાના ઉલ્લેખો પુરાણોમાંથી મળે છે.

મૌર્યકાલ દરમિયાન ગુજરાતમાં શૈવ ધર્મ વ્યાપક રીતે વિસ્તરેલો હોય તેમ જણાય છે. ક્ષત્રપોનો સમય લગભગ ઈ.સ. ૧૦૦થી ૪૦૦ સુધીનો ગણાય છે. ક્ષત્રપો વિદેશી હતા. આથી તેમનો કયો ધર્મ હશે તે કહી શકાતું નથી. તેમ છતાં તેમાંના કેટલાક રાજવીઓ જેવા કે રુદ્રદામા, રુદ્રસેન, રુદ્રસિંહ વગેરેનાં નામ સાથે પૂર્વાર્ધમાં "રુદ્ર" શબ્દ પ્રયોજાયેલો છે, એ જોતાં એ શિવભક્ત હશે એમ માની શકાય. જયદામાના તાંબાના ચોરસ સિક્કા ઉપર વૃષભ અને શિવનાં પ્રતીક મળે છે.

શામળાજીમાંથી ક્ષત્રપકાલનાં કેટલાંક શૈવશિલ્પો મળેલ છે. દા. ત., ભીલડીના વેશમાં પાર્વતીનું શિલ્પ, માહેશ્વરી માતૃકા, ચામુંડામાતૃકા વગેરે.

ક્ષત્રપકાલ દરમિયાન ગુજરાતમાં શૈવ ધર્મ પ્રચલિત હતો. શિવના ૨૮ મા અવતાર પૈકી ૨૭ મો અવતાર પ્રભાસમાં સોમ શર્મા રૂપે અને ૨૮મો અવતાર

વડોદરા જિલ્લાના કાયાવરોહણ(હાલનું કારવણ)માં લકુલીશ રૂપે થયો મનાય છે. આ લકુલીશ ઈ.સ.ના બીજા સૈકામાં થયા. આ પહેલાં થોડાંક વર્ષો પૂર્વે સોમ શર્માએ પ્રભાસમાં શૈવ ધર્મની સોમ સિદ્ધાંત શાખા શરૂ કરી હતી. આ ઉપરાંત લકુલીશના પટ્ટશિષ્યો દ્વારા તેમના મતની કેટલીક શાખાઓ શરૂ થઈ હતી. જેમાંની કેટલીક શાખાઓ ગુજરાતમાં અસ્તિત્વ ધરાવતી હોવાના પુરાવા મળે છે.

ગુજરાતમાં ગુપ્ત રાજવીઓનું શાસન લગભગ સિત્તોર વર્ષ ચાલ્યું. ગુપ્ત રાજાઓ પોતાને 'પરમભાગવત' કહેવડાવતા તેથી શૈવ ધર્મના સીધા કોઈ ઉલ્લેખ મળતા નથી, પણ કુમારગુપ્તના પશ્ચિમ ભારત માટે પડાવેલા સિક્કામાં ત્રિશૂલનું અને સ્કંદગુપ્તના પશ્ચિમ ભારત માટે પડાવેલા સિક્કામાં નંદીનું પ્રતીક જોવા મળે છે. આ બંને પ્રતીકો શૈવ ધર્મનાં છે. શામળાજીમાંથી એક ત્રિભંગયુક્ત પ્રતિમા મળી આવેલ છે. પ્રતિમાના જમણા હાથમાં ત્રિશૂલ છે. નીચલો હાથ નૃત્ય મુદ્રામાં છે. આ પ્રતિમા ગુપ્તકાલીન હોવાનું મનાય છે. આ સર્વ ઉપરથી જણાય છે કે ગુપ્તકાલ દરમિયાન ગુજરાતમાં શૈવ ધર્મ પ્રચલિત હશે.

મૈત્રકકાલના ધર્મસંપ્રદાયોમાં સહુથી વધુ લોકપ્રિય ધર્મ માહેશ્વર (શૈવ) સંપ્રદાય હતો. મૈત્રકવંશના રાજવીઓ પોતાને 'પરમ માહેશ્વર પરમભટ્ટારક' તરીકે ઓળખાવતા. તેમનો કુલ ધર્મ 'માહેશ્વર' હતો. ઘણા રાજવીઓનાં દાનપત્રોમાં શૈવ મંદિરને દાન અપાયાના ઉલ્લેખો મળે છે. ઉપલબ્ધ અવશેષો ઉપરથી પ્રભાસનું સોમનાથનું મંદિર સહુ પ્રથમ મૈત્રકકાલમાં બંધાયું હોય તેમ જણાય છે. વલભીપુરમાં અનેક શૈવમંદિરો હોવાના ઉલ્લેખો મળે છે. હાલના વલભીપુર-માંથી (ભાવનગર પાસે) ઘણાં મૈત્રકકાલીન શૈવમંદિરોના અવશેષો મળ્યા છે. આ ઉપરાંત સૌરાષ્ટ્રમાં ભાણસર, ભીમેશ્વર, મિયાણી, નંદીશ્વર તથા ઓરેદરાનાં શિવાલયો તથા પોરબંદરનું ધીંગેશ્વર મહાદેવ તેમજ રાણાવાવનું શિવાલય મૈત્રકકાલીન હોવાનું મનાય છે.

અનુ-મૈત્રકકાલમાં દ. ગુજરાતમાં રાષ્ટ્રકૂટો અને પાટણ (ઉ.ગુ.)માં ચાવડા-ઓનું રાજ્ય અસ્તિત્વ ધરાવતું હતું. રાષ્ટ્રકૂટ રાજવીઓનો મૂળધર્મ માહેશ્વર હતો. ચાવડાવંશના સ્થાપક વનરાજના વંશજ યોગરાજે (ઈ. સ. ૮૦૫-૮૧૪) ભટ્ટારિકા યોગેશ્વરીનું મંદિર બંધાવ્યું. અક્કડદેવે કાકરા શહેરમાં અક્કડેશ્વરી અને કંટેશ્વરીનાં મંદિરો બંધાવ્યાં. કચ્છના ભૂયડ અથવા ભુવડે (ઈ. સ. ૯૧૫-૯૩૨)માં ભૂયડેશ્વરનું મંદિર બંધાવ્યું. હાલમાં આ ગામમાં નાશ પામેલા ભૂયડેશ્વરના મંદિરના અવશેષો મોજૂદ છે. વઢવાણમાંથી મળેલ શક સંવત ૮૩૬ના ધરણી વરાહના દાનપત્રમાં શૈવધર્મના શિવદેવાચાર્યના પુત્રને દાન

આપ્યાનો ઉલ્લેખ છે. પ્રતિહાર વંશના રાજવીઓમાં વત્સરાજ અને મહેન્દ્રપાલ શિવભક્ત હતા. તેમણે અનેક શિવાલયો ને તેમના નિભાવ માટે દાન આપ્યાં છે.

આમ, ઉપરના સર્વ ઉલ્લેખો જોતાં સ્પષ્ટ જણાય છે કે ચાવડા વંશના અમલ દરમ્યાન અનુમૈત્રકકાલીન સમયમાં ગુજરાતમાં શૈવ ધર્મ સારી રીતે પ્રચલિત હતો.

સોલંકી રાજવીઓ સામાન્યતઃ શૈવ ધર્મના અનુયાયી હતા. તેઓ પોતાને 'પરમ માહેશ્વર' તરીકે ઓળખાવતા. તેઓ સોમનાથના પરમ ભક્ત હતા. આ રાજવીઓએ પોતાના અમલ દરમ્યાન અનેક શિવમંદિરો બંધાવ્યાં હતાં. પ્રબંધચિંતામણિમાં જણાવ્યા પ્રમાણે મૂળરાજે મૂંજાલ સ્વામી નામનું શૈવમંદિર તેમજ મંડલીમાં મૂલનાથ મહાદેવનું મંદિર બંધાવ્યું હતું. તેણે પોતાના અમલ દરમ્યાન રૂદ્રમાળનો પાયો નાખ્યો હતો. ચામુંડે ચાચિણીશ્વરનું મંદિર બંધાવ્યું. દુર્લભરાજે ભાઈના સ્મરણાર્થે મદનશંકર નામનું શૈવ મંદિર બંધાવ્યું. ભીમદેવ પહેલાના સમયમાં મહમૂદ ગઝનવીએ સોમનાથનું મંદિર ભાંગ્યું હતું, તે તેણે સમરાવ્યું. કર્ણદેવે કર્ણાવતીમાં કર્ણેશ્વર મહાદેવ તેમજ સિદ્ધરાજ જયસિંહે સહસ્ત્રલિંગ તળાવના કિનારે એક હજાર શિવલિંગોની સ્થાપના કરી હતી. તેણે રૂદ્રમાળ બંધાવ્યો. ભીમદેવ રજાએ લીલેશ્વર અને ભીમેશ્વરનાં મંદિરો બંધાવ્યાં. વિ. સં. ૧૨૮૦ (ઈ.સ. ૧૨૨૪) લવણપ્રસાદે સલખણપુરમાં આનલેશ્વર અને સલખણેશ્વર નામનાં શૈવમંદિરો બંધાવ્યાં હતાં. વિ. સં. ૧૩૧૧ (ઈ.સ. ૧૨૫૫)ની ડભોઈ પ્રશસ્તિમાં વીસલદેવે વૈદ્યનાથ મહાદેવનું મંદિર ડભોઈમાં બંધાવ્યાનો ઉલ્લેખ મળે છે. વિ. સં. ૧૩૪૩ (ઈ. સ. ૧૨૮૭)માં સોમનાથમાં ત્રિપુરાન્તકે પાંચ શૈવમંદિરો બંધાવ્યાં.

આમ, સોલંકીકાલ અને વાઘેલા સોલંકીકાલ દરમ્યાન અનેક શિવાલયો બંધાયાના ઉલ્લેખો અભિલેખો અને સમકાલીન સાહિત્યમાંથી મળે છે. આ સમયે શિવાલયો સાથે શૈવ મઠો સ્થાપેલા હતા. મઠના અધ્યક્ષને મઠાધિપતિ કહેવામાં આવતો. મંડલીના મઠના સ્થાનાધિપતી તરીકે વેદગર્ભરાશિ હતા. આ વેદગર્ભરાશિને ભીમદેવ રજા પછી ગાદીએ આવનાર ચૌલુક્ય રાજવી ત્રિભુવનપાલે બે ગામોનું દાન આપ્યું હતું. આ સર્વ ઉલ્લેખો પરથી જણાય છે કે સોલંકીકાલ અને વાઘેલા સોલંકીકાલ દરમ્યાન સમગ્ર ગુજરાતમાં શૈવ ધર્મ વ્યાપક રીતે વિસ્તરેલો હતો. તેને રાજ્યાશ્રય મળેલો હતો. ચૌલુક્યકાલ

ગુ. ૨

દરમિયાન ગુજરાતમાં શૈવ ધર્મની એક શાખા પાશુપત સંપ્રદાય અસ્તિત્વમાં આવી હતી.

ઈ. સ. ૧૩૦૪માં ગુજરાતમાં સોલંકી રાજવીઓની સત્તા અસ્ત પામી અને મુસ્લિમ સત્તાની સ્થાપના થઈ. મુસ્લિમ અમલ દરમ્યાન ગુજરાતમાં અનેક હિંદુ અને જૈન મંદિરોનો નાશ થયો. આમ છતાં આ સમય દરમ્યાન શૈવ ધર્મ ટકી રહ્યો હતો. આ સમયે નાગનાથ, સારણેશ્વર, ભીડભંજન, નીલકંઠ, સિદ્ધનાથ, શંખેશ્વર વગેરે ૪૦ થી ૫૦ જેટલાં શિવાલયો બંધાયાં હતાં એમ આ સમયના ઉપલબ્ધ અભિલેખો પરથી જણાય છે. ધીરે ધીરે મુસ્લિમોના આક્રમણને લીધે ભવ્ય શૈવમંદિરો તથા પાશુપત મઠોનો લોપ થઈ ગયો. તેના બદલે ધીરે ધીરે પૌરાણિક શિવભક્તિરૂપે શૈવ ધર્મ ટકી રહ્યો. આ સમયે ઉલુઘખાને જે સોમનાથ મંદિર તોડયું હતું તેનો વિ. સં. ૧૪૭૩ (ઈ. સ. ૧૪૧૭)માં જૂનાગઢના યાદવ ખેંગારે જીર્ણોદ્ધાર કરાવ્યો. પ્રાચીનકાલથી ચાલી આવતી શિવની સાથે નંદિ, ગણેશ, પાર્વતી વગેરેની પૂજા આ સમયે પણ ગુજરાતમાં પ્રચલિત હતી. શિવના પ્રિય વાહન નંદીનો ઉલ્લેખ સલ્તનતકાલીન અભિલેખોમાંથી મળે છે. આબુ ઉપરના અચલેશ્વર મહાદેવના મંદિરના નંદિ ઉપર વિ. સં. ૧૪૬૪ (ઈ.સ. ૧૪૦૮)નો લેખ જોવા મળે છે. કેટલાક સલ્તનતકાલીન અભિલેખોમાં મંગળાચરણમાં ગણેશપાર્વતી સાથે નંદિનો ઉલ્લેખ જોવા મળે છે.

મુઘલકાલ દરમ્યાન ગુજરાતમાં પૌરાણિક શિવભક્તિના રૂપમાં સાદો શૈવ ધર્મ પ્રચલિત હતો. ગુજરાતમાં ભાગ્યે જ કોઈ ગામ એવું હશે કે જ્યાં ગામને પાદર કે મધ્યમાં એકાદ શિવલિંગ કે શિવાલવ ન હોય. સામાન્ય લોકો ઘર કે મંદિરમાં શિવલિંગની સામાન્ય રીતે પૂજા કરતા. આ સમયે શિવ સામાન્ય જનતામાં ભોળા શંભુ તરીકે પૂજાતા. તે સામાન્ય પાણીના લોટા અને બીલીપત્રથી પ્રસન્ન થાય છે એમ મનાતું. આ સમયે લોકો ભક્તિભાવથી જ્યોતિર્લિંગો સોમનાથ, કાશી, કેદાર, વગેરેની જાત્રાએ જતા. આ સમયે પ્રાચીન શૈવ સંપ્રદાયોની અસર સમાજ ઉપર વર્તાતી નથી. આ સમયે રચાયેલા સાહિત્યમાં પણ પૌરાણિક શિવભક્તિનો ઉલ્લેખ છે. આ સમયે ભાલણનું શિવભીલડી સંવાદ, નાકરનું શિવવિવાહ રચાયાં. શિવાનંદે (ઈ.સ. ૧૭૪૪)માં શિવસ્તુતિનાં અનેક પદો અને આરતીઓ રચી અને રત્નેશ્વરે શિવમહિમ્ન સ્તોત્રનું ભાષાંતર કર્યું. શામળે શિવપુરાણ માહાત્મ્ય ગુજરાતીમાં ઉતાર્યું. આમ, આ સમયે કવિઓએ લોકરુચિને માન આપી સૌમ્ય સ્વરૂપના શૈવ ધર્મને વિકસાવવામાં મહત્ત્વનો ફાળો આપ્યો છે.

મુઘલકાલ પછી ગુજરાતમાં મરાઠાઓ અને અંગ્રેજોની સત્તા સ્થપાઈ. આ સમયે કોઈ ધાર્મિક સંઘર્ષ ઊભો થયો ન હતો. મુઘલકાલમાં શૈવ ધર્મ જે સ્વરૂપે ગુજરાતમાં પ્રચલિત હતો તે જ સ્વરૂપે મરાઠા સમયમાં પણ ટકી રહ્યો હતો. આજે પણ ગુજરાતમાં પૌરાણિક ભક્તિ સ્વરૂપનો શૈવ ધર્મ પ્રચલિત છે. વાર-તહેવારે, સોમવારે ભાવિક લોકો શિવલિંગ ઉપર અભિષેક કરે છે. શ્રાવણ માસમાં બ્રાહ્મણો બીલીપત્ર ચઢાવે છે. નાનાંમોટાં અનેક શિવાલયો હાલમાં અસ્તિત્વમાં છે. સોમનાથ, વડનગર, ઉત્કંઠેશ્વર, ગલતેશ્વર તેમજ નર્મદાકિનારાનાં શૈવતીર્થોનું સમાજમાં વિશેષ મહત્ત્વ છે. ભારતમાં દ્વાદશ જ્યોતિર્લિંગોમાં પ્રભાસના સોમનાથનો સમાવેશ થાય છે એ ખાસ નોંધપાત્ર છે. લોકો વાર તહેવારે આ તીર્થ-સ્થાનોની યાત્રાએ જાય છે.

## ગુજરાતમાં પાશુપત સંપ્રદાય :

સામાન્ય રીતે ગુજરાતમાં શિવભક્તિનો પ્રચાર ઘણા પ્રાચીન કાળથી થયો હતો. અહીં તે પાશુપત (માહેશ્વર) સંપ્રદાયના નામે ઓળખાતો. મૈત્રકવંશના રાજવીઓ પોતાને 'માહેશ્વર' તરીકે ઓળખાવતા. સોલંકી રાજવીઓ પણ આ જ સંપ્રદાયના અનુયાયી હતા. ભીમદેવ ૧લાના વિ. સં. ૧૦૮૬ના તામ્રપત્રમાં કચ્છ મંડલનું મસુરા ગામ આ પંથના મંગલ શિવને દાનમાં આપ્યાનો ઉલ્લેખ છે. ભીમદેવ ૧લાએ શૈવ ધર્મને રાજ્યાશ્રય આપ્યો હતો. એ ઉપરથી કચ્છમાં આ સંપ્રદાય અસ્તિત્વમાં હોવાનું જણાય છે. આ સંપ્રદાયમાંથી સમય જતાં વીર શૈવ, કાપાલિક કે કાલમુખ વગેરે જુદા જુદા સંપ્રદાયો ઉદ્દભવ્યા. આમાંનો કાપાલિક કે કાલમુખ સંપ્રદાય સોલંકીકાલમાં ગુજરાતમાં બહુ પ્રચારમાં ન હતો. આ સમયે પાશુપત સંપ્રદાયનો પ્રચાર ગુજરાતમાં વિશેષ હતો. આ સંપ્રદાયના મુખ્ય સ્થાપક લકુલીશ શિવના અઠ્ઠાવીસમા અવતાર મનાતા. તેમનો જન્મ વડોદરા જિલ્લાના ડભોઈ ગામ પાસેના કાયાવરોહણમાં (કારવણ) થયો હતો. તેઓ ઈ.સ. પહેલા કે બીજા સૈકામાં થયા હોવાનું મનાય છે.

ગુજરાતના એક લેખમાં લકુલીશના રૂપમાં શિવના અવતારનું વર્ણન મળે છે. વિ. સં. ૧૩૪૩(ઈ.સ. ૧૨૮૭)ના સારંગદેવના લેખમાં જણાવ્યું છે કે પાશુપત સંપ્રદાયના આચાર્ય લકુલીશ ગુજરાતમાં નર્મદાકિનારે કારવણમાં જન્મ્યા હતા. આ લકુલીશના કુશિક, ગર્ગ મિત્ર અને કુરુષ નામના ચાર શિષ્ય હતા. આ ચાર શિષ્યોની અનુક્રમે કૌશિક, ગાર્ગ્ય, મૈત્રેય અને કૌરુષ એમ ચાર શાખાઓ ચાલી. આ મૈત્રેય ગોત્રાવાળા ત્રિપુરાન્તક અને વાલ્મિક રાશિ હતા. આ ત્રિપુરાન્તક, કેદારનાથ, રામેશ્વર વગેરેની યાત્રા કરીને સોમનાથ

આવ્યા હતા ત્યાં મઠાધિપતિ ગંડભાવબૃહસ્પતિએ તેમને મહંત બનાવ્યા. આ ત્રિપુરાન્તકે સોમનાથમાં પાંચ દેવાલયો બંધાવ્યાં હતાં.

આમ, ઉપલબ્ધ અભિલેખો પરથી જાણવા મળે છે કે ગુજરાતમાં છેક સોલંકીકાલ સુધી પાશુપત સંપ્રદાય પ્રચલિત હતો. એટલું જ નહિ પણ શૈવ ધર્મનાં મહત્ત્વનાં તીર્થસ્થાનોના દેવાલયોમાં આ સંપ્રદાયના સાધુઓ સ્થાનાધિપતી તરીકે મહત્ત્વનું સ્થાન ધરાવતા હતા. આ સંપ્રદાયની ચોક્કસ પ્રકારની વિધિઓ હતી. આ સંપ્રદાયમાં "ચપલ" જેવાં જુદાં જુદાં ગોત્ર હતાં.

આજે તો ગુજરાતમાં પૌરાણિક શિવભક્તિ પ્રચલિત છે. ગુજરાતમાં ભાગ્યે જ કોઈ ગામ એવું હશે કે જ્યાં ચોરામાં રામ અને કૃષ્ણની પૂજા તથા ગામની બહાર શિવની પૂજા થતી ન હોય. ઘણાં સ્થળોએ શિવમંદિરો ગામ બહાર ફરવા જવાના કેન્દ્ર તરીકે અસ્તિત્વ ધરાવે છે. ઘણા ગામોમાં શિવમંદિરો નદી કિનારે કે તળાવકિનારે એકાંતમાં હોય છે. ઘણાં ગામોમાં તેની નજીક સ્મશાન જોવા મળે છે. અહીં જવાથી મનમાં શાંતિ થાય છે.

### ગુજરાતમાં નાથ સંપ્રદાય :

આ સંપ્રદાયના સાધુઓના નામાન્તે "નાથ" શબ્દ પ્રયોજાતો. તેઓ નાથ-સંપ્રદાયના નામે ઓળખાતા. નાથ એટલે અનાદિ ધર્મ. નાથ શબ્દ ઈશ્વર અથવા પશુપતિની જેમ સ્વામી કે મહેશ્વરના અર્થમાં અભિપ્રેત હોવાનું જણાય છે. બહુ પ્રાચીનકાલથી આ સંપ્રદાય 'સિદ્ધમત'ને નામે ઓળખાતો. તેથી તેના ગ્રંથો સિદ્ધાંત ગ્રંથ તરીકે ઓળખાય છે.

આ પંથના મૂળ ૯ આચાર્યો છે : (૧) ગોરક્ષનાથ, (૨) નાગાર્જુન, (૩) દત્તાત્રેય, (૪) જડભરત, (૫) મત્સ્યેન્દ્રનાથ, (૬) જલંધરનાથ, (૭) સહસ્રાર્જુન, (૮) દેવદત્ત, અને (૯) આદિનાથ. આમાં ૧, ૫, ૬ અને ૯ નામ સામાન્ય છે. આ નામો તાંત્રિક સિદ્ધોમાં અને તિબેટની સિદ્ધ પરંપરામાં જાણીતાં છે.

નવ નામો, કાપાલિકાચાર્યો, જ્ઞાનનાથ સુધીના ગુરુસિદ્ધો અને વર્ણરત્નાકર ઉલ્લેખિત ચોરાશીનાથ–સિધ્ધોની પરંપરા ગણીએ તો તેરમી સદીના અંત સુધીમાં લગભગ સો જેટલાં સિધ્ધાનાં નામ ઉપલબ્ધ છે.

ગુજરાતમાં સોલંકીકાલ દરમ્યાન આ સંપ્રદાય વ્યાપક રીતે પ્રચલિત હતો. શ્રી હજારીપ્રસાદ દ્વિવેદી મૂલરાજ ૧લાના સમયના કંથડી નામના આચાર્યનો આ સંપ્રદાય સાથે સંબંધ હોવાનું માને છે. આ સિદ્ધ સરસ્વતીને કિનારે રહેતા હતા. મૂલરાજે આ કંથડીનાથને પોતે બંધાવેલા ત્રિપુરુષપ્રાસાદના અધિપતિ બનવા

વિનંતી કરી હતી. તેનો તેમણે અસ્વીકાર કરતાં એ જગાએ તેમના શિષ્ય વયજલ દેવને સ્થાપવામાં આવ્યા હતા. આ સિદ્ધ ગોરખનાથના સમકાલીન હોવાથી તેમના શિષ્ય હોવાનું મનાય છે. તેમનો સમય દસમી સદીનો મધ્યભાગ મનાય છે. એક માન્યતા એવી પ્રચલિત છે કે ગોરખનાથ સૌરાષ્ટ્રમાં ગોરખમઢીમાં વસ્યા હતા. ગિરનારની સૌથી ઊંચી ટૂંક ગોરખનાથની ટૂંક તરીકે ઓળખાય છે.

અણહિલપુર પાટણની પશ્ચિમે આવેલ વાઘેલમાં નાથ સંપ્રદાયનો એક મઠ હતો. વાઘેલમાં વર્તમાન સમયમાં નાથ સંપ્રદાયનો એક મઠ અસ્તિત્વ ધરાવે છે.

ગુજરાતમાં સાબરકાંઠા જિલ્લામાં આવેલ મોડાસા પ્રાચીનકાલમાં નાથ-સંપ્રદાયનું કેન્દ્ર હોવાનું જણાય છે. અહીં આવેલ રામનાથ, ગેબીનાથ, દેવરાજ વગેરે દેવસ્થાનો સીધી રીતે જ નાથસંપ્રદાયની સાથે સંકળાયેલા હોય તેમ જણાય છે. ફર્કુહર આને જૂના કાપાલિક સંપ્રદાય સાથે સાંકળે છે. પણ તેનો કોઈ પ્રત્યક્ષ પુરાવો મળતો નથી.

રામનાથમાં સ્વયંભૂ બાણ અને કેટલાક પ્રાચીન અવશેષો નજરે પડે છે. આ જગ્યાએથી ગોરખનાથની એક પ્રતિમા મળી આવી છે. તેની બાજુમાં કેટલીક સમાધિઓ આવેલી છે. આ જગા ભૂતકાળમાં "રાજેશ્વરમઠ" તરીકે ઓળખાતી. મંદિરની જમણી બાજુએ રત્નગિરિ નામના સાધુની સમાધિ છે. આજુબાજુના લોકોમાં આ સાધુ વિશે એવી અનુશ્રુતિ પ્રચલિત છે કે તેઓ કકળતું શીશુ પી શકતા, ભૈરવના ઉપાસક હતા. પણ આના વિષે કોઈ ઐતિહાસિક પ્રમાણ મળતું નથી.

મોડાસાની પૂર્વ દિશાએ થોડેક દૂર સાયરા જવાના રસ્તે માજુમ નદીના કિનારે ગેબીનાથ નામે એક શિવાલય આવેલ છે. અહીં પ્રાચીન સમયમાં નાથ-સંપ્રદાયના સાધુઓ રહેતા હતા એમ કહેવાય છે. આજે મંદિરની નજીકમાં આવેલ એક ઘુમટ ને નાથ સંપ્રદાયના સ્થાન તરીકે ઓળખાવાય છે.

રામનાથની બાજુમાં ટેકરી ઉપર આવેલ એક દેવસ્થાનને દેવરાજ તરીકે ઓળખવામાં આવેલ છે, અનુશ્રુતી પ્રમાણે જાણવા મળે છે કે નાથસંપ્રદાયના મત્સ્યેન્દ્રનાથ અને ગોરખનાથ બદ્રિકાશી જતાં આ સ્થળે રોકાયા હતા. આ દેવરાજ નામ દેવાયત પંડિતના નામ ઉપરથી પડયું હોવાનું મનાય છે.

આ જગ્યાએ નાથ પરંપરાને આગળ ચલાવનાર ગેબીનાથ, ગહરીનાથ કે ગેબીનંદનનો જન્મ થયો હોવાનું મનાય છે. આ ગહરીનાથ દ્વારા મહારાષ્ટ્રના સંત જ્ઞાનદેવના ભાઈ નિવૃત્તિનાથે જ્ઞાન પ્રાપ્ત કરી દીક્ષા લીધી હતી. નિવૃત્તિનાથ શંકરનો અવતાર મનાતા.

કચ્છમાં ભૂજથી લગભગ ૪૫ કિ. મી. દૂર આવેલ ધીણોધર ગામમાં નાથસંપ્રદાયનો એક મઠ આવેલ છે. આ મઠ કાનફટ્ટા બાવાઓનું પશ્ચિમ ભારતનું મહત્ત્વનું કેન્દ્ર મનાય છે. અહીં ઈ.સ. ની આઠમી સદીમાં ધોરમનાથ નામે એક મહાન તપસ્વી સંત થયા. તેમણે ધીણોધરની તળેટીમાં મઠની સ્થાપના કરી. આજે પણ કચ્છમાં નાથસંપ્રદાયની મોટી જાગીર છે. જાગીરનો વહીવટ સ્વતંત્ર રીતે ચાલે છે. એના મહંત પીર તરીકે પૂજાય છે. જાગીરના કામકાજ માટે દરેક ગામે જાગીરનો થાણાદાર, કારભારી અને હવાલદાર નિમાતો. આ જાગીરની માલિકીનાં ભીમસર, ઉલટ, બંગીઆ નાના, મોટા ધાવડા, મેરીયા, સુખસાણ, સાંગનારા વગેરે ગામો હતાં. આ બધાં ગામોની વાર્ષિક ઉપજ લગભગ ૮૦ હજાર કોરી જેટલી થતી. આ આવકમાંથી અહીં સદાવ્રત ચાલતું. શાળાઓ ચાલતી જાગીરનાં પશુઓનું રક્ષણ થતું. હાલમાં આ જાગીરનો વહીવટ સરકારી કાયદા અનુસાર ટ્રસ્ટીઓ મારફતે ચાલે છે. અહીં ધોરમનાથનું એક મંદિર છે. ધીણોધરની તળેટીમાં આવેલ સ્થળ “થાન” તરીકે ઓળખાય છે. અહીં પીર અથવા અન્ય સાધુઓ રહે છે. ધોરમનાથના મંદિરમાં ધોરમનાથની વિશાળ મૂર્તિ આવેલી છે. તેના એક હાથમાં માળા અને બીજા હાથમાં ભસ્મનો ગોળો છે. અહીં બીજાં કેટલાંક શિવાલયો છે. ધોરમનાથની શાખામાં ધોરમનાથ, શરણનાથ, ગરીબનાથ, પંથનાથ, ભીખારીનાથ ૧ લા, ભીખારીનાથ ૨ જા વગેરે સંતો થયા. આ શાખાના બાવાઓ “કાનફટ્ટા” તરીકે ઓળખાય છે. કાનફટ્ટા સંપ્રદાયને પાશુપત સંપ્રદાયનો ફાંટો માનવામાં આવે છે. આ પંથના ઉપાસ્યદેવ ભૈરવ છે. આ પંથના બાવાઓની કાન ચીરવાની ક્રિયા અત્યંત ઘૃણાજનક છે. ભૈરવની મૂર્તિ સમક્ષ ચેલાના કાનમાં તીક્ષ્ણ હથિયાર ઘોંચી કાન ચીર્યા પછી એમાંથી લોહી બંધ થાય ત્યાં સુધી તેના માથા પર પાણી રેડવામાં આવે છે. લોહી બંધ થતાં સુધી તો કાન ચીરાવનાર વ્યક્તિ લગભગ બેભાન થઈ જાય છે, ત્યાર પછી કાને લીમડાનું તેલ ચોપડવામાં આવે છે. ચાલીસ દિવસ સુધી તેને એકાંતમાં રાખવામાં આવે છે. કહેવાય છે કે આ ચાલીસ દિવસ દરમ્યાન આ સંપ્રદાયના સાધુ બનનાર શિષ્યને એક વખત ધોરમનાથનાં દર્શન થાય છે. આ સિવાય આ પંથમાં કાપાલિક સંપ્રદાય જેવી બીજી કોઈ ઘૃણાસ્પંદ ક્રિયાઓ નથી. આ પંથમાં યોગના અભ્યાસને ખાસ મહત્ત્વ આપવામાં આવે છે. આ પંથના બીજા નાના સ્વરૂપના મઠો કચ્છમાં કંથકોટ, કોટેશ્વર, અંજાર વગેરે સ્થળે આવેલા છે.

આ પંથના યોગીઓ કુંડલ, કિંગદરી, મેખલા, શૃંગી, ધંધારી, રુદ્રાક્ષ, અધનરી, કંથા, દંડ, ખપ્પર, ભસ્મ, ત્રિપુંડ વગેરે ધારણ કરે છે.

## ગુજરાતમાં નાથ સિદ્ધોની પ્રાચીન પ્રતિમાઓ

ગુજરાતમાં વડોદરા જિલ્લામાં ડભોઈ ગામમાં ઈ.સ. ૧૨૧૨ અને ૧૨૩૮ની વચ્ચેના ગાળામાં બંધાયેલ એક ઉત્તમ કિલ્લો આવેલો છે. આ કિલ્લાનો જીર્ણોદ્ધાર અવારનવાર થયો છે. આ કિલ્લાના ઉત્તર તરફના મહુડી અથવા ચાંપાનેરી દરવાજાના નામે ઓળખાતા દરવાજાનાં શિલ્પો મુખ્યત્વે શૈવ દેવદેવીઓનાં છે. દરવાજાના પૂર્વ અને પશ્ચિમની દીવાલોની અંદરના ભાગમાં ઉપરની બે હરોળમાં શિવ અને શૈવ દેવદેવીઓની આકૃતિઓ છે. જ્યારે નીચેની ત્રીજી હરોળમાં આ સંપ્રદાયના સાધુઓનાં ઉપસાવેલાં શિલ્પો છે. આ સાધુઓની કુલ ૧૩ પ્રતિમાઓ છે. તેમાંની લગભગ બધી જ ઓછાવત્તા પ્રમાણમાં ખંડિત થયેલી છે. દરવાજાના પશ્ચિમ તરફની દીવાલના ઉત્તર તરફના છેડાથી દક્ષિણ તરફના છેડા સુધી છ સાધુઓની પ્રતિમાઓ છે. જ્યારે પૂર્વ તરફના છેડાથી દક્ષિણ તરફના છેડા સુધી છ સાધુઓ અને એક સ્ત્રી મળી કુલ સાત પ્રતિમાઓ છે.

પ્રત્યેક શિલ્પ ખૂબ ઉપસાવેલ અને અલગ અલગ શિલાપટ્ટ પર કોતરેલ છે. આ સાધુઓની વેશભૂષા નાથસિદ્ધોની વેશભૂષાને મળતી આવે છે. તેમાં મત્સ્યેન્દ્રનાથ અને ગોરખનાથની પ્રતિમાઓ સ્પષ્ટ રીતે ઓળખી શકાય છે. આમ, અહીં તેર નાથસિદ્ધોની પ્રતિમાઓ આવેલી છે. આ સિદ્ધોનાં નામ (૧) આદિનાથ, (૨) મત્સ્યેન્દ્રનાથ, (૩) જાલંધરનાથ, (૪) ગોરક્ષનાથ, (૫) કાનિફનાથ, (૬) કંથડીનાથ, (૭) મદાનાવતી–મયણવતી, (૮) ગાહિનીનાથ વગેરે હોવાનો સંભવ છે. (જુઓ ચિત્ર નં. ૨ થી ૫)

આ સર્વ શિલ્પો જોતાં જણાય છે કે ગુજરાતમાં બારમી તેરમી સદીમાં નાથસંપ્રદાય વ્યાપક રીતે વિસ્તરેલ હતો. ગુજરાતમાં મત્સ્યેન્દ્રનાથ, ગોરખનાથ, જાલંધરનાથ વગેરે જાણીતા હતા અને તેઓ કાનફટ્ટા સંપ્રદાય સાથે સંકળાયેલ હતા.

અમદાવાદમાં પંદરમા સૈકામાં એક પ્રખર ભૈરવ ઉપાસક માણેકનાથ થઈ ગયા. આ માણેકનાથના પટ્ટ શિષ્ય ગુલાબનાથ હતા. તેમના પછી અનુક્રમે સરસ્વતીનાથ, મેઘનાથજી, દોલતનાથજી, શીતલનાથજી, મંછાનાથજી, બુધનાથજી વગેરે થયા. માણેકનાથના નામ ઉપરથી અમદાવાદના માણેકચોકનું નામ પડયું હોવાનું મનાય છે.

### ગુજરાતના શૈવસંતો :

ગુજરાતમાં મુખ્યત્વે શૈવધર્મના કુલ ૨૩ સંતો થયા મનાય છે.

(૧) સોમશર્મા : પુરાણો અનુસાર આ સોમશર્મા રુદ્ર શિવના ૨૭મા

અવતાર મનાય છે. તેઓ લકુલીશ પહેલાં થયા. તેમનો ઉલ્લેખ પ્રભાસ પાટણના કુમારપાલના ઈ.સ. ૧૧૬૯ વિ.સં. ૧૧૨૫ના લેખમાં આ આચાર્યનો ઉલ્લેખ છે. તેમણે પ્રભાસમાં સોમસિદ્ધાંતની સ્થાપના કરી હતી. તેમના ચાર શિષ્યોનાં નામ અક્ષપાદ, કણાદ, ઉલૂક અને વત્સ હતાં. કાયાવરોહણ માહાત્મ્યમાં લકુલીશના પિતામહ તરીકે સોમશર્માનો ઉલ્લેખ છે.

(૨) **લકુલીશ** : રુદ્રશિવના ૨૮મા અવતાર મનાય છે. કારવણ માહાત્મ્યમાં સોમશર્માને એમના પિતામહ તરીકે ઓળખાવેલ છે. પાશુપત મતના તેઓ મુખ્ય પ્રવર્તક મનાય છે. તેમનો ઉલ્લેખ પુરાણોમાં મળે છે. આ ઉપરાંત સારંગદેવના સમયની વિ.સં. ૧૩૪૩(ઈ.સ. ૧૨૮૭)ની સિન્ટ્રા પ્રશસ્તિ નામે જાણીતી દેવપટ્ટન પ્રશસ્તિમાં લકુલીશને શિવના ૨૮મા અવતાર તરીકે આલેખ્યા છે. કારવણ માહાત્મ્યમાં જણાવ્યા પ્રમાણે લકુલીશના પિતાનું નામ વિઠલરૂપ અને માતાનું નામ સુદર્શના હતું. તેમનું જન્મસ્થાન કાયાવરોહણ (વડોદરા જિલ્લાનું કારવણ) હતું તેમના શિષ્યોનું નામ કૌશિક, ગાર્ગ, મિત્ર અને કુરુષ હતું. તેમના ચારે શિષ્યોના નામે ચાર શાખાઓ પ્રચલિત હતી.

(૩) **વચ્છકાચાર્ય** : આ સંતનો મૂલરાજ ૧લાના વિ.સ. ૧૦૩૦ (ઈ. સ. ૯૭૪)ના દાનપત્રમાં ઉલ્લેખ છે. તેમને મૂલરાજે દાન આપેલ.

(૪) **દીનાચાર્ય** : મૂલરાજ ૧લાના વિ.સં. ૧૦૫૧(ઈ.સ. ૯૯૫)ના વાલેરા તામ્રપત્રમાં આ સંતનો ઉલ્લેખ છે. મૂલરાજે સત્યપુરમંડલમાં આવેલું વરણક ગામ તેમને દાનમાં આપેલ. તેઓ કાન્યકુબ્જથી આવેલા હતા.

(૫) **ભટ્ટારક અજપાલ** : ભીમદેવ પહેલાના વિ.સં. ૧૦૮૬(ઈ.સ. ૧૦૩૦–૩૧)ના દાનપત્રમાં આ સંતનો ઉલ્લેખ છે. તેમને ભીમદેવે કચ્છનું મસૂર ગામ દાનમાં આપ્યું હતું.

(૬) **પ્રસર્વજ્ઞ** : કુમારપાલના વિ.સં. ૧૨૦૨ (ઈ.સ. ૧૧૪૬–૪૭)ના માંગરોળ (સોરઠ)ના લેખની પ્રશસ્તિ પાશુપતાચાર્ય પ્રસર્વજ્ઞે રચેલી છે. માંગરોળ પાસેના ઢેલાણા ગામ નજીકના કામનાથ મહાદેવમાં આવેલ ઓરસીયા ઉપરથી જણાય છે કે આ પાશુપતાચાર્યે માંગરોળ પાસે ભૃગુ મઠની સ્થાપના કરી હશે.

**ભાવબૃહસ્પતિ** :

ચૌલુક્ય રાજવી કુમારપાલના સમયના વલભીસંવત ૮૫૦ (ઈ.સ. ૧૧૬૯)ના પ્રભાસપાટણના લેખમાંથી અને ભીમદેવ ૨ જાના વેરાવળના લેખમાંથી ભાવબૃહસ્વતિના જીવન વિશેની વિસ્તૃત માહિતી મળે છે.

એમનો જન્મ વારાણસીમાં થયો હતો. તેઓ ગાર્ગ્યગોત્રના કાન્યકુબ્જ બ્રાહ્મણ હતા. તેઓ ભાવબૃહસ્પતિ નંદીશ્વરનો અવતાર મનાતા. નાનપણથી તેમણે પાશુપત વ્રત ગ્રહણ કર્યું હતું. તેમણે પાશુપત સંપ્રદાયના પ્રચાર અર્થે ભારત-યાત્રા કરી હતી. તેમના પ્રભાવથી માળવાના રાજવીઓ તેમના અનુયાયીઓ બન્યા હતા. તેમણે ચૌલુકય રાજવી સિદ્ધરાજને સોમનાથના મંદિરનો જીર્ણોદ્ધાર કરવા પ્રેર્યો હતો. પણ આ કાર્ય પૂર્ણ થાય તે પહેલાં સિદ્ધરાજનું મૃત્યુ થતાં આ કાર્ય કુમારપાળે પૂર્ણ કર્યું હતું. કુમારપાલે ભાવબૃહસ્પતિને 'ગંડ'નું બિરુદ આપેલું. તેમને તેણે સોમનાથના સર્વેશ્વર—ગંડેશ્વર બનાવ્યા હતા.

ભાવબૃહસ્વતિએ સોમનાથમાં મેરુનામે નવો પ્રાસાદ કરાવ્યો. ૫૫૫ સંતોની પૂજા કરી, નગરની આસપાસ મજબૂત કોટ બંધાવ્યો હતો. તેમણે દેવોના મંદિરો ઉપર સુવર્ણકળશ ચઢાવ્યા. નૃપશાળા, વાવો, મંદિરો વગેરે બંધાવ્યાં. અન્નક્ષેત્ર સ્થાપ્યું. ગ્રહણના દિવસોએ તે વિદ્વાનોને દાન આપતા.

તેમની પત્નીનું નામ મહાદેવી હતું. તેમને અપરાદિત્ય, રત્નાદિત્ય, સોમેશ્વર અને ભાસ્કર નામે ચાર પુત્રો હતા.

વેરાવળના લેખ પરથી જણાય છે કે ભાવબૃહસ્વતિ એ ઉજ્જૈનમાં પ્રવર્તતા પાખંડ મંતને શુદ્ધ કર્યો હતો.

આ ઉપરાંત વિશ્વેશ્વરરાશિ, શ્રીદુર્વાસુ, વિમલ શિવમુનિ, ગંડશ્રી વીરભદ્ર, ગંડશ્રી અભયસિંહ, શ્રી ત્રિપુરાંતક, પાશુપતચાર્ય વિદ્યારાશિ, ઓંકારરાશિ, ગંડબૃહસ્પતિ, કાર્તિકરાશિ, વાલ્મીકરાશિ, ગંડશ્રીત્રિપુરાન્તક, વેદગર્ભરાશિ, કેદારરાશિ, વિશ્વામિત્રરાશિ, મહેશ્વરાચાર્ય વગેરે સંતો ચૌલુકયકાલમાં થયાનો ઉલ્લેખ મળે છે. આ સર્વમાં ગંડબૃહસ્પતિ, કાર્તિકરાશિ, વેદગર્ભરાશિ, કેદારરાશિ વગેરે ઘણા જાણીતા હતા. તેમણે શૈવધર્મના વિકાસ માટે નોંધપાત્ર ફાળો આપ્યો છે.

## ગુજરાતનાં મુખ્ય શૈવ તીર્થો :

ગુજરાતનાં મુખ્ય શૈવ તીર્થોની માહિતી ખાસ કરીને સ્કંદપુરાણમાંથી મળે છે. કેટલાંક તીર્થોની માહિતી જે તે તીર્થના માહાત્મયમાંથી મળે છે. સ્કંદપુરાણમાં અનેક શૈવ તીર્થોને લગતા ઉલ્લેખો છે. માહેશ્વરખંડમાં મહીસાગર સંગમક્ષેત્રના બ્રહ્મખંડમાં, મોઢેરાની આસપાસ ધર્મારણ્યક્ષેત્રના રેવાખંડમાં, નર્મદા-કિનારે આવેલા તીર્થક્ષેત્રમાં, સ્કંદપુરાણના નાગરખંડમાં વડનગર આસપાસના

હાટકેશ્વરક્ષેત્ર, પ્રભાસખંડમાં પ્રભાસક્ષેત્ર, વસ્ત્રાપથક્ષેત્ર અને દ્વારકાક્ષેત્રનાં તીર્થોનું વર્ણન કરેલ છે. આ ઉપરાંત તાપી પુરાણમાં તાપી નદી ઉપરનાં તીર્થોનું, સરસ્વતી-પુરાણમાં સરસ્વતીનાં તીર્થોનું અને બ્રહ્મપુરાણમાં આવેલ બ્રહ્મક્ષેત્ર માહાત્મ્યમાં ખેડબ્રહ્માની આસપાસનાં તીર્થોનું વર્ણન મળે છે.

**પ્રભાસક્ષેત્ર :**

પ્રભાસક્ષેત્રમાં ગુજરાતનું જાણીતું તીર્થ સોમનાથ આવેલું છે. અહીં એક વિશાલમંદિર આવેલું છે. અનુશ્રુતિ પ્રમાણે જાણવા મળે છે કે અહીંનું મંદિર સૌપ્રથમ સોમે સોનાનું બંધાવ્યું હતું. રાવણે રૂપાનું બંધાવ્યું અને કૃષ્ણે લાકડાનું બંધાવ્યું. આના વિશે કોઈ ઐતિહાસિક પ્રમાણ મળતું નથી. સંભવ છે કે મૈત્રકકાલમાં આ મંદિર બંધાયું હશે. ભીમદેવ ૧લાના સમયમાં મુસલમાનોએ તેનો નાશ કરતાં ભીમદેવે પથ્થરનું બંધાવ્યું હતું. સિદ્ધરાજ જયસિંહના સમયમાં તે જીર્ણ થતાં કુમારપાલના સમયમાં ભાવબૃહસ્પતિની પ્રેરણાથી તેનો જીર્ણોદ્ધાર થયો. પશ્ચિમ સમુદ્રના કિનારે આવેલું આ મંદિર ગુજરાતનું એક ભવ્ય મંદિર મનાય છે.

આ સ્થળ અનેકવાર મુસ્લિમોના આક્રમણનો ભોગ બન્યું હતું. અહીંના મંદિરમાં ગૂઢમંડપ ગર્ભગૃહ કરતાં મોટો હતો. અંદર વિશાળ શિવલિંગ આવેલું હતું. બહારની દીવાલોનાં શિલ્પો ખંડિત થયેલાં હતાં. આગળની ચોકીની છતમાં કાલીયમર્દનનું સુંદર શિલ્પ કંડારેલું હતું. સ્તંભો કલાત્મક હતા. વિ. સં. ૧૩૫૪ (ઈ.સ. ૧૨૯૮)માં અલ્લાઉદ્દીનના સરદાર ઉલુઘખાને, વિ. સં. ૧૫૨૭ (ઈ.સ. ૧૪૭૬)માં મહમૂદ બેગડાએ અને ઔરંગઝેબના સમયમાં ગુજરાતના મુઘલ સૂબા આઝમે વિ.સં. ૧૭૫૭ (ઈ.સ. ૧૭૦૧)માં આ મંદિરનો નાશ કર્યો હતો. મંદિરના કેટલાક ભાગને મસ્જિદમાં ફેરવી નાખવામાં આવ્યો હતો. આથી મૂળમંદિરમાં નવા લિંગની સ્થાપના અશક્ય જણાતાં ઇન્દોરની રાણી અહલ્યા-બાઈ હોલ્કરે મૂળ મંદિરથી થોડેક દૂર નવું મંદિર બંધાવી ત્યાં ભોંયરામાં નવું લિંગ સ્થાપ્યું. ઈ.સ. ૧૯૪૭માં ભારત આઝાદ બનતાં, ઈ.સ. ૧૯૫૧માં ત્યાં નવા મંદિરમાં જ્યોતિર્લિંગની સ્થાપના કરવામાં આવી. (જુઓ ચિત્ર નં. ૧)

હાલમાં મંદિરના વહીવટ માટે ટ્રસ્ટ નિમવામાં આવ્યું છે. ટ્રસ્ટ તરફથી તેનો અવારનવાર જીર્ણોદ્ધાર થતો રહે છે. મંદિરમાં અભિષેક તેમજ અન્ય પૂજાની વ્યવસ્થા મંદિર કમિટી તરફથી કરવામાં આવે છે. પાસે આવેલો ઘૂઘવતો સાગર અને મંદિરનો વિશાળ ચોક મંદિરની શોભાને અનેકગણી વધારે છે.

મંદિર પાસે યાત્રીગૃહો બંધાવેલ છે. મંદિરની બહાર પૂજા માટેની ફૂલફળાદિની સામગ્રી વ્યવસ્થિત રીતે મળે છે. નજીકમાં પુરાતત્ત્વ ખાતા તરફથી તૈયાર કરેલ મ્યુઝિયમ આવેલું છે, જેમાંના અવશેષો મંદિરની પ્રાચીન ભવ્યતાને તાદૃશ્ય કરે છે.

પ્રભાસક્ષેત્રમાં સોમનાથ ઉપરાંત, બીજાં કેટલાંક પ્રાચીન મંદિરો જેવાં કે શશિભૂષણ, રુદ્રેશ્વર, બ્રહ્મેશ્વર, યમેશ્વર, ગન્ધેશ્વર, ભીમેશ્વર, શનૈશ્ચરેશ્વર, કામેશ્વર, ગૌરીશ્વર, તરુણેશ્વર, ભુવનેશ્વર, અઘોરેશ્વર, શંખેશ્વર, ભૂતનાથેશ્વર, જમદેશ્વર, ચ્યવિનેશ્વર વગેરે તીર્થો આવેલાં છે. આમાંનાં ઘણાં મંદિરો ખંડેર થઈ ગયાં છે.

સરસ્વતી નદીના કિનારે સંગમ આગળ અનેક લોકો સ્નાન કરવા જાય છે. અહીં કેટલાંક શિવાલયો આવેલાં છે.

**વસ્ત્રાપથક્ષેત્ર :**

વસ્ત્રાપથ ક્ષેત્રમાં જૂનાગઢ પાસે ગિરનારની તળેટીમાં ભવનાથ મહાદેવનું શિવાલય આવેલું છે. એ આ ક્ષેત્રનું નોંધપાત્ર શિવાલય ગણાય છે. મહાશિવરાત્રીએ અહીં મોટો મેળો ભરાય છે.

**દ્વારકાક્ષેત્ર :**

દ્વારકાક્ષેત્રમાં ગોમતીસંગમ સ્થાન પવિત્ર મનાય છે. અહીયાં કેટલાંક શિવાલયો આવેલાં છે.

**સરસ્વતીક્ષેત્ર :**

સરસ્વતી નદીના કિનારે સિદ્ધપુર એ નોંધપાત્ર શૈવતીર્થ મનાય છે. આ તીર્થનું પ્રાચીન નામ શ્રીસ્થલ હોય તેમ જણાય છે. સિદ્ધપુરનો રુદ્રમહાલય તેની કલાકૃતિ માટે ભારતભરમાં પ્રખ્યાત છે.

**રુદ્રમહાલય :**

આ શૈવ મંદિરનો કેટલોક ભાગ મૂલરાજ ૧લા સમયમાં બંધાયેલો તે ખંડેર થતાં સિદ્ધરાજ જયસિંહે તેની જગ્યાએ એક વિશાળ શિવાલય બંધાવ્યું. હાલમાં તેના કેટલાક અવશેષો પ્રાપ્ત થાય છે. મંદિર સરસ્વતીના કિનારે આવેલું છે. તેની આસપાસ ૧૧ રુદ્રોની દેવકુલિકાઓ હતી. મંદિર પૂર્વાભિમુખ હતું. મંદિર બેત્રણ માળનું લગભગ ૧૬૦ મીટર જેટલું વિશાળ હોવાનો સંભવ છે. તેનું ગર્ભગૃહ વિશાળ હોય તેમ જણાય છે. અહીંના ગર્ભગૃહ અને ગૂઢ-મંડપ લગભગ સરખા છે. મંદિરની બહારની દીવાલમાં ગજથર, અશ્વથર

તેમજ નરથરની આકૃતિઓ નજરે પડે છે. સ્તંભો સુંદર કલાકૃતિવાળા લગભગ ૧૬ મીટર જેટલા ઊંચા છે. આગળ કીર્તિતોરણ આવેલું છે. મંદિરની પાછળની કેટલીક દેવકુલિકાઓને મસ્જિદના રૂપમાં ફેરવી નાખવામાં આવી છે. તેની બાંધણી હિન્દુ શૈલીની છે. આ સ્થળ પ્રાચીનકાળમાં પાશુપતોનું એક મહત્ત્વનું કેન્દ્ર મનાતું. આજે અહીં રાજભારતીનો મઠ પ્રખ્યાત છે.

આ ઉપરાંત સરસ્વતીક્ષેત્રમાં હાટકેશ્વર, ભૂતનાથ, બ્રહ્માંડેશ્વર, અર્બુદેશ્વર, વાલુકેશ્વર, વટેશ્વર, ભુલેશ્વર, હરિહર, લાંબેશ્વર વગેરે શિવાલયો આવેલાં છે. ત્યાં વારતહેવારે લોકો દર્શને જાય છે. મેળો ભરાય છે.

**હાટકેશ્વર :**

ઉત્તર ગુજરાતમાં આવેલ હાલના વડનગરના ક્ષેત્રને પુરાણોમાં હાટકેશ્વર તીર્થ તરીકે ઓળખવામાં આવેલ છે. આ ક્ષેત્રનું માહાત્મ્ય સ્કંદપુરાણના નાગરખંડમાં આવેલું છે. હાટકેશ્વર નાગરોના ઈષ્ટદેવ મનાય છે. આથી હાલના વડનગરમાં આવેલ હાટકેશ્વરના મંદિરને નાગરો પોતાનું મૂળ તીર્થધામ માને છે. આ શિવાલય શહેર બહાર આવેલું છે. પૂર્વાભિમુખ છે તેમાં ગર્ભગૃહ, અંતરાલ, સભામંડપ, શૃંગારચોકી, વગેરે આવેલ છે. સ્તંભો, ગોળ, ચોરસ અને અષ્ટકોણ છે. લિંગ શ્યામ રંગનું છે. આગળના ભાગમાં બે વિશાળ નંદી છે. મંદિરની બહારની દીવાલો નરથર, ગજથર વગેરેથી અલંકૃત કરવામાં આવેલી છે. મુખ્ય મંદિરના ગવાક્ષમાં વિવિધ દેવદેવીઓનાં શિલ્પો કંડારેલ છે. આજુબાજુ આવેલાં બીજાં કેટલાંક નાનાં શિવાલયો સોમનાથ, અજયપાળ મહાદેવ, અચલેશ્વર, વિશ્વામિત્રેશ્વર, મહાકાલેશ્વર, બળેશ્વર, કુશ્વેશ્વર, કેદારેશ્વર, અટેશ્વર, અમરેશ્વર, નાગેશ્વર વગેરે નામે ઓળખાય છે.

**બ્રહ્મક્ષેત્ર :**

ખેડબ્રહ્મા (જિ. સાબરકાંઠા)ના પ્રદેશની આસપાસના વિસ્તારને બ્રહ્મક્ષેત્ર તરીકે પુરાણોમાં ઓળખવામાં આવે છે. આ પ્રદેશમાં યક્ષીન્દ્ર મહાદેવ, ભૃગુતીર્થ રોડાનાં શૈવમંદિરો વગેરે અનેક નોંધપાત્ર શિવાલયો આવેલાં છે. અહીંનાં શિવાલયો નાનાં અને સાદાં છે. રોડામાં શિવાલયો વિવિધ પ્રકારનાં શિલ્પોથી શણગારેલાં છે. અહીંનાં સાત શિવાલયોનો સમૂહ સોલંકીકાલનો હોવાનું જણાય છે. પાસે કુંડ આવેલ છે. કેટલાંક ખંડિત છે. દરેકમાં ગર્ભગૃહ અને મંડપો છે. ઘણાં અપૂજ્ય છે.

ધર્મારણ્યક્ષેત્રમાં મોઢેરાના સૂર્યમંદિરની પાસે ધર્મેશ્વર, ગળેશ્વર નામે શિવાલયો આવેલાં છે.

સાબરમતી નદીના કિનારે વાડજ ગામ પાસે એક પ્રાચીન શિવાલય આવેલું છે. આ મંદિરને સ્થાનિક લોકો દુગ્ધેશ્વર મહાદેવ તરીકે ઓળખે છે.

### ગલતેશ્વર :

સ્કંદપુરાણમાં મહીસાગર સંગમક્ષેત્રના કેટલાક તીર્થોનું વર્ણન કરેલ છે. મહી નદીના કિનારે હાલના ખેડા જિલ્લામાં આવેલા ઠાસરા ગામની પાસે ગલતેશ્વર નામનું એક પ્રાચીન શિવાલય આવેલ છે. આ શિવાલય સોલંકીકાલના આરંભનું છે. એ ધારના પરમાર રાજા સિયક ૨ જાએ બંધાવેલું મનાય છે. શિવાલય વિશાળ છે. તેનો કેટલોક ભાગ ખંડિત થયેલો છે. તેને ગર્ભગૃહ અને વિશાળ મંડપ છે. આગળના મંડપમાં આઠ સ્તંભો જોવા મળે છે. સ્તંભો સુંદર કલાકૃતિઓથી શણગારેલા છે. દીવાલો ઉપર નરથર, ગજથર, અશ્વથર વગેરે કંડારેલ છે. શિવાલયમાં જુદે જુદે ઠેકાણે ગણેશ, કાર્તિકેય, ભૈરવ વગેરે વિવિધ દેવોની પ્રતિમાઓ આવેલી છે. હાલમાં મંદિરમાં વ્યવસ્થિત રીતે પૂજા થાય છે. મંદિરની પાસે યાત્રીઓને ઊતરવા માટેની વ્યવસ્થા છે.

### નર્મદા કિનારાનાં તીર્થો :

ગુજરાતમાં નર્મદા કિનારે અનેક નાનાં મોટાં શૈવ તીર્થો આવેલાં છે. શૈવ સંપ્રદાયમાં નર્મદાની પરકમ્માનું વિશેષ મહત્ત્વ છે. અહીં શૂલપાણેશ્વર, કમલેશ્વર, ગરુડેશ્વર, રાજરાજેશ્વર, કેદારતીર્થ, મણિનાગેશ્વર, ચાણોદમાં આવેલ કપિલેશ્વર તથા રણમુક્તેશ્વર, કરનાલીમાં સોમેશ્વર, કઠોરમાં હનુમતેશ્વર, ચાણોદ પાસેનું વ્યાસ તીર્થમાંનું વ્યાસેશ્વર વગેરે નોંધપાત્ર શિવાલયો અને તીર્થસ્થાનો આવેલાં છે.

### પાવાગઢ :

પાવાગઢ એ ગુજરાતનું નોંધપાત્ર યાત્રાધામ ગણાય છે. અહીં કાલિકામાતાનું પ્રખ્યાત મંદિર છે. આ સાથે અહીં માતાજીના મંદિર પાસે લકુલીશનું પ્રાચીન શિવાલય આવેલું છે. મંદિર ખંડેર છે. મંદિરનો ગર્ભગૃહ અનેક શિખરવાળું હોવાનું જણાય છે. મંદિરને ઉત્તમ કલાકૃતિઓથી શણગારેલું છે. પ્રવેશદ્વારના ઓતરંગમાં લકુલીશની સુંદર મૂર્તિ કંડારેલ છે. શિવાલયમાં નટરાજ ચાર હાથવાળા, લકુલીશ, વિષ્ણુ, બ્રહ્મા, દુર્ગા વગેરેની પ્રતિમાઓ જોવા મળે છે. મંદિરની આગળ નંદી જોવા મળે છે.

**કાયાવરોહણ :**

કાયાવરોહણ (કારવણ) (જિ. વડોદરા) એ તો શિવનો અવતાર મનાતા ભગવાન લકુલીશનું પવિત્ર તીર્થધામ છે. ત્યાં રાજરાજેશ્વર જેવાં અનેક પ્રાચીન મોટાં શિવલિંગ આવેલાં છે, જેના અગ્રભાગ પર લકુલીશની મૂર્તિ કંડારેલી હોય છે. તાજેતરમાં ત્યાં બ્રહ્મેશ્વરનું નવું મોટું ભવ્ય શિવાલય બંધાયું છે. લકુલીશ બ્રહ્માએ સ્થાપેલા આ લિંગમાં આખરે સદેહ વિલીન થઈ ગયા.

આ ઉપરાંત પોરબંદર પાસેનું બિલેશ્વર, ભાણસર, ઓડદર, કચ્છનું અંજાર, ઉત્તર ગુજરાતમાં આવેલું સંડેર, સૂણક, સાબરકાંઠાનું શામળાજી, ગોરાદનું સોમેશ્વર, વિરમગામ, સૈજકપુર, ઘૂમલી (નવલખા મંદિર) હરસિદ્ધમાતા, મિયાણી, ચૌલાણી, ખંડોસણ, બાવકા (જિ. પંચમહાલ દાહોદ પાસે) વડાલી (ઈડર પાસે જિ. સાબરકાંઠા), વિસાવાડા (સૌરાષ્ટ્ર), ડભોઈ (વૈદ્યનાથ મહાદેવ જિ. વડોદરા) ભૂવડ (કચ્છ), દેસણ (ભુવનેશ્વર જિ. સાબરકાંઠા) વગેરે સ્થળોએ આવેલાં શિવાલયો સ્થાનિક લોકોમાં મહત્ત્વનું સ્થાન ધરાવે છે.

વર્તમાન સમયમાં શૈવસંપ્રદાયને લગતાં કેટલાંક શૈવ તીર્થો અને શિવાલયો ગુજરાતમાં મહત્ત્વનું સ્થાન ધરાવે છે. દા. ત., નર્મદા કિનારે આવેલ નારેશ્વર, ચાણોદ, કરનાલી, સાબરકાંઠામાં આવેલ ભુવનેશ્વર, અંબાજી પાસે આવેલ કોટેશ્વર, અમદાવાદના અસારવામાં આવેલ નીલકંઠ મહાદેવ વગેરે.

આમ, ગુજરાતમાં નાનાં મોટાં અનેક શૈવ તીર્થો આવેલાં છે. અહીંનાં શિવાલયોમાં વારતહેવારે માનવમહેરામણ ઉમટે છે. ઘણાં શિવાલયોમાં ષોડષોપચારી પૂજા થાય છે. કેટલાંક પ્રાચીન શિવાલયો અપૂજ્ય હોવાનું જણાય છે. ઘણાં શિવાલયો ખંડિત હોવા છતાં તેનું મહત્ત્વ જળવાઈ રહ્યું છે.

**શૈવ ધર્મની ગુજરાતના સમાજજીવન પર અસર :**

ગુજરાતના સમાજજીવનનો અભ્યાસ કરતાં જણાય છે કે પ્રાચીનકાલથી સમાજમાં શૈવધર્મનું મહત્ત્વ ટકી રહ્યું છે. સમાજમાં વિવિધ જ્ઞાતિઓનાં મનુષ્યનામો, સ્થળનામો, તહેવારો વગેરેમાં શૈવ ધર્મની અસર વર્તાય છે.

ગુજરાતમાં બ્રાહ્મણોની વિવિધ જ્ઞાતિઓ અસ્તિત્વ ધરાવે છે. બ્રાહ્મણોનો વિશાળ વર્ગ શૈવ સંપ્રદાયનો અનુયાયી છે. ઘણા સવારમાં નદીમાં સ્નાન કરીને

શિવના લિંગ પર પાણી ચઢાવે છે. ઘણા અભિષેક વગેરે દ્વારા આજિવકા પ્રાપ્ત કરે છે. સમાજમાં રુદ્રાભિષેક, મહામૃત્યુંજયના જપ, લઘુરુદ્ર વગેરેનું મહત્વ વિશેષ છે. શ્રાવણ માસમાં શૈવ સંપ્રદાયના ઘણા અનુયાયીઓ ઉપવાસ કરે છે. અભિષેક લઘુરુદ્ર દ્વારા શિવ સ્તવન કરે છે. અર્વાચીનકાલમાં લગભગ તમામ બ્રાહ્મણ-જ્ઞાતીઓ જેવી કે નાગર, ઔદીચ્ય, ભાર્ગવ, મેવાડા, રાયકવાડ, શ્રીગોડ, અનાવલમોઢ, હરસોલા, કંડોલિય, કપિલ, ખેડાવાડ, નાંદોરા વગેરેના ઇષ્ટદેવ શિવ છે. બ્રાહ્મણજ્ઞાતિ ઉપરાંત બીજી અન્ય જ્ઞાતિઓ જેવી કે સલાટ, સોની, ચારણ, તરગાળા વગેરે શૈવ ધર્મના અનુયાયીઓ હોય છે. ઘણા લોકો પૂજામાં પંચાયતન દેવોની પૂજા કરતા હોય છે. તેમાં શિવનો સમાવેશ થયેલો જોવા મળે છે.

ક્ષત્રિયોમાં ઘણાં કુટુંબો શૈવ ધર્મ પાળે છે. પ્રાચીનકાલમાં મૈત્રકો, ચૌલુક્યો, ચાહમાનવંશના રાજવીઓ અર્વાચીનકાલમાં ઈડર, ડુંગરપુર, ટીંટોઈ, મેઢાસણ, સૌરાષ્ટ્રનાં રજવાડાં, વગેરે શૈવ ધર્મનાં અનુયાયી હતાં. કેટલાંક નામો જોતાં તેના પર શૈવ ધર્મની અસર સ્પષ્ટ વર્તાય છે.

સમાજમાં ઘણાં પ્રચલિત નામો ઉપર શૈવ ધર્મની અસર સ્પષ્ટ જણાય છે. પ્રાચીનકાલના અનેક રાજવીઓ, ધર્મગુરુઓનાં નામ શિવ ઉપરથી પડેલાં છે. દા. ત., કેદારનાથ, ત્રિપુરાન્તક, રુદ્રસિંહ, શિવધર્મા વગેરે. બ્રાહ્મણોમાં શિવની સાથે જોડાયેલ નામ મળે છે. સામાન્ય રીતે કરુણાશંકર, ગણપતીશંકર, શંકરલાલ, પ્રાણશંકર, મહાશંકર, ત્રંબકલાલ, વિનાયક, ગિરજાશંકર, પાર્વતીશંકર, અંબાશંકર, ઉમાશંકર વગેરે નામ વ્યાપક રીતે પ્રચલિત છે. ઘણાં નામોને અંતે શંકર, ગૌરી શબ્દ વગેરે લગાડવામાં આવે છે. વર્તમાન સમયમાં પણ કેટલાંય શૈવ નામો પ્રચલિત છે. દા. ત., આસુતોષ, ચંદ્રમૌલિ, હરકાન્ત, મહેશ, યોગેન્દ્ર, ગૌરી, અપર્ણા, અન્નપૂર્ણા વગેરે.

ગુજરાતનાં ઘણાં સ્થળોનાં નામ શૈવ દેવદેવીઓ પરથી પડયાં હોય તેમ લાગે છે. દા. ત., સોમનાથ, હરસોલ, અંબાસણ, બીલેશ્વર, ઝાડેશ્વર, થાણેશ્વર, ભવનાથ, સ્તંભનકપુર વગેરે.

ઘણી બ્રાહ્મણ જ્ઞાતિઓ ભોજન શરૂ કરતી વખતે "હરહર મહાદેવ"નો પ્રચંડ નાદ કરે છે. રજપૂતો યુદ્ધમાં "હરહર મહાદેવ"નો મહાનાદ કરી શત્રુઓ ઉપર તૂટી પડતા. ઘણા બ્રાહ્મણો પોતાનાં વસ્ત્રો પર ॐ नमः शिवाय લખાવતા હોય છે.

ગુજરાતમાં આજે ભાગ્યે જ કોઈ ગામ એવું હશે કે જ્યાં નાનું મોટું શિવાલય જોવા ન મળે. આ શિવાલયો સાદાં હોય છે. ત્યાં સામાન્ય કક્ષાનાં શિવલિંગોની પ્રતિષ્ઠા કરેલ હોય છે. તેની સાથે નંદી, ગણેશ, હનુમાન, ભૈરવ, શીતળામાતા, વગેરે દેવીઓ પૂજાતી હોય છે. ઘણાં મોટાં શિવાલયોમાં તેના ગવાક્ષમાં શિવનાં રૌદ્ર અને સૌમ્ય સ્વરૂપોની પ્રતિમાઓ આવેલી જોવા મળે છે. દા.ત., શામળાજીનું મંદિર, રુદ્રમહાલય, હાટકેશ્વર, બાવકાનું શૈવમંદિર.

ઘણાં ગામોમાં શ્રાવણ માસમાં શિવના જીવન પ્રસંગોની કથાવાર્તા થાય છે. કેટલાક ઠેકાણે ઘીનાં લિંગો, માટીનાં લિંગો બનાવી તેની પૂજા થાય છે. કેટલાંક મંદિરોમાં કેદાર, અમરનાથ જેવાં સ્થળોનાં દૃશ્યોનું આલેખન કરવામાં આવે છે.

## સાહિત્ય પર અસર :

ગુજરાતમાં શૈવ ધર્મની અસર સમાજ અને સ્થાપત્ય સાથે સાહિત્ય પર પણ પડેલી જણાય છે. ઘણાં પુરાણોમાં શૈવ સંપ્રદાયને લગતી કથાઓ જોવા મળે છે. દા.ત., સ્કંદપુરાણ, ગુજરાતને લગતાં ઘણાં પુરાણો જેવાં કે ધર્મારણ્ય પુરાણ, સરસ્વતી પુરાણ,સાભ્રમતી પુરાણ વગેરેમાં શૈવતીર્થોનું અને શિવાલયોનું વર્ણન જાણવા મળે છે. ભૃગુ કચ્છના જયસિંહસૂરિએ રચેલા એક નાટકમાં છેલ્લા અંકમાં શિવનું પાત્ર આવે છે. વાઘેલા સમયમાં રચાયેલા હમ્મીરમર્દન નાટકમાં નાયક વીરધવલને શંભુસાક્ષાત પ્રગટ થઈ વરદાન આપે છે તેનો ઉલ્લેખ છે. ચૌલુક્યકાલીન કેટલાક શિલાલેખો, પ્રશસ્તિઓ, તામ્રપત્રોમાં શરૂઆતમાં ૐ નમઃ શિવાય થી કરવામાં આવી છે. કેટલાકમાં ગણપતીની અને પાર્વતીની સ્તુતિ કરવામાં આવેલ છે. તામ્ર શાસનોમાં ઘણાં દાન શિવાલયોને આપ્યાના ઉલ્લેખો મળે છે. ઘણી સાહિત્યકૃતિઓની શરૂઆત શિવની સ્તુતિ કરીને કરવામાં આવેલ છે. દા.ત., બિલ્હણ કૃત કર્ણસુંદરી, કન્ય સોમેશ્વર રચિત કીર્તિકૌમુદી વગેરે.

## તહેવારો :

સમાજમાં સામાન્ય રીતે ઘણા તહેવારો શૈવ સંપ્રદાયને અનુસરીને ઉજવવામાં આવે છે. દા.ત., મહાશિવરાત્રી, ગણેશચતુર્થી, ગૌરીવ્રત, શ્રાવણ માસ વગેરે. નાગરોમાં હાટકેશ્વરના ઉત્સવ વખતે શિવનો વરઘોડો કાઢવામાં આવે છે. શિવરાત્રીના તહેવારના દિવસે અનેક ગામોમાં શિવની પ્રતિમાને પાલખીમાં બેસાડી ખૂબ ધામધૂમથી નગરમાં ફેરવવામાં આવે છે. કેટલીકવાર પંચાંગમાં બે એકાદશી આવતાં એક શૈવ માર્ગી કહેવાય છે તો બીજી વૈષ્ણવમાર્ગી કહેવાય છે.

**મુખલિંગો :**

ગુજરાતમાંથી શિવનાં કેટલાંક નોંધપાત્ર મુખલિંગો નીચેના સ્થળેથી મળી આવેલ છે :

(૧) ભરૂચમાંથી ઈ.સ. ની ૩જી–૪થી સદીનું મનાતું એક મુખલિંગ મળી આવ્યું છે. વિશાળ છે. જટાની ગૂંથણી સરસ છે.
(૨) ખેડબ્રહ્મામાંથી મળેલું મુખલિંગ લગભગ ૫ .સે.મી. ઊંચું છે. તેનો જટામુકુટ વિશાળ શૈલીનો છે.
(૩) ખંભાતમાંથી મળેલું મુખલિંગ વિશાળ અને આકર્ષક છે. કાન લાંબા છે. કુંડલ છે. માથે જટામુકુટ છે.
(૪) શામળાજીની ધર્મશાળાની પાછળના ભાગમાંથી એક મુખલિંગ મળી આવેલ છે.
(૫) વડનગર નજીકનું બાણુ ગંગાનું ચતુર્મુખ લિંગ મધ્યકાલીન મનાય છે.
(૬) સચીનગામ નજીક માંડવીના શિવાલયમાંનું ચતુર્મુખલિંગ મધ્યકાલનું મનાય છે.
(૭) ખંડોસણ (વીસનગર) શિવાલયનું ચતુર્મુખલિંગ દસમી સદીનું હોવાનું મનાય છે.

**બાણુલિંગો :**

નર્મદા તટના પ્રદેશમાંથી મળેલા ૧૨, ૧૫, ૧૭, ૨૧ કે ૨૩ આંગળ સુધીની લંબાઈના બાણુલિંગો અહીંના શિવાલયોમાં જોવા મળે છે. ગુજરાતમાં થાન, ગલતેશ્વર, અંબાજી પાસે કુંભારિયા, કોટેશ્વર, આબુ પર અચલગઢ, પ્રભાસપાટણ, વડનગરના હાટકેશ્વર મહાદેવ વગેરેનાં બાણુલિંગો મહત્ત્વનાં છે.

**ગુજરાતમાં શિવનાં કેટલાંક પ્રચલિત સ્વરૂપો :**

ગુજરાતમાં શિવનાં નીચેના સ્વરૂપો ઘણાં જાણીતાં છે.

**(૧) ગજાસુર સંહારક :**

ધોળકાના અંબાજી માતાના મંદિરમાં ગજાસુર સંહારકની એક અષ્ટભૂજ અને ત્રણ મુખવાળી મૂર્તિ આવેલી છે. વચ્ચેનું મુખ રૌદ્ર, જમણી બાજુનું સૌમ્ય અને ડાબી બાજુનું વામ મુખ સ્પષ્ટ દેખાય છે. માથે જટામુકુટ છે. કંઠહાર, વલય-મેખલા, આદિ અલંકારો ધારણ કરેલાં છે. જમણા ઉપરના હાથમાં ગજ–મસ્તક ડાબી બાજુના હાથમાં ગર્જ–ચર્મના પગ છે, બે હાથ જમણા અને એક ડાબો હાથ ખંડિત છે. બાકીના જમણા હાથમાં ત્રિશૂલ અને ડાબા હાથમાં ત્રિશૂલ,

કપાલ છે. ત્રિશૂલથી વીંધાયેલ અંધકાસુર જોવા મળે છે. આ પ્રતિમાની ઊંચાઈ લગભગ ૮૨ સે.મી. છે અને પહોળાઈ લગભગ ૩૩ સે.મી. છે. આ પ્રતિમા સોલંકી યુગની હોય તેમ જણાય છે.

**(૨) ત્રિપુરાન્તક :**

ત્રિપુરાન્તક શિવની એક પ્રતિમા ગુજરાત–સૌરાષ્ટ્રના જિ. ભાવનગરના ધૂમલી (ભૂતાંબલિકા) પાસેથી ટેકરી ઉપર ચેલેશ્વરના ખંડિત મંદિરમાં જોવા મળે છે. આવી બીજી એક પ્રતિમા સૂણક(જિ. મહેસાણા)ના નીલકંઠ મહાદેવના મંદિરમાં આવેલી છે.

**(૩) ઉમા-મહેશ્વરની યુગલ પ્રતિમાઓ :**

શિવના આ સ્વરૂપની પ્રતિમાઓ ગુજરાતમાંથી ઘણે ઠેકાણેથી મળે છે. દા.ત., કારવણ, કપૂરાઈ, ટીંટોઈ, સોમનાથ, ભરૂચ, ખંભાત, મોઢેરા, પાટણ, સિદ્ધપુર, ડભોઈ, રોડા વગેરે. આમાં ઉમા મહેશ(શિવ)ના ખોળામાં બેઠેલાં દર્શાવેલ છે.

**(૪) કિરાતાર્જુનીય સ્વરૂપ:**

અર્જુનના બળની કસોટી કરવા શિવે ધારણ કરેલા કિરાતના સ્વરૂપની પ્રતિમા, ખેરાળુ તાલુકાના મંદપુર ગામના દુધેશ્વર મહાદેવના મંડોવરની છાજ (છત)માં આવેલી છે.

**(૫) ભૈરવ મૂર્તિ :**

આ શિવનું રૌદ્ર સ્વરૂપ છે. આ સ્વરૂપની પ્રતિમાઓ કંબોઈ (ચાણસ્મા પાસે), ખંડોસણ (વીસનગર) પાસેથી મળે છે. આ પ્રતિમા ચતુર્ભૂજ અને નગ્ન સ્વરૂપે છે.

**મહાકાલ સ્વરૂપ :**

આ સ્વરૂપની પ્રતિમા મોઢેરાના સૂર્યમંદિરના પ્રવેશ દ્વારની ઉત્તરે આવેલ છે. આ કાલભૈરવના સ્વરૂપ તરીકે ઓળખાય છે.

**વીરભદ્ર :**

શિવનું આ એક રૌદ્ર સ્વરૂપ છે. આ સ્વરૂપની પ્રતિમા શામળાજીમાં ત્રિલોકીનાથના મંદિરમાં જોવા મળે છે.

દક્ષિણામૂર્તિ સ્વરૂપ :

આ યોગ અભ્યાસી અને મોક્ષ માર્ગનું સાચું સ્વરૂપ છે. તેના ચાર પ્રકાર છે : યોગાસન, વીણાધર, જ્ઞાનમૂર્તિ, વ્યાખ્યાનમૂર્તિ. આ સ્વરૂપની પ્રતિમા ચાણોદ અને પાટણમાંથી મળે છે. વ્યાખ્યાન મૂર્તિની પ્રતિમા પાવાગઢના લકુલીશના મંદિરમાં આવેલ છે.

લકુલીશ :

શિવનું આ સ્વરૂપ ઘણું પ્રાચીન છે. તેની એક પ્રતિમા કાયાવરોહણ તીર્થમાંથી મળેલી તે હાલ વડોદરા મ્યુઝિયમમાં છે. પ્રતિમા દ્વિભુજ છે. બીજી એક પ્રતિમા ગામમાં લકુલેશ્વરના મંદિરમાં છે, તથા બીજી એક હાલમાં નવા બંધાયેલા મંદિરમાં છે. આ ઉપરાંત બીજી બે પ્રતિમાઓ, પાવાગઢના લકુલીશના મંદિરમાં જોવા મળે છે. પ્રતિમા ચતુર્ભૂજ છે. એક પ્રતિમા ભરૂચ પાસેના કાવિ ગામમાં છે. પ્રતિમા સુંદર છે.

ખંભાતની પાસે આવેલ મેનપુર ગામના હરિહર મહાદેવમાંથી શિવના લકુલીશ સ્વરૂપની એક સેવ્ય પ્રતિમા મળેલ છે. લિંગ ઉપર લકુલીશની પદ્માસનસ્થ પ્રતિમા કંડારેલ છે.

અર્ધનારીશ્વર :

આ શિવશક્તિનું સંયોજિત સ્વરૂપ છે. ઉમા–મહેશનું એક સ્વરૂપ છે. આ સ્વરૂપની પ્રતિમા રોડાના શિવમંદિરના સમૂહના નં. ૩ના શિવાલયના દ્વારશાખ ઉપર જોવા મળે છે. પ્રતિમા ચતુર્ભુજ છે. ઉપરના જમણા હાથમાં ત્રિશૂલ અને ડાબા હાથમાં દર્પણ છે. બાકીના બે હાથમાં અક્ષસૂત્ર અને કમંડલ છે. ત્રિભંગ અવસ્થામાં છે. આવી જ એક પ્રતિમા પાટણમાંથી મળેલ છે. હાલ એ પ્રિન્સ ઓફ વેલ્સ મ્યુઝિયમ મુંબઈમાં છે. તેનો જમણો ભાગ પુરુષનો અને ડાબો ભાગ સ્ત્રીનો છે. આ એક સુંદર કાષ્ટ પ્રતિમા છે.

નટરાજ :

નટરાજનાં સ્વતંત્ર મંદિરો ગુજરાતમાંથી મળતાં નથી. પણ તેની પ્રતિમાઓ કસરા, ગોરાદ, વીરતા, સિદ્ધપુર, પાટણ, પ્રભાસપાટણ વગેરે સ્થળેથી મળે છે.

હરિહર :

આ શિવ અને વિષ્ણુનું સંયુક્ત સ્વરૂપ છે. દક્ષિણ બાજુએ શિવ અને ડાબી બાજુએ વિષ્ણુ બતાવવામાં આવે છે. આ સ્વરૂપની એક પ્રતિમા વિસનગરમાંથી મળે છે.

**હરિહર પિતામહ :**

વિષ્ણુ, શિવ, બ્રહ્માના સંયુક્ત સ્વરૂપને હરિહર પિતામહ સ્વરૂપ કહે છે. ગુજરાતમાંથી શિવના આ સ્વરૂપની પ્રતિમા ઉંઝા, થાન અને કસરામાંથી મળે છે.

**હરિહર પિતામહાર્ક :**

વિષ્ણુ, શિવ, બ્રહ્મા અને સૂર્યના સંયુક્ત સ્વરૂપને હરિહર પિતામહાર્ક કહે છે. આ સ્વરૂપની પ્રતિમા ગુજરાતમાંથી દેલમાલ, પાટણ, પાવાગઢના લકુલીશના મંદિરની ઝંઘામાંથી મળે છે. આ ઉપરાંત શિવ પરિવારની કેટલીક પ્રતિમાઓ જેવી કે પાર્વતી, ગણપતિ, કાર્તિકેય વગેરેની પ્રતિમાઓ નાનાં મોટાં અનેક શિવાલયોમાંથી મળી આવે છે.

**સંદર્ભ ગ્રંથો**


(૧) ડૉ. હ. ગં. શાસ્ત્રી. — ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ

(૨) પ્રો. ર. છો. પરીખ અને ડૉ. હ. ગં. શાસ્ત્રી — ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ-ગ્રં. ૨, મૌર્યકાલથી ગુપ્તકાલ, ગ્રંથ ૩, મૈત્રકકાલ અને અનુમૈત્રકકાલ, ગ્રંથ ૪, સોલંકીકાલ

(૩) ડૉ. ભારતીબેન શેલત — ભારતીય સંસ્કારો

(૪) ડૉ. જે. પી. અમીન — શૈવ ધર્મનો સંગમ અને વિકાસ

(૫) શ્રી. દુ. કે શાસ્ત્રી — (૧) શૈવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ (૨) ગુજરાતનાં તીર્થસ્થાનો

# ૩

## વૈષ્ણવ સંપ્રદાય

ભારતનો ધાર્મિક ઇતિહાસ જોતાં જણાય છે કે ભારતમાં ભક્તિ માર્ગની પરંપરા, શૈવ અને વૈષ્ણવ સંપ્રદાય એ બે મુખ્ય ધારાઓમાં ટકી રહી છે. ભારતમાં ભક્તિનો ઉદય ક્યારથી થયો તે ચોક્કસપણે કહી શકાતું નથી. કેટલાક પશ્ચિમના વિદ્વાનોએ એવો મત વહેતો મૂકયો હતો કે ભારતમાં ભક્તિનો પ્રચાર ખ્રિસ્તી ધર્મની અસર નીચે થયો પણ જેમ જેમ આપણા શાસ્ત્ર ગ્રંથોનો અભ્યાસ થયો, તેમ તેમ જાણવા મળ્યું છે કે ભક્તિનાં મૂળ વેદમાં રહેલાં હતાં. વળી, વેદકાલ પહેલાંની સંસ્કૃતિ હડપ્પા, મોંહે-જો દડો, લોથલ વગેરે સ્થળોએથી જે અવશેષો પ્રાપ્ત થયા છે, એ જોતાં કહી શકાય કે પ્રાચીનકાલમાં પ્રજામાં દેવપૂજા, પશુપૂજા, પ્રકૃતિપૂજા પ્રચારમાં હશે. કેટલાક વિદ્વાનો ભક્તિનો ઉદય લિંગપૂજા સાથે જોડી દે છે. પરંતુ ભક્તિનો સંબંધ પ્રેમ સાથે છે. ભક્તિનો સંબંધ મનુષ્યના હૃદય સાથે છે. દેવની પ્રાર્થના પણ મનુષ્ય કેવળ ભયથી કરતો નથી, પરંતુ પ્રેમથી કરે છે. વેદની સંહિતાઓમાં અગ્નિ, ઈન્દ્ર, વરુણ, પૃથ્વી, અશ્વિનો, મિત્ર, ઉષા વગેરે દેવદેવીઓને ઉદ્દેશીને કરાયેલી પ્રાર્થનાઓમાં આપણને ભારતીય ભક્તિનું પ્રથમ પગથિયું જોવા મળે છે.

વેદની દેવસૃષ્ટિમાં દેવનો સંબંધ કુટુંબ ભાવથી જોડવામાં આવ્યો છે. દેવને પિતા, માતા, સખા, પતિ વગેરે કુટુંબભાવથી ભજવામાં આવે છે. બ્રાહ્મણ ગ્રંથોમાં યજ્ઞની ભાવના દ્વારા દેવો પ્રત્યેની ભક્તિ પ્રગટ કરવામાં આવે છે. ઉપનિષદોમાં ઈશ્વરની સગુણ અને નિર્ગુણ ભક્તિ જોવા મળે છે. શ્વેતાશ્વેત ઉપનિષદમાં સ્પષ્ટ કહેવામાં આવ્યું છે કે "ઈશ્વરની ભક્તિ એ મનુષ્ય માટેનું મોક્ષનું સાધન છે. ઉપનિષદ સાહિત્યમાં ભક્તિ શબ્દ શ્રદ્ધાના અર્થમાં વધારે વપરાયેલો જોવા મળે છે. ભક્તિ શબ્દ "भज" ધાતુ સાથે સંબંધ ધરાવે છે. અને તેનો અર્થ કોઈનો આશ્રય લેવો એવો થાય છે. વિખ્યાત વ્યાકરણકાર પાણિની પોતાના સૂત્રમાં ભક્તિનો અર્થ 'આશ્રય લેવો' ને 'ચાહવું'' એવો કરે છે. આમ, ભક્તિ શબ્દમાં આશ્રય અને પ્રેમ એ બે બાબત રહેલી છે.

વૈષ્ણવ સંપ્રદાયના પાયામાં વિષ્ણુ ભગવાનની ભક્તિ રહેલી છે એમ કહી શકાય. ઋગ્વેદમાં આપણને વિષ્ણુના ઉલ્લેખ જોવા મળે છે વિષ્ણુને ઋગ્વેદમાં સૂર્યના એક સ્વરૂપ તરીકે ઓળખવામાં આવેલ છે. વિષ્ણુ શબ્દ સંસ્કૃત ધાતુ "વિશ" એટલે પ્રવેશવું પરથી બન્યો છે. જગતમાં પ્રવેશીને પ્રકાશતું પરમાત્માનું સ્વરૂપ તે વિષ્ણુ.

ભારતમાં વિષ્ણુપૂજાને સંપ્રદાયનું સ્વરૂપ પૌરાણિક યુગમાં જ મળ્યું એમ કહી શકાય. શિલાલેખોના પુરાવો આપણને ભારતીય યવન એલચી હિલયોડોરસનો મળે છે. આ એલચીએ વૈષ્ણવ ધર્મ સ્વીકાર્યો હતો અને ભગવાન વાસુદેવના માનમાં બેસનગર આગળ એક ગરુડ સ્તંભ ઊભો કર્યો હતો.

મહાભારતના નારાયણી પર્વમાં આપણને આ સંપ્રદાયનું અસલ સ્વરૂપ જોવા મળે છે. આ પર્વમાં નારદમુનિ ભગવાન નારાયણ પાસે જાય છે, ત્યારે ભગવાનને ઉપાસનામાં બેઠેલા જુએ છે. આ જોઈને નારદ પૂછે કે આપ પોતે પરમાત્મા હોવા છતાં કોની ઉપાસના કરો છો ? નારદના પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું કે, "હું પોત મારી પ્રકૃતિની ઉપાસના કરું છું. તે સત અને અસતની જન્મદાતા છે." મહાભારતના એક પ્રકરણ ભગવદ્‌ગીતામાં તો ભક્તિ ભારોભાર જોવા મળે છે. જ્ઞાનને કર્મ કરતાં પણ, ગીતા એ ભક્તિયોગ શાસ્ત્ર છે એમ કહેવું વધારે યોગ્ય છે.

વૈષ્ણવ સંપ્રદાયનું મૂળ નામ 'પાંચરાત્ર' સંપ્રદાય હતું. એ સંપ્રદાયને વ્યવસ્થિત કરવાનું માન રામાનુજને પ્રાપ્ત થાય છે. આ પાંચરાત્ર સંપ્રદાય એ પૌરાણિક યુગ જેટલો પ્રાચીન છે. આ સંપ્રદાયનું મૂળ ભગવદ્‌ગીતામાં છે. આ સંપ્રદાયમાં શરૂઆતમાં વાસુદેવ પૂજા પ્રચલિત હતી. વાસુદેવ પૂજા એટલે કૃષ્ણપૂજા. કૃષ્ણ કોણ હતા ? તેઓ આર્ય કે અનાર્ય ? તેઓ ઐતિહાસિક વ્યક્તિ હતા કે કાલ્પનિક ? તેઓ ગોપ હતા કે ક્ષત્રિય ? વગેરે પ્રશ્નો આજ દિન સુધી ચર્ચાતા રહ્યા છે. રામાનુજના સંપ્રદાયમાં વાસુદેવ પૂજા જોવા મળે છે. આગળ જતાં તેમાંથી કૃષ્ણપૂજા, રાધાકૃષ્ણપૂજા, વિષ્ણુપૂજા, અને વિષ્ણુના અવતારોની પૂજા પ્રચારમાં આવેલી છે એમ કહી શકાય.

વૈષ્ણવ સંપ્રદાયમાં જ્ઞાન કે કર્મ કરતાં પ્રેમભાવને વધારે મહત્ત્વ આપવામાં આવ્યું છે. મોક્ષ કરતાં પણ ઈશ્વરની ભક્તિ પર વધારે ભાર મૂકવામાં આવે છે. નરસિંહ મહેતા એક પદમાં કહે છે કે "હરિના જન તો મુક્તિ ન માગે, માગે જન્મોજન્મ અવતાર રે." પાછળના આચાર્યો ને સંતોએ ભક્તિરસની આસપાસ પોતાનો સંપ્રદાય ચલાવ્યો હતો. વૈષ્ણવ ધર્મનો ઇતિહાસ જોતાં

કહી શકીએ કે ભક્તિરસમાંથી શૃંગારરસ ને તેમાંથી ક્યારેક વિલાસ જન્મ્યો છે. દેવદાસી સંપ્રદાય આનો નમૂનો છે.

ગુપ્તરાજવીઓએ વૈષ્ણવ ધર્મને રાજ્યાશ્રય આપ્યો હોઈ તે જમાનામાં આ સંપ્રદાય પૂર્ણપણે વિકસ્યો હતો. ગુપ્તરાજવીઓ પોતાને "પરમ ભાગવત" તરીકે ઓળખાવે છે. પ્રાચીન વેદધર્મની અસર નીચે આખો સમાજ યજ્ઞયાગ અને કર્મકાંડથી રંગાયેલો હતો, ત્યારે વ્યવહારુ બોધ આપવાનું કાર્ય વૈષ્ણવ સંપ્રદાયે કર્યું. બીજા કોઈપણ સંપ્રદાય કરતાં આ સંપ્રદાય સામાન્ય જનતામાં વધુ પ્રસિદ્ધિ પામ્યો છે. આ પ્રસિદ્ધિનાં કેટલાંક કારણો નીચે પ્રમાણે તારવી શકાય :

(૧) આ સંપ્રદાયમાં એક જ ઈશ્વરની કલ્પના કરેલી હોઈ જુદા જુદા દેવોની ઉપાસના કરવા કરતાં, એક જ દેવનું શરણું લેવું જનતાને વધારે અનુકુળ લાગ્યું. આ દેવ પોતાના કુટુંબીજન જેવો હોવાથી, તેના તરફ લોકો વધારે આદરભાવથી જોવા લાગ્યા. આ દેવ ભગવાનના નામે ઓળખાવા લાગ્યો. ભગવાન એટલે જેનામાં વીર્ય, ઐશ્વર્ય, બલ વગેરે સદ્‌ગુણો છે તે. શક્તિ પ્રમાણે આ ભગવાનની ભક્તિ થઈ શકે છે.

(૨) ભગવાનની ભક્તિ આ સંપ્રદાયમાં અનેક રીતે ઉપદેશવામાં આવી છે. ભક્તિના નવ પ્રકારોમાંનો એક આત્મનિવેદનનો પ્રકાર, આ સંપ્રદાયમાં ઘણો જ પ્રચલિત પામ્યો છે. ભગવાનને શરણે પોતાનું સર્વસ્વ સોંપી દઈને આખું જીવન ભગવાનની ભક્તિમાં ગાળવું તેને આત્મનિવેદનનો પ્રકાર કહે છે. નરસિંહ, મીરાં, સૂરદાસ વગેરેએ આ પ્રકારની ભક્તિ કરી હતી.

(૩) વળી, આ સંપ્રદાયમાં એક એવી માન્યતા પ્રવર્તે છે કે, જો તમે તમારું સર્વસ્વ ભગવાનના ચરણમાં સમર્પણ કરો, તો ભગવાન તમને મદદ કર્યા વિના રહેતા નથી. અહીં અનેક સંતોને આ પ્રકારની મદદ મળી હોવાની કથાઓ પ્રચલિત છે.

(૪) આ સંપ્રદાયમાં ગૂઢ તત્ત્વજ્ઞાનને અવકાશ ન હોવાથી, તેમજ અટપટી-વિધિઓ ન હોવાથી, અભણ અને ઓછું ભણેલી પ્રજા માટે કેવળ ભક્તિ પરમાત્માને પામવા માટેનું વધારે સરળ સાધન બન્યું.

(૫) આ સંપ્રદાયમાં ભગવાન વિષ્ણુના અવતારોની વાત પ્રતિષ્ઠિત થયેલી જોવા મળે છે. ભગવદ્‌ગીતામાં કહ્યું છે કે "જ્યારે જ્યારે પૃથ્વી ઉપર પાપ વધી જાય છે, ધર્મનો નાશ થાય છે ત્યારે ત્યારે પાપીઓના વિનાશ માટે અને સંત પુરુષોના રક્ષણ માટે ભગવાન અવતાર ધારણ કરે છે. ભાગવતો ભગવાનના અવતારોમાં ખૂબ ખૂબ શ્રદ્ધા ધરાવે છે.

સમય જતાં આ સંપ્રદાયમાં પણ વિવિધ વિચારસરણીને લીધે વિવિધ શાખાઓ પડી ગઈ. ધીરે ધીરે તે પણ સ્વતંત્ર સંપ્રદાય તરીકે ઓળખાવા લાગી. આ શાખાઓ (૧) શ્રીસંપ્રદાય, (૨) નિમ્બાર્ક સંપ્રદાય, (૩) મધ્વ સંપ્રદાય, (૪) પુષ્ટિ સંપ્રદાય, (૫) ચૈતન્ય સંપ્રદાય, (૬) ઉદ્ધવ અથવા સ્વામીનારાયણ સંપ્રદાય. વગેરે નામે પ્રચલિત બની. આ સર્વમાં પુષ્ટિ સંપ્રદાય અને સ્વામી-નારાયણ સંપ્રદાયનો પ્રચાર ગુજરાતમાં વ્યાપક પ્રમાણમાં થયો છે.

**ગુજરાતમાં વૈષ્ણવ ધર્મનો પ્રસાર :**

મહાભારતમાં જણાવ્યા પ્રમાણે ભગવાન કૃષ્ણ મથુરા છોડી યાદવો સાથે દ્વારકા આવ્યા તેવો ઉલ્લેખ છે. જો આમાં ઐતિહાસિક સત્ય હોય તો લગભગ ઓછામાં ઓછા ત્રણ હજાર વર્ષ પૂર્વે ભગવાન વાસુદેવના અનુયાયીઓ દ્વારકાની આસપાસના આનર્ત નામે ઓળખાતા પ્રદેશમાં રહેતા હોવા જોઈએ. પણ એટલા જૂના કાળમાં એ પ્રદેશમાં વાસુદેવના અનુયાયીઓ રહેતા હોવાના કોઈ પુરાવા મળતા નથી. પૂર્વકાલીન પુરાણોમાં પણ દ્વારકાનો વૈષ્ણવ ધામ તરીકે ઉલ્લેખ જણાતો નથી. એટલું જ કહી શકાય કે કૃષ્ણના સમયમાં દ્વારકામાં વૈષ્ણવ ધર્મ પ્રચલિત થયો હશે, પણ કૃષ્ણના મૃત્યુ બાદ યાદવોની સાથે જેમ દ્વારકાનો નાશ થયો તેમ આ વૈષ્ણવ ધર્મનો પણ અંત આવ્યો હશે.

**પ્રાચીનકાલ :**

ગુજરાતમાં વૈષ્ણવ ધર્મના પ્રસારનો ચોક્કસ પુરાવો સ્કંદગુપ્તના ગિરનારના લેખમાંથી મળે છે. ગુપ્તવંશના રાજવીઓ પોતાને 'પરમ ભાગવત' કહેવડાવતા. તેઓ ભાગવત સંપ્રદાયના અનુયાયી હોવાથી સંભવ છે કે તેમણે પોતાના રાજ્યમાં ભાગવત ધર્મનો પ્રચાર કર્યો હોય. ગિરનારના ગુપ્ત સં. ૧૩૭ (ઈ.સ. ૪૫૬)ના સ્કંદગુપ્તના લેખમાં લેખની શરૂઆત વિષ્ણુના વામન અવતારની સ્તુતિથી કરેલ છે. તેમાં સ્કંદગુપ્તના રાજ્યપાલ પર્ણદત્તના પુત્ર ચક્રપાલિતે ચક્રધર(વિષ્ણુ)નું મંદિર સુદર્શન તળાવની પાળ ઉપર બંધાવ્યાનો ઉલ્લેખ મળે છે. ગુજરાતમાં આ સૌથી પહેલું વિષ્ણુનું મંદિર હશે.

ગુપ્તકાલમાં અને તે પછીના સમયમાં વિષ્ણુપૂજાનો પ્રચાર ધીરે ધીરે વધવા લાગ્યો. ધીરે ધીરે ગુજરાતમાં વૈષ્ણવ ધર્મનાં મંદિરો અન્યત્ર બંધાયાં હશે, પણ તેના કોઈ અવશેષો કે સાહિત્યિક ઉલ્લેખો મળતા નથી. પ્રભાસમાં જે સ્થાને કૃષ્ણને ભીલનું બાણ વાગ્યું હતું, તે દેહોત્સર્ગ તીર્થ (ભાલકાતીર્થ) અને સંગમ તીર્થ ઘણાં પ્રાચીન હોવાં જોઈએ, પણ તેની પ્રાચીનતાના કોઈ સ્પષ્ટ પુરાવા મળતા નથી,

પણ આવા જ પ્રકારના એક વૈષ્ણવ મંદિર ભલ્લીગૃહનો ઉલ્લેખ જૈન આગમ ગ્રંથોમાંથી મળે છે. ત્યાં ભલ્લી–બાણથી વિંધાયેલ પગવાળા વાસુદેવની મૂર્તિ હતી. પોતાની સાથે ભરુકચ્છથી દક્ષિણાપથ તરફ જતા એક જૈન સાધુએ એક ભાગવતને એ બતાવી હતી. આ ભલ્લીગૃહ ભરૂચથી દક્ષિણા પથ જવાના માર્ગ ઉપર આવેલ કોસુંબારણમાં હતું તેવો ઉલ્લેખ છે. આ કૌસુંબારણ્ય તે હાલના કોસંબા આસપાસનો પ્રદેશ હશે. આ ઉપરથી એમ લાગે છે કે ગુપ્તકાલમાં અન્યત્ર વૈષ્ણવ મંદિરો બંધાયાં હશે પણ તેના કોઈ પુરાવા હાલમાં મળતા નથી.

ગુપ્તકાલ દરમિયાન ગુજરાતમાં પ્રચલિત થયેલ ભાગવત ધર્મ મૈત્રકકાલ દરમિયાન અસ્તિત્વમાં હતો. મૈત્રકોનો કુલધર્મ 'માહેશ્વર' હોવા છતાં મૈત્રક રાજવી ધ્રુવસેન ૧લો પોતે 'પરમ ભાગવત' હતો. ગારુલક વંશના રાજવીઓ ભાગવત સંપ્રદાયના હતા. એમના કુળની ઉત્પત્તિને વિષ્ણુના વાહન ગરૂડ સાથે સાંકળવામાં આવે છે. દક્ષિણ ગુજરાતમાં ત્રૈકૂટવંશના રાજવીઓ ભાગવત ધર્મ પાળતા હતા. આમ છતાં શૈવ સંપ્રદાયની સરખામણીએ ભાગવત ધર્મનો પ્રચાર ઘણો ઓછો હતો. મૈત્રક રાજવીઓના દાનશાસનમાં ભાગવત સંપ્રદાયના કોઈ દેવસ્થાનને દાન અપાયાનો ઉલ્લેખ મળતો નથી. સૈન્ધવ વંશના ગુ. સ. ૫૫૫ (ઈ.સ. ૭૪–૭૫)ના દાનશાસનમાં પશ્ચિમ સૌરાષ્ટ્રમાં આવેલ હરિ, હર, સૂર્ય ને માતાઓના મંદિરનો ઉલ્લેખ આવે છે. સૌરાષ્ટ્રના પ્રાચીન મંદિરોના અવશેષોમાં સોમનાથ પાટણની પાસે આવેલા કદવાર ગામનું પ્રાચીન મંદિર સ્પષ્ટતઃ ભાગવત ધર્મનું મૈત્રકકાલીન મંદિર હોવાનું જણાય છે. એમાં હાલમાં કેવળ વરાહની પ્રતિમા જોવા મળે છે. પણ સંભવ છે કે મુખ્ય મંદિરમાં વિષ્ણુના દસ અવતારોની પ્રતિમાઓ હશે. વરાહની મૂર્તિની આસપાસ વિષ્ણુના દસ અવતારોની પ્રતિમાઓ કંડારેલ છે. તેમાં વાસુદેવ કૃષ્ણનો સમાવેશ થતો નથી. મૈત્રકકાલીન એક પ્રશસ્તિમાં વિષ્ણુ ભગવાન અને એમના કેટલાક અવતારો ખાસ કરીને વરાહ, વામન અને કૃષ્ણને લગતા અનેક ઉલ્લેખ આવે છે. વિષ્ણુને લગતા ઉલ્લેખોમાં લક્ષ્મી, સુદર્શન ચક્ર, ગદા, શાંર્ગ, પદ્મ, કૌસ્તુભમણિ, ગરૂડ ને જલશૈયાનો ઉલ્લેખ છે. એમાં વિષ્ણુનાં ઉપેન્દ્ર, નારાયણ, પુરુષોત્તમ, જનાર્દન વગેરે નામ આપેલ છે. એ કાલના બ્રાહ્મણોમાં વિષ્ણુ, કેશવ ને શ્રીધર જેવાં નામ જોવા મળે છે. બીજી એક પ્રશસ્તિમાં નરસિંહ અવતારનો ઉલ્લેખ આવે છે. શ્રીકૃષ્ણાવતારને લગતા ઉલ્લેખોમાં શ્રીકૃષ્ણે કરેલી દ્વારકા પ્રાપ્તિનો, કૃષ્ણની બાલક્રીડાનો, ગોરક્ષા અર્થે કરેલા ગોવર્ધન ધારણનો, કાલીયમર્દન વગેરેને લગતા ઉલ્લેખો આવે છે. આઠમા સતકની એલોરાની ગુફાઓમાં ગોવર્ધન ધારણ અને કાલીયમર્દનનાં શિલ્પ કોતરાયેલ છે. આ સમયે રચાયેલ જિનસેન સૂરિના હરિવંશપુરાણમાં શ્રીકૃષ્ણની બાળલીલાનું વર્ણન આપેલ છે. આ

ઉપરાંત ઈ.સ.ની આઠમી સદીમાં શ્રીમાળના કવિ માઘે 'શિશુપાલવધ' નામનું કાવ્ય રચ્યું. તેમાં કૃષ્ણ-ભક્તિ અને વૈષ્ણવ સંપ્રદાયની અસર વર્તાય છે. આમ, મૈત્રકકાલ દરમ્યાન વૈષ્ણવ સંપ્રદાય ગુજરાતમાં પ્રચલિત હતો તે ઉપરના ઉલ્લેખો પરથી સ્પષ્ટ થાય છે.

મૈત્રકકાલીન વૈષ્ણવ સંપ્રદાય ભાગવત મત અનુસારનો હતો. એ સંપ્રદાયના રાજાઓ સ્પષ્ટતઃ પોતાને 'પરમ ભાગવત' કહેવડાવતા. પરમ ભાગવત એટલે ભાગવતના પરમ ઉપાસક. આ સમયે વાસુદેવ સંપ્રદાય ભાગવત સંપ્રદાય તરીકે ઓળખાવા લાગ્યો હતો. વાસુદેવ એટલે યદુકુળના વૃષ્ણિ કુટુંબમાં જન્મેલા વાસુદેવના પુત્ર કૃષ્ણ. વિષ્ણુપુરાણ જે ઈ.સ. ૬૦૦ ની આસપાસમાં રચાયું છે તેમાં કૃષ્ણની રાસક્રીડાનો ઉલ્લેખ છે. એ મૈત્રકકાલીન વૈષ્ણવ સંપ્રદાયની કંઈક અંશે ઝાંખી કરાવે છે. આ સમયે ભાગવત સંપ્રદાયનો પ્રસિદ્ધ દ્વાદશાક્ષરી મંત્ર "ॐ नमो भगवते वासुदेवाय" પ્રચલિત હોય તેમ જણાય છે.

## સોલંકીકાલ :

ઈ.સ.ના આરંભ પહેલાંના ચાર શતકો દરમ્યાન ભારતમાં પ્રસરેલ વૈષ્ણવ સંપ્રદાય મૈત્રકકાલમાં ગુજરાતમાં અસ્તિત્વ ધરાવતો હતો. ઈ.સ.ના ચોથા શતકથી અગિયારમા સતક સુધીમાં પૌરાણિક વૈષ્ણવ ધર્મ કૃષ્ણ બાલચરિત્, રાધાકૃષ્ણ પૂજા અને દશાવતારની માન્યતા વગેરે સાથે ગુજરાતમાં વ્યાપક પ્રમાણમાં પ્રસર્યો હતો.

સોલંકીકાલ દરમ્યાન વૈષ્ણવ સંપ્રદાય ગુજરાતમાં ઠીક ઠીક પ્રમાણમાં પ્રચલિત થયો. તેના અનેક ઉલ્લેખો મળે છે.

પાટણ પાસે આવેલા કસરા ગામમાં આવેલ ત્રિમૂર્તિના મંદિરોમાં ઉત્તર તરફનું મંદિર વિષ્ણુનું હોવાનું જણાય છે. મંદિરની દીવાલોમાં ગરૂડ, વરાહ, વામન અને લક્ષ્મીનારાયણની મૂર્તિઓ છે. આ મંદિર વિ. સં. ૧૦૨૬ (ઈ.સ. ૯૭૬)ની આસપાસમાં રચાયેલું હોવાનું અનુમાન છે. આ પછીના શતકમાં રચાયેલ દેલમાલના લીમ્બોજી માતાના મંદિરની પૂર્વમાં આવેલ એક મંદિરની દીવાલ ઉપર ગરુડ ઉપર બેઠેલ વિષ્ણુની મૂર્તિ જોવા મળે છે.

વિ. સં. ૧૦૮૫ (ઈ.સ. ૧૦૨૬-૨૭)ની આસપાસ બંધાયેલા મોઢેરાના સૂર્યમંદિર આગળના કુંડમાં વિષ્ણુની શેષશાયી પ્રતિમા છે.

વિ. સં. ૧૦૯૬(ઈ.સ. ૧૦૪૦)ના સિદ્ધરાજ જયસિંહના લેખમાં લખેલું છે કે 'સિદ્ધરાજ જયસિંહના સેનાપતિએ ગોગ્ગનારાયણનું મંદિર બંધાવ્યું હતું'.

સરસ્વતી પુરાણમાં સહસ્રલિંગ તળાવ ઉપર દશાવતાવનું મંદિર હોવાનું જણાવ્યું છે. ધોળકામાં આવેલા લક્ષ્મીનારાયણના મંદિરમાં ચતુર્ભુજ એક પ્રાચીન પ્રતિમા છે તેના ઉપર વિ. સં. ૧૨૬૬ (ઈ.સ. ૧૨૧૦)નો લેખ કોતરેલ છે.

ભીમદેવ બીજાના સમયમાં વિ.સં. ૧૨૭૩(ઈ.સ ૧૨૭૭)માં રચાયેલ શ્રીધરની દેવપટ્ટણ પ્રશસ્તિમાં શ્રીધરે પોતાની માતાના સ્મરણાર્થે મુરારિપુ(મુરારિ વિષ્ણુ)નું અને રોહિણીસ્વામી નામનું મંદિર બંધાવ્યું હોવાનું જણાવ્યું છે.

ભીમદેવ ર જાના સમય દરમ્યાન રચાયેલ એક સંવત વગરના લેખમાં જગદેવે ભીમદેવ બીજાને મદદ કર્યાનું તથા વિષ્ણુપૂજાનો પ્રચાર કર્યાનું જણાવ્યું છે.

કવિ સોમેશ્વરકૃત કીર્તિકૌમુદીમાં પાટણના સરોવરને કાંઠે ચાર હજાર હર અને ઉપેન્દ્ર (વિષ્ણુ)ના મંદિરો હોવાનું જણાવ્યું છે.

પોરબંદર પાસે હરસિદ્ધિ માતાના મંદિરમાંથી વલભી સં. ૯૨૭ (વિ. સં. ૧૩૦૨–ઈ.સ. ૧૨૪૬)ના લેખમાં ગારૂલક જાતીના શ્રેષ્ઠી મૂલજોગે સોમનાથમાં પૂજા માટે ગોવર્ધનની મૂર્તિ કરાવ્યાનો ઉલ્લેખ છે.

વિ.સં. ૧૩૧૭(ઈ.સ ૧૨૬૧)ના વીસલદેવના લેખમાં બલ્લાલનારાયણ અને રૂપનારાયણ મંદિરનો ઉલ્લેખ છે.

વિ.સં. ૧૩૨૦ (ઈ.સ. ૧૨૬૪)ના અર્જુનદેવના કાંટેલાના લેખમાં જણાવ્યું છે કે "સૌરાષ્ટ્રના અધિકારી સામંતસિંહે પોતાના મોટાભાઈના શ્રેયાર્થે સલક્ષ નારાયણનું મંદિર બંધાવી રેવતીકુંડમાં ગણેશ, વિષ્ણુ, ક્ષેત્રપાલ, સૂર્ય, રેવતી, બલરામ વગેરેની મૂર્તિઓ સ્થાપી હતી".

વિ. સં. ૧૩૪૮(ઈ.સ. ૧૨૯૨)ના સારંગદેવના અનાવડાના લેખમાં પેથડે શ્રીકૃષ્ણની મૂર્તિપૂજા પાસે નૈવેદ્ય અને નાટ્ય પ્રયોગો માટે દાન આપ્યાનો ઉલ્લેખ છે. આ લેખની શરૂઆત ગીતગોવિંદના वेदानुद्धरते जगन्ति वहते भूगारमुद्विभ्रते નામના શ્લોકથી કરવામાં આવેલ છે.

વડનગરના પૂર્વ તરફના દરવાજા બહાર આવેલા પ્રાચીન મંદિરના એક દ્વાર ઉપર વરાહ અને વામનની મૂર્તિઓ કોતરેલી છે. આ મંદિર તેરમા સૈકાની શરૂઆતમાં બંધાયેલ હોવાનું અનુમાન છે.

રસપ્રકાશ સુધાકર નામના વૈદક ગ્રંથના કર્તા યશોધર તેરમા શતકમાં જૂનાગઢમાં થઈ ગયા. તેમણે પોતાના પિતા પદ્મનાભને "વિષ્ણુ પદારવિંદ-રતિકૃત" એવું વિશેષણ લગાડયું છે.

ઉપરનાં સર્વ પ્રમાણો પરથી જણાય છે કે સોલંકીકાલ દરમ્યાન ગુજરાતમાં પૌરાણિક વૈષ્ણવ ધર્મ પ્રચલિત હતો. આ સમયે ગુજરાતમાં ગીતગોવિંદ કાવ્ય

ઘણું જ લોકપ્રિય બન્યું હોય તેમ જણાય છે. આ સમયે રાધા અને કૃષ્ણની પ્રતિમા પૂજાતી હોવાના કોઈ ઉલ્લેખો ઉપલબ્ધ નથી, પણ કૃષ્ણજીવનના પ્રસંગો-નાં શિલ્પો, કાલીયમર્દન, ગોવર્ધન ધારણનાં શિલ્પો વગેરે, આબુ અને સોમનાથનાં મંદિરોની છતમાંથી મળે છે. આ સમયનાં વિષ્ણુ મંદિરમાં વિષ્ણુ અને કૃષ્ણ પ્રતિમાઓ સવિશેષ જોવા મળે છે. સારંગદેવ એ વિશિષ્ટ વૈષ્ણવ નામ છે. સમાજમાં વૈષ્ણવ સંપ્રદાયની વ્યાપક અસર નજરે પડે છે. આ ઉપરાંત કૃષ્ણના વિવિધ જીવન પ્રસંગોનાં શિલ્પો સોલંકીકાલનાં દેવાલયોમાં નજરે પડે છે. રાધાકૃષ્ણની લીલાનાં બહુસંખ્ય કવિત્વમય વર્ણનો સમકાલીન સંસ્કૃત પ્રાકૃત અને અપભ્રંશ સાહિત્યમાં જોવા મળે છે. દ્વારકા આ સમયે મહત્ત્વનું તીર્થધામ બન્યું હતું.

**સલ્તનતકાલ :**

ચૌદમા સૈકામાં ગુજરાતમાં મુસ્લિમ સત્તાની સ્થાપના થતાં ચારે બાજુ અવ્યવસ્થા ફેલાઈ. ધાર્મિક અત્યાચારો વધ્યા. અનેક હિંદુમંદિરોનો નાશ થયો, તેમ છતાં વૈષ્ણવ ધર્મે તેની લોકપ્રિયતા ગુમાવી ન હતી.

વિ.સં. ૧૪૩૭(ઈ.સ. ૧૩૮૧)ના ધમલજના વિષ્ણુ ગયા નામના તળાવ પાસેથી મળેલા લેખમાં વિષ્ણુની સ્તુતિથી આરંભ કરવામાં આવેલ છે.

ધંધુસર પાસેની હરિ વાવની વિ.સં. ૧૪૪૫(ઈ.સ. ૧૩૮૯)ની પ્રશસ્તિમાં જલશાયી વિષ્ણુની સ્તુતિથી આરંભ કરેલ છે.

વિ.સં. ૧૪૫૬(ઈ.સ. ૧૪૦૦)ના પાટડીમાંથી મળેલા એક લેખમાં એક કર્ણ રાજાને 'હરિભક્તિ પરાયણ' કહ્યા છે. બીજા એક લેખમાં મંત્રીને વિષ્ણુભક્ત કહ્યો છે. જૂનાગઢનો મહીપાલ દેવ વિષ્ણુપૂજન કરતો હતો તેવો ઉલ્લેખ છે. બીજા કેટલાક લેખોમાં "રણછોડજીની ચરણસેવાનો પ્રસાદ", સત્યશ્રી રણછોડ, જેવા ઉલ્લેખો મળે છે.

વિ.સં. ૧૪૬૯(ઈ.સ. ૧૪૧૩)માં નૃસિંહારણ્ય મુનિએ રચેલ વિષ્ણુભક્તિ ચંદ્રોદય નામના લેખની હસ્તપ્રત પાટણમાંથી મળી છે. તેમાં સામાન્ય પૌરાણિક વિષ્ણુભક્તિનું નિરૂપણ કરેલું છે.

અમદાવાદની ઉત્તરે આવેલી અડાલજની વાવના લેખમાં રાજા મોકલસિંહને ભાગવત પ્રધાન તરીકે ઓળખાવેલ છે.

મહુવાના લક્ષ્મીનારાયણના મંદિરમાંથી વિ. સં. ૧૫૮૦(ઈ. સ ૧૪૪૪)ના મળેલા લેખમાં એક શ્રેષ્ઠીએ વાવ કરાવી તેમાં લક્ષ્મી સહિત શેષશાયી વિષ્ણુની

પ્રતિમા પધરાવ્યાનો ઉલ્લેખ છે. આ વાવ બંધાવનારના કુળમાં અનેક વૈષ્ણવ ભક્તો થયાના ઉલ્લેખો આ લેખમાં છે.

ધોળકાની વાવમાં પણ શેષશાયી વિષ્ણુની પ્રતિમા પધરાવ્યાનો ઉલ્લેખ છે.

વિ. સં. ૧૪૭૩(ઈ. સ. ૧૪૧૭)ના જૂનાગઢના રૈવતીકુંડ ઉપરના સંસ્કૃત લેખમાં નવનીત ચોર દામોદરની સ્તુતિથી શરૂઆત કરેલ છે.

ઉપરના સર્વ ઉલ્લેખો પરથી સલ્તનતકાલ દરમ્યાન ધાર્મિક સંઘર્ષ ચાલતો હોવા છતાં વૈષ્ણવ સંપ્રદાય જીવંત હતો એમ સ્પષ્ટ જણાય છે. આ સમયની વિષ્ણુની જે પ્રતિમાઓ પ્રાપ્ત થઈ છે તે મોટા ભાગે વિષ્ણુના ત્રિવિક્રમ સ્વરૂપની હોવાનું જણાયું છે.

**મુઘલકાલ :**

પંદરમા સૈકાના અંત સુધીમાં ગુજરાતમાં વૈષ્ણવ ધર્મ વ્યાપક રીતે વિસ્તર્યો હતો. આ સૈકાના અંતમાં ગુજરાતમાં વૈષ્ણવ ધર્મના જુદા જુદા સંપ્રદાયો જેવા કે રામાનુજ સંપ્રદાય, નિમ્બાર્ક સંપ્રદાય, મધ્વ સંપ્રદાય, રાધાસ્વામી સંપ્રદાય, વલ્લભાચાર્ય સંપ્રદાય, સ્વામીનારાયણ સંપ્રદાય વગેરે અસ્તિત્વમાં હતા. આ સર્વમાં પંદરમી સદી પછી વલ્લભાચાર્યના પુષ્ટિ સંપ્રદાયનો ગુજરાતમાં સારો વિકાસ થયો. આજે ગુજરાતના અનેક ગામોમાં વલ્લભલાલજી અને વિઠ્ઠલનાથજીનાં મંદિરો જોવા મળે છે. આ સાથે મરાઠાકાલમાં સ્વામીનારાયણ સંપ્રદાયનો ધીરે ધીરે પ્રચાર શરૂ થયો.

મુઘલકાલ પછીના સમયમાં વૈષ્ણવ ધર્મના જુદા જુદા સંપ્રદાયોનો પ્રચાર વધ્યો. એક બાજુ પુષ્ટિ માર્ગ સંપ્રદાય વિકસવા લાગ્યો, તો બીજી બાજુ સહજાનંદ સ્વામીએ સ્વામીનારાયણ સંપ્રદાય દ્વારા ગુજરાતના ધાર્મિક જીવનમાં ચેતન આણ્યું. મરાઠી સત્તાના અંત સમયમાં ગુજરાતમાં કોળી, કાઠી, ગરાસિયા વગેરે લૂંટફાટનો ધંધો આદરી બેઠા હતા ત્યારે તેમણે પોતાની પ્રતીભા અને ઉપદેશથી પ્રજામાં શૂરવીરતા, ભક્તિ, સદાચાર વગેરે ગુણો વિકસાવી નીચલા થરના લોકોને આદર્શ જીવનનો માર્ગ ચીંધ્યો. તેમણે વિશુદ્ધ ભાગવત ધર્મની પુનઃ સ્થાપના કરી હિંસામય યજ્ઞો બંધ કરાવ્યા. વ્યસની અને પાખંડી સાધુસમાજને સેવાભાવી અને ચારિત્ર્યવાન બનાવ્યો. સમાજમાં નૈતિક જીવનની સ્થાપના કરી. વાવ, તળાવ, કૂવા વગેરે ખોદાવી લોકકલ્યાણનાં કાર્યો આરંભ્યાં. વડતાલ, ગઢડા વગેરે સ્વામીનારાયણ સંપ્રદાયનાં નોંધપાત્ર તીર્થધામો બન્યાં.

પુષ્ટિ સંપ્રદાયનો પ્રચાર વ્યાપક રીતે વિસ્તર્યો. ઠેર ઠેર પુષ્ટિ સંપ્રદાયનાં હવેલી મંદિરો અસ્તિત્વમાં આવ્યાં. વલ્લભાચાર્યની બેઠકોનું મહત્ત્વ વૈષ્ણવોમાં વધ્યું. ડાકોર, શામળાજી, દ્વારકા જેવાં વૈષ્ણવ સંપ્રદાયનાં તીર્થધામો વધારે લોકપ્રિય બન્યાં. આ તીર્થોની મુલાકાતે દરેક સંપ્રદાયના લોકો આવવા લાગ્યા.

અર્વાચીન યુગમાં વૈષ્ણવ સંપ્રદાય વ્યાપક પ્રમાણમાં વિસ્તરેલો છે. પણ સમાજ ઉપરથી સંપ્રદાયની પકડ ઢીલી પડી ગઈ છે. આચાર-વિચારમાં રૂઢિ-ચૂસ્તતા જોવા મળતી નથી. સમાજ પરથી સાંપ્રદાયિક અસર ધીરે ધીરે નાબૂદ થતી જાય છે. તેમ છતાં ગુજરાતનાં અનેક ગામો જેવાં કે મોડાસા, લુણાવાડા, ગોધરા, વાડાશિનોર, વીરપુર, દેવગઢ બારિયા, દાહોદ, ઝાલોદ, નડિયાદ, સુરત તેમજ સૌરાષ્ટ્રમાં પોરબંદર, ઘેડ માધવપુરની આસપાસના વિસ્તારમાં તથા કચ્છમાં વસતી ભાટિયા કોમમાં પુષ્ટિ સંપ્રદાયની અસર વ્યાપક પ્રમાણમાં વર્તાય છે.

ભારતના ચતુર્ધામોમાં ગુજરાતના દ્વારકાતીર્થનો સમાવેશ થાય છે. ગુજરાતના મુખ્ય તીર્થધામોમાં દ્વારકા ઉપરાંત ડાકોરનો સમાવેશ થાય છે. જગદ્ગુરુ શંકરા-ચાર્યના ચાર પીઠોમાંની એક પીઠ દ્વારકામાં સ્થપાયેલી છે. તે પણ એ વૈષ્ણવ તીર્થનો ભારત વ્યાપી મહિમા દર્શાવે છે.

## ગુજરાતમાં પ્રચલિત વૈષ્ણવ સંપ્રદાયો

પંદરમી સદી પછી ગુજરાતમાં વિવિધ પ્રકારના વૈષ્ણવ સંપ્રદાયોનો પ્રચાર વધ્યો. તેમણે વૈષ્ણવ ધર્મની પૌરાણિક ભક્તિનું સ્વરૂપ બદલી નાખ્યું. દરેક સંપ્રદાયે પોતાનું આગવું તત્ત્વ વૈષ્ણવ ધર્મમાં દાખલ કર્યું. આવા સંપ્રદાયો નીચે પ્રમાણેના છે :

### (૧) રામાનુજ સંપ્રદાય :

રામાનુજ સંપ્રદાય વૈષ્ણવ સંપ્રદાયની એક નોંધપાત્ર શાખા હોવા છતાં પ્રાચીન કાળમાં તેનો પ્રચાર ગુજરાતમાં થયો હોય તેવા પ્રમાણભૂત આધારો મળતા નથી. પણ આ સંપ્રદાયનાં ચારસો-પાંચસો વર્ષ ઉપર લખાયેલ ગ્રંથો ગુજરાતમાંથી મળ્યા છે. આ ઉપરાંત આ સંપ્રદાયનો પ્રચાર ગુજરાતમાં અર્વાચીનકાલમા હોવાનો સંભવ છે. ઈ. સ. ૧૮૭૨ના વસ્તીપત્રકમાં ગુજરાતમાં લગભગ ૧૧લાખ રામાનુજી વૈષ્ણવો નોંધાયા છે. આમાં રામાનંદી, રામસ્નેહી અને અન્ય રામભક્તોનો સમાવેશ થયો હોવાનો સંભવ છે. વીસમી સદીની શરૂઆતમાં સૌરાષ્ટ્રના બીલખા, જૂનાગઢ વગેરે કેટલાંક ગામોમાં આ સંપ્રદાયનો પ્રચાર

થયો હતો. અલબત્ત બ્રાહ્મણ, વાણિયાઓમાં થોડા રામાનુજીઓ છે. તેઓ વડોદરા, ડભોઈ, અમદાવાદ, સુરત વગેરે સ્થળે રહે છે. તેઓનાં મંદિરો પણ છે.

**(૨) નિમ્બાર્ક સંપ્રદાય :**

આ સંપ્રદાયના કેટલાક અનુયાયીઓ બારડોલી તાલુકામાં છે. અહીં નિમ્બાર્કીમાયી ભક્તિમંડળ ચાલે છે.

**(૩) મધ્વ સંપ્રદાય :**

ગુજરાતમાં દરજી ગરાસિયા, પાટીદાર વર્ગમાં કેટલાક મધ્વ સંપ્રદાયના અનુયાયીઓ સૌરાષ્ટ્રમાં હોવાનું નોંધાયું છે.

**(૪) ચૈતન્ય સંપ્રદાય :**

આ સંપ્રદાયના અનુયાયીઓ છૂટાછવાયા ગુજરાતમાં જોવા મળે છે. પણ તેની કોઈ અસર સમાજ પર નથી.

**(૫) પુષ્ટિ સંપ્રદાય અથવા વલ્લભ સંપ્રદાય :**

શ્રી વલ્લભાચાર્યનો જન્મ આંધ્રપ્રદેશમાં એક બ્રાહ્મણ કુટુંબમાં થયો હતો. તેમનો જીવન કાળ વિ. સં. ૧૫૨૯ (ઈ.સ. ૧૪૭૩)થી ૧૫૮૭ (ઈ.સ. ૧૫૩૧) સુધીનો મનાય છે. તેઓ શુદ્ધાદ્વૈત સિદ્ધાંતના પ્રણેતા હતા. તેમણે ગુજરાતમાં પ્રેમલક્ષણા ભક્તિ ઉપર રચાયેલ વલ્લભ સંપ્રદાય કે પુષ્ટિ સંપ્રદાયનો પ્રચાર કર્યો. તેમણે સમગ્ર ગુજરાતમાં ફરીફરીને આ સંપ્રદાયને પોતાના ઉપદેશ દ્વારા લોકપ્રિય બનાવ્યો. જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં તેમણે ભાગવત પારાયણ કર્યું. જે જે સ્થળે ભાગવત પારાયણ કર્યું તે સ્થળ આ સંપ્રદાયની બેઠક તરીકે ઓળખાય છે. અહીં બેઠકનું મહત્ત્વ એક યાત્રાધામ જેવું છે. સમગ્ર ગુજરાતમાં બધી મળીને તેમની ૨૦ બેઠકો છે : (૧) કચ્છમાં નારાયણસર, સૌરાષ્ટ્રમાં (૨) તગડી, (૩) ગુપ્ત પ્રયાગ, (૪) પ્રભાસ, (૫) માધવપુર ઘેડ, (૬) જૂનાગઢ દામોદર કુંડ, (૭) દ્વારકા, (૮) ગોમતી, ગોપી તળાવ, (૧૦) બેટમાં શંખ નારાયણના મંદિર પાસે, (૧૧) પિંડારકતીર્થમાં, (૧૨) જામ ખંભાળિયા, (૧૩) જામનગર, (૧૪) મોરબી, (૧૫) સિદ્ધપુર, ઉ.ગુ. (૧૬) ખેરાળુ, ઉ.ગુ. (૧૭) અમદાવાદ નજીક નરોડા, (૧૮) ગોધરા (જિ. પંચમહાલ), (૧૯) ભરૂચ, (૨૦) સુરત અશ્વિનીકુમારના ઘાટ ઉપર વગેરે. તેમણે જ્યાં ભાગવત પારાયણ કર્યું તે જગ્યા આજે મહાપ્રભુજીની બેઠક તરીકે ઓળખાય છે.

વલ્લભાચાર્ય પછી તેમના પુત્ર વિઠ્ઠલનાથજીએ પણ ગુજરાતમાં ઠેર ઠેર ફરી સંપ્રદાયનો પ્રચાર કર્યો હતો. પંદરમા સૈકામાં નરસિંહ, મીરાં વગેરે પ્રેમલક્ષણા ભક્તિનો મહિમા ગાયો. પણ તેને ટકાવી રાખવાનું કાર્ય વલ્લભાચાર્ય અને

વિઠ્ઠલનાથજીએ કર્યું. તેમણે કૃષ્ણભક્તિ, રાસક્રીડા વગેરેનો મહિમા ગાયો. કૃષ્ણની શૃંગારલીલાનું શ્રવણ-કીર્તન ભક્તિનું એક અંગ મનાવા લાગ્યું. સ્ત્રીઓ પુષ્ટિભક્તિની અધિકારી છે એમ જણાવી, સ્ત્રીઓને પુષ્ટિ માર્ગની લગની લગાડી. આના પરિણામે સમગ્ર ગુજરાતમાં પુષ્ટિ સંપ્રદાયનો ઝડપી પ્રચાર થયો. નાના ગામડામાં પુષ્ટિ સંપ્રદાયનાં મંદિરો દેખાવા માંડ્યાં, ધીરે ધીરે પુષ્ટિ સંપ્રદાયે ગુજરાતભરમાં મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત કર્યું. પુષ્ટિ સંપ્રદાયના વિકાસમાં પ્રેમાનંદ, દયારામ જેવા કવિઓએ નોંધપાત્ર ફાળો આપ્યો છે. પ્રેમાનંદે ઓખાહરણ, સુદામાચરિત્ર, દશમસ્કંધ, દાણલીલા, હૂંડી, શ્રાદ્ધ, મામેરું વગેરે આખ્યાનો-કાવ્યો દ્વારા કૃષ્ણભક્તિનો મહિમા ગાયો, જ્યારે દયારામે શૃંગાર રસ પૂર્ણ ગરબીઓ દ્વારા સખીભાવ પ્રગટ કરી કૃષ્ણભક્તિ મહિમા ગાયો. નરસિંહ અને મીરાંએ પ્રેમલક્ષણા ભક્તિનો મહિમા ગાયો.

વિઠ્ઠલનાથજીના સ્વર્ગવાસ પછી એમના સાતપુત્રોની સાત ગાદી સ્થપાઈ અને પુષ્ટિમાર્ગ એક સંપ્રદાય બન્યો. સમય જતાં સ્થાનિક ઉપદ્રવને લીધે ઠાકોરજીનાં સાત સ્વરૂપોને પાછળથી અન્યત્ર પધરાવવામાં આવ્યાં. તેમાંનું એક સ્વરૂપ ઉદયપુરના રાણા રાજસિંહના આગ્રહથી મેવાડમાં સિંહાડ સ્થળે પધરાવવામાં આવ્યું. આ સ્થળ હાલમાં નાથદ્વારા તરીકે ઓળખાય છે, અને પુષ્ટિ સંપ્રદાયનું મુખ્ય સ્થળ ગણાય છે. સાત સ્વરૂપોમાંથી સમય જતાં છઠ્ઠા સ્વરૂપને, સૂરતમાં પધરાવવામાં આવ્યું અને એ રીતે સૂરત ગુજરાતમાં પુષ્ટિ સંપ્રદાયનું મહત્ત્વનું કેન્દ્ર બન્યું. સંયમ જતાં વ્રજમંડળની સાથે ગુજરાત અને રાજસ્થાન પુષ્ટિ માર્ગનાં કેન્દ્રો બન્યાં. ગુજરાતમાં વણિક જ્ઞાતિઓમાં આ સંપ્રદાય વધારે પ્રમાણે રૂઢ થયો.

પુષ્ટિમાર્ગના ગુજરાતી કવિઓમાં નોંધપાત્ર કવિ ગોપાળદાસ છે. કહેવાય છે કે વિઠ્ઠલનાથજીની કૃપાથી તેમની કવિત્વશક્તિ વિકસી હતી. તેમણે રચેલા ગ્રંથનું નામ "વલ્લભાખ્યાન" છે. આ ગ્રંથ ઉપર અમદાવાદના દોશીવાડાની પોળના નટવરલાલ શ્યામલાલ મંદિરના ગો. શ્રી વ્રજરાયજીએ ટીકા રચી છે. આ સાથે બીજા નોંધપાત્ર ગ્રંથો ગોપાળદાસ વ્યારાવાળા રચિત "પ્રાકટ્ય સિદ્ધાંત," માધવદાસનું "ગોકુળનાથજીનો વિવાહ", કૃષ્ણદાસ ચરોતર(લેઉઆ પાટીદાર)નાં પદો, વગેરે ઘણાં લોકપ્રિય હતાં.

શ્રી વલ્લભચાર્ય રચિત "મધુરાષ્ટકમ"નું પદ ગુજરાતમાં ઘણું જ લોકપ્રિય ગીત બન્યું છે.

સમય જતાં વૈષ્ણવ સંપ્રદાયના કેટલાક અનુયાયીઓએ વલ્લભાચાર્યના ઉપદેશનું મનસ્વી અર્થઘટન કરી અનીતિ આચરી તેનાથી સંપ્રદાયને કેટલુંક સહન કરવું પડયું તેમ છતાં આજે પણ તે, લોકોમાં યથાવત્ ટકી રહ્યો છે. આ સંપ્રદાયનો મુખ્ય મંત્ર "श्री कृष्ण शरणं मम છે."

**બ્રહ્મ સંબંધક :**

પુષ્ટિ સંપ્રદાયમાં બ્રહ્મસંબંધનું મહત્વ વિશેષ છે. દરેક વૈષ્ણવ પોતાના સંતાનોને બ્રહ્મસંબંધ કરાવવા આતુર હોય છે. બ્રહ્મસંબંધ કરાવવા માટે મહારાજશ્રી પાસે સ્નાનાદિ ક્રિયાથી શુદ્ધ થઈ ઉપસ્થિત રહેવું પડે છે. અહીં મહારાજશ્રી બ્રહ્મસંબંધ લેનારના કાનમાં મંત્રોચ્ચાર કરે છે. તેને તુલસીની કંઠી પહેરાવી કૃષ્ણ નામનો જપ કરવાનો આદેશ આપે છે. બ્રહ્મસંબંધના મંત્રનો સાર એ છે કે "ભગવાન શ્રીકૃષ્ણથી હજારો વર્ષોથી વિખૂટો પડેલો હું ભગવાન શ્રીકૃષ્ણને મારું સર્વસ્વ–ધર્મ, સ્ત્રી, પુત્ર, કુટુંબ, દ્રવ્ય વગેરે અર્પણ કરું છું. હું કૃષ્ણનો દાસ છું. હે કૃષ્ણ હું તમારો જ છું." આ સિદ્ધાંત સમજી ભક્તે ભગવાનની ભક્તિ કરવાની હોય છે.

**પુષ્ટિ સંપ્રદાયના કેટલાક લોકપ્રિય ગ્રંથો :**

**(૧) ષોડશ ગ્રંથ :**

પુષ્ટિ માર્ગમાં નાનામોટા અનેક ગ્રંથો પ્રગટ થયેલા છે. તેમાં શ્રી વલ્લભાચાર્યે રચેલા ષોડશ ગ્રંથનું સ્થાન અતિમહત્વનું છે. આ ગ્રંથમાં (૧) શ્રી યમુનાષ્ટક (૨) બાલબોધ (૩) સિદ્ધાંત મુક્તાવલી (૪) પુષ્ટિપ્રવાહમર્યાદાભેદ (૫) સિદ્ધાંત–રહસ્ય (૬) નવરત્ન (૭) અંતઃકરણ પ્રબોધ (૮) વિવેક–વૈર્યાશ્રય (૯) શ્રીકૃષ્ણાશ્રય (૧૦) ચતુઃશ્લોકી (૧૧) ભક્તિવર્ધિની (૧૨) જલભેદ (૧૩) પંચપદ્યાનિ (૧૪) સંન્યાસ નિર્ણય (૧૫) નિરોધલક્ષણ (૧૬) સેવાફલ વગેરે વિવિધ વિષયોની ચર્ચા કરવામાં આવી છે. સમગ્ર ગ્રંથ સંસ્કૃત ભાષામાં રચાયેલ છે.

**(૨) શ્રી વલ્લભાખ્યાન :**

આ ગ્રંથ એક મૂંગા ગોપાલદાસજી દ્વારા રચાયો છે. આ વિશે અનુશ્રુતિ પ્રમાણે જાણવા મળે છે કે "શ્રી ગુંસાઈજીના 'ભાઈલા કોઠારી' નામે એક સેવક હતા. તેઓ અસારવામાં રહેતા હતા. તેમને ગોમતી નામે એક દીકરી હતી. તેનું ગોપાલદાસ નામની વ્યક્તિ સાથે લગ્ન કરવામાં આવ્યું હતું. આ ગોપાલ-

ગુ. ૪

દાસ જન્મથી જ મૂંગા હતા. ગોપાલદાસ ભાઈલા કોઠારીને ત્યાં જ રહેતા હતા. એક વખત ગૂંસાઈજી મહારાજ ભાઈલા કોઠારીને ત્યાં આવ્યા. તેમણે જાણ્યું કે ગોપાલદાસ મૂંગા છે. આથી ભાઈલા કોઠારીની વિનંતીને માન આપી તેમણે ગોપાલદાસના માથે હાથ મૂકયો અને તેમના મુખમાં પાન મૂકયું. તાંબુલના પ્રભાવથી ગોપાલદાસનું મૂંગાપણું દૂર થયું. તેમની વાણી પ્રગટ થઈ. પુષ્ટિ સંપ્રદાયનું જ્ઞાન થતાં તેમણે "શ્રીવિઠ્ઠલવર સુંદર" એ પ્રમાણે શરૂઆત કરીને નવ આખ્યાનો રચીને વલ્લભાચાર્યની સ્તુતિ કરી. આ નવ આખ્યાનો 'શ્રી વલ્લભાખ્યાન' તરીકે ઓળખાય છે. આખ્યાનો ગુજરાતી ભાષામાં રચાયાં છે. પ્રથમ આખ્યાન કેદાર રાગમાં, બીજું આખ્યાન રામકલી, ત્રીજું આખ્યાન ધનાશ્રી, ચોથું ભૂપકલ્યાણ, પાંચમું સોમેરી, છઠ્ઠું પરજ, સાતમું સોમેરી, આઠમું ધનાશ્રી અને નવમું બિભાસ રાગમાં ગવાય છે. દરેક આખ્યાન ભક્તિ-રસથી ભરપૂર છે.

## (૩) "શિક્ષાપત્ર" :

શ્રી હરિરાયજીકૃત "શિક્ષાપત્ર" નામનો ગ્રંથ પુષ્ટિ સંપ્રદાયમાં મહત્વનું સ્થાન ધરાવે છે. સમગ્ર ગ્રંથમાં શ્રી ભાગવત તથા ગીતાનું રહસ્ય વિસ્તૃત રૂપે સમજાવેલું છે. આ ગ્રંથમાં શ્રી હરિરાયજીએ પોતાના ભાઈના આત્મકલ્યાણ અર્થે લખેલા પત્રો છે. પ્રથમ પત્રમાં કૃષ્ણદર્શનની તાલાવેલીનું વર્ણન કરી પ્રભુસેવાના પ્રકાર, ત્યાગ, વિશ્વાસ, સર્વ ધર્મ એક છે, ભજનાનંદનો સ્વાદ, લૌકિક આસક્તિ ન રાખવી, સત્યાશ્રય અને દુસંગનો ત્યાગ, કલિકાલનો પ્રભાવ, બ્રહ્મસંબંધ, પ્રભુનાં વિવિધ સ્વરૂપો વગેરે વિવિધ વિષયોની ચર્ચા કરવામાં આવી છે. સમગ્ર ગ્રંથ સંસ્કૃત ભાષામાં છે તેની ટીકા ગુજરાતીમાં છે.

## (૬) સ્વામીનારાયણ અથવા ઉદ્ધવ સંપ્રદાય :

અઢારમી સદીમાં વણિકોમાં મુખ્યત્વે જૈન અને પુષ્ટિ સંપ્રદાય સવિશેષ પ્રચારમાં હતો. બ્રાહ્મણોમાં શૈવ ધર્મનું પ્રભુત્વ હતું. અન્ય કોમોમાં કણબી, પ્રણામી, કોલ, શક્તિ જેવા નાના નાના સંપ્રદાયો પોતાનું સ્થાન જમાવી બેઠા હતા. ચારે બાજુ સમાજમાં ધર્મને નામે પાખંડો ચાલી રહ્યાં હતાં. ધર્મગુરુઓ પ્રજાની શ્રદ્ધાનો મનમાન્યો ઉપયોગ કરતા હતા. અખા જેવા વેદાન્તી કવિએ આ માટે પોતાની કવિતાઓ દ્વારા સમાજમાં અજ્ઞાનતાના પડળો દૂર કરવા પ્રયત્ન કર્યો હતો. આમ છતાં ધર્મગુરુઓના વિલાસો ઓછા થયા ન હતા. તેઓ ધર્મને નામે અઢળક દ્રવ્યનું ઉપાર્જન કરતા હતા.

આ સમયે સમાજમાં અજ્ઞાનતા અને અંધશ્રદ્ધાનું સામ્રાજ્ય પ્રવર્તતું હતું. ભૂતપ્રેતના નામે સમાજમાં અનેક વહેમો પ્રચલિત હતા. શીતળા, ઓરી, અછબડા જેવા રોગોમાંથી મુક્ત થવા માટે લોકો બાધા-આખડી કે મેલી વિદ્યાનો સહારો લેતા. વિવિધ માન્યતાના નામે પશુ હિંસા થતી. પૂજારીઓ દેવના પ્રસાદના નામે માંસ મદીરાનું પાન કરતા હતા. નીચલી કોમોમાં બાળકીને દૂધ પીતી કરવાનો રિવાજ પ્રચલિત હતો. સતી પ્રથાનો વ્યાપક રીતે વિકાસ થયો હતો. "સતી"ના નામે અનેક નિર્દોષ સ્ત્રીઓને ફરજિયાત અગ્નિસ્નાન કરાવવામાં આવતું. સમાજમાં બાળલગ્નો, વૃદ્ધલગ્નો, કન્યાવિક્રય જેવાં દૂષણો ફૂલ્યાં ફાલ્યાં હતાં.

ટૂંકમાં, અઢારમી સદીના ગુજરાતી સમાજમાં વિલાસિતા, પ્રમાદ, હિંસા, અંધશ્રદ્ધા, ધાર્મિક અત્યાચારો, પાખંડો, અનીતિ, વહેમો, સતીપ્રથા વગેરે અનેક દૂષણો વ્યાપક રીતે પ્રસરેલ હતાં. તેનાથી સમાજમાં કુરિવાજોનું સામ્રાજ્ય ફેલાયેલું હતું. તેમાં ગરીબ અને સામાન્ય માણસનું શોષણ થતું હતું. સમાજમાં ચારે બાજુ અજ્ઞાનતા અને અંધશ્રદ્ધા ફેલાયેલાં હતાં. સમાજમાં પ્રચલિત સર્વ સંપ્રદાયોમાં શિથિલતા આવી હતી. આવા સમયે ગુજરાતમાં એક નવા સંપ્રદાયની શરૂઆત થઈ. પુષ્ટિ સંપ્રદાયમાં સંકુચિતતા વ્યાપક બનતાં તેના સુધારારૂપે સ્વામીનારાયણ સંપ્રદાયનો જન્મ થયો.

આ સંપ્રદાયની વિશિષ્ટતા એ છે કે એ પંથના આદ્યસ્થાપક ગુજરાત બહારથી આવ્યા હતા. તેમણે ગુજરાતને જ પોતાની કર્મભૂમિ બનાવી. ગુજરાતમાં પોતાનો જ સંપ્રદાય વિકસાવ્યો. આ સંપ્રદાય વલ્લભાચાર્ય પછી લગભગ ત્રણ સદી બાદ ગુજરાતમાં ફેલાયો.

આ સંપ્રદાયના આદ્યસ્થાપકનું મૂળ નામ ઘનશ્યામ હતું અને તેમના પિતાનું નામ હરિપ્રસાદ અને માતાનું નામ પ્રેમવતી હતું. તેમનો જન્મ આયોધ્યા પાસે છપૈયા ગામમાં એક બ્રાહ્મણ કુટુંબમાં સં. ૧૮૩૭, ચૈત્ર સુદ ૯ના દિવસે થયો હતો. બાળપણના કુટુંબના સંસ્કારને તેમણે લીધે વેદ અને અન્ય સંસ્કૃત ગ્રંથોનો અભ્યાસ કરીને મનને ધર્મના માર્ગે વાળ્યું. માતાપિતાના મૃત્યુ બાદ સંસારનો ત્યાગ કરીને બહુ નાની વયે હિમાલયના માર્ગે પડ્યા. ગુરુસેવા દ્વારા યોગવિદ્યા હસ્તગત કરી. તેઓ નીલકંઠ બ્રહ્મચારીના નામે ઓળખાવા લાગ્યા. ત્યાંથી કેટલાક સમય બાદ સૌરાષ્ટ્રના માંગરોળ પાસેના લોજ ગામમાં આવ્યા. અહીં રામાનંદના શિષ્ય મુક્તાનંદનો પરિચય થયો. ધીરે ધીરે તેઓ રામાનંદના શિષ્ય બન્યા. રામાનંદનું કાર્ય આગળ ધપાવ્યું. તેમણે અષ્ટાંગ બ્રહ્મચર્યના આચારનો આરંભ કર્યો. દેવી સિવાયની સ્ત્રીની પ્રતિમા કે ચિત્ર પણ

જોઈ ન શકાય તેવો આગ્રહ હતો. આગળ જતાં તે સહજાનંદ સ્વામી તરીકે ઓળખાવા લાગ્યા. સહજાનંદ સ્વામીને ભક્તો ભગવાન નારાયણનો અવતાર માને છે. આ સંપ્રદાયમાં નર નારાયણ, રાધાકૃષ્ણ વગેરે ઉપરાંત ધર્મ ભક્તિરૂપે સહજાનંદના પિતા–માતાની તેમજ હરિકૃષ્ણ રૂપે સહજાનંદ સ્વામીની પોતાની પણ ઉપાસના થાય છે, ને મંદિરોમાં આ સર્વની પ્રતિમાઓની પ્રતિષ્ઠા કરી તેમનાં પૂજન અર્ચન કરાય છે. આથી એમણે સ્થાપેલો સપ્રદાય સ્વામીનારાયણ સંપ્રદાય તરીકે ઓળખાય છે.

સ્વામી સહજાનંદે ધીરે ધીરે ગુજરાતમાં સ્થિર થઈ શરૂઆતમાં ધાર્મિક સુધારાનું કાર્ય આરંભ્યું. તેમણે કથાવાર્તા સાંભળવા માટેની સ્ત્રીઓ–પુરુષોની સભાઓ જુદી કરી, પણ સ્ત્રીઓને ધર્મથી અળગી ન કરી. તેમના માટે અક્ષરજ્ઞાન મેળવવા માટેની સગવડો પ્રાપ્ત કરી. સ્ત્રી–પુરુષોની મર્યાદાનું આયોજન કર્યું. હિંસક યજ્ઞોની નાબૂદીનું કાર્ય આરંભ્યું. આખા ગુજરાતમાં પરિવ્રાજક તરીકે ફરીને તેમણે યજ્ઞો, ઉત્સવો, સામૈયા દ્વારા ધર્મજાગૃતી આણી. તેમના કાર્યથી પ્રભાવિત થઈને મુંબઈના તે વખતના ગવર્નર માલકમે અમદાવાદમાં હાલ કાલુપુરમાં જ્યાં સ્વામીનારાયણનું મંદિર છે તે જગ્યા આપી હતી.

સહજાનંદ સ્વામી વિષે એક એવી અનુશ્રુતિ પ્રચલિત છે કે "સહજાનંદ સ્વામી પ્રવાસ કરતા કરતા અંકલેશ્વર આવ્યા, ત્યાંથી સૂરત આવ્યા. આ વખતે એક પારસી ગૃહસ્થ અરદેસરે તેમનું ભાવભીનું સ્વાગત કર્યું. આ પારસી અરદેસરને નવાબે નોકરીમાંથી છૂટા કર્યા હતા. સહજાનંદની કૃપાથી તેમને પોતાની નોકરી પાછી મળેલી. સૂરતની મુલાકાત વખતે અરદેસરની ભક્તિથી ખુશ થઈને સહજાનંદ સ્વામીએ તેમને પોતાના માથાની પાઘડી આપી, આશીર્વાદ આપ્યા હતા કે જ્યાં સુધી આ પાઘડી તમારા ઘરમાં હશે ત્યાં સુધી તમારા ઘરમાંથી લક્ષ્મી ઓછી થશે નહીં. આ પાઘડીની આજે પણ અરદેસરના કુટુંબીઓ રોજ પૂજા કરાવે છે. તેમણે સુરતમાં લગભગ ૨ માસ રહીને પ્રજાને ઉપદેશ આપ્યો.

ધીરે ધીરે તેમણે સમાજસેવાના કાર્યનો આરંભ કર્યો. તેમણે સમાજના શ્રમજીવીઓને ઉત્તેજન આપવા મંદિરો બંધાવવાનું શરૂ કર્યું. કારીગરોમાં આચારશુદ્ધિનો મહિમા વધાર્યો. સમાજમાં પછાત ગણાતી જ્ઞાતિઓમાં સંસ્કાર સિંચવાનું ભગીરથ કાર્ય કર્યું. તેમણે આ સર્વ માટે શિક્ષાપત્રી નામે એક આચાર સંહિતા રચી.

તેમણે જુદા જુદા સાધુઓનાં મંડળો દ્વારા તીર્થધામોમાં સદાવ્રતો શરૂ કર્યાં. ધન અને શસ્ત્રના ત્યાગના ઉપદેશ દ્વારા કાઠી, કણબી ને કોળી લોકોને વશ કર્યા.

વિધવાઓને સતી થવાને બદલે હરિભજન દ્વારા વૈરાગ્ય ભાવના કેળવવાની પ્રેરણા આપી રોગીઓ માટે દવાખાનાની સ્થાપના કરી. લગ્નમાં ફટાણાં કે બીભત્સ શબ્દો ન બોલવાનો ઉપદેશ આપ્યો. લેખકો દ્વારા ગ્રંથલેખનની પ્રવૃત્તિ વિકસાવી.

તેઓ પોતાનો ઉપદેશ બહુ જ સાદી અને સરળ ભાષામાં સમાજના નીચલા થરના વર્ગને સમજાય તેવી રીતે આપતા. તેમણે સમાજના દરેક વર્ગ માટે ધર્મનાં દ્વારો ખુલ્લાં કર્યાં. વર્ષમાં લગભગ આઠ માસ તેઓ બહાર ધર્મ પ્રવચનો કરતા અને ચાર માસ ગઢડામાં રહેતા. તેમણે કોઈ નવા તત્ત્વજ્ઞાનનો ફેલાવો કર્યો નથી. શિક્ષાપત્રમાં જણાવ્યું છે કે તેમણે કેવળ રામાનુજના વિશિષ્ટ દ્વૈત સિદ્ધાંતનું પાલન કર્યું છે.

તેમણે પોતાના ઉપદેશમાં કહ્યું છે કે, "પરબ્રહ્મ પરમાત્મા એ ઈષ્ટદેવ છે. પરમાત્મા દિવ્ય સાકારમૂર્તિ છે. તે સચ્ચિદાનંદરૂપ છે. પરબ્રહ્મ આદિ તથા અંતમાં છે. એનો સંબંધ નિત્ય છે. માયા એ ત્રીજું અનાદિ તત્ત્વ છે. માયા આત્યંતિક પ્રલયકાળે બ્રહ્મમાં લીન રહે છે. આ માયાને પ્રકૃતિ કહે છે. માયામાંથી ઈશ્વર ઉત્પન્ન થાય છે. ઈશ્વર અને જીવ પેઠે ત્રણ દેહ અને ત્રણ અવસ્થાધારી સત્ય છે.

આ સંપ્રદાયના અનુયાયીઓ માને છે કે પરબ્રહ્મ પરમાત્મા એ ઈષ્ટદેવ છે. પૃથ્વી ઉપર એમનો સ્વામીનારાયણ સ્વરૂપે આવિર્ભાવ થયો છે. માટે સ્વામી-નારાયણ પ્રગટ પુરુષોત્તમ કહેવાય છે. રામાનુજ સંપ્રદાયમાં ચતુર્ભૂજ–નારાયણ પૂજાય છે. અહીં દ્વિભૂજ નારાયણની મૂર્તિ પૂજાય છે. આ સંપ્રદાયમાં મનાય છે કે મુક્તિ મેળવવા માટે જીવે પરમાત્માના અસલ સ્વરૂપનું જ્ઞાન મેળવવું, તેની બે રીતે સવિકલ્પ અને નિર્વિકલ્પ ઉપાસના કરવી. ભક્તિ એ મુક્તિ માટેનું મુખ્ય સાધન છે. ઈષ્ટદેવની ભક્તિ કરતાં પરમેશ્વર અને બ્રહ્મનિષ્ટ સંતનો યોગ પણ થાય આ સંપ્રદાયમાં સત્સંગનો મહિમા વિશેષ છે. આથી સંપ્રદાયના અનુયાયીઓ સત્સંગી કહેવાય છે. સત્સંગી થનારે અહિંસા, બ્રહ્મચર્ય, મદ્યત્યાગ, ચોરીનો ત્યાગ, માંસનો ત્યાગ, સત્ય બોલવું, દાન કરવું વગેરે આચારો પાળવાના હોય છે.

આ સંપ્રદાયના અનુયાયીઓ ત્રણ વર્ગમાં વહેંચાયેલા છે. બ્રહ્મચારી, સાધુઓ અને ગૃહસ્થો. બ્રાહ્મણો બ્રહ્મચારી થઈ શકે. ગમે તે વર્ણના લોકો સાધુ થઈ શકે. સાધુઓમાં પરમહંસ, પાળા અથવા પાર્ષદ, એવા વર્ગ હોય છે. શુદ્રો પાર્ષદ થઈ શકે. સામાન્ય સંસારી સત્સંગી ગૃહસ્થ કહેવાય.

## લોકપ્રિયતાનાં કારણો :

સ્વામીનારાયણ સંપ્રદાયે તત્કાલીન સમાજના નીચલા થરના લોકોના શ્રમને બિરદાવી તેમનો ઉદ્ધાર કરવા પ્રયત્ન કર્યો. તેની લોકપ્રિયતાનાં કારણો નીચે પ્રમાણે છે :

(૧) તેમના ઉપદેશમાં ગૂઢ તત્ત્વજ્ઞાનને બદલે ધર્મ અને નીતિના સાદા સિદ્ધાંતો નજરે પડે છે.

(૨) તેમણે શુદ્ધ વાણી અને શુદ્ધ આચાર ઉપર ભાર મૂકયો છે.

(૩) વ્યવહારશુદ્ધિને જીવનનું મહત્ત્વનું અંગ માને છે.

(૪) પોતાનો ઉપદેશ સાદી અને સરળ ભાષામાં કર્યો છે.

(૫) નીચલા વર્ગના શ્રમને મહત્ત્વ આપ્યું છે.

(૬) તેમણે જીવનમાં ત્યાગ અને શ્રમનું મહત્ત્વ સમજાવી વૈરાગ્ય ભાવના વિકસાવવા પ્રયત્ન કર્યો છે.

(૭) સમાજમાં સમાનતા લાવવા પ્રયત્ન કર્યો છે.

(૮) સમાજમાં પ્રચલિત અંધશ્રદ્ધા, અજ્ઞાનતા, મલીનતા, વહેમો વગેરે દૂર કરવા સતત પ્રયત્નશીલ રહેલ છે.

(૯) સૌ માટે ધર્મનાં દ્વારો ખુલ્લાં રાખી નીચલા વર્ગના લોકોને આકર્ષ્યા.

(૧૦) સ્ત્રી–પુરુષના વર્તનની મર્યાદા સમજાવી; સત્સંગી સ્ત્રીઓ માટે અક્ષરજ્ઞાનની મહત્તા સ્વીકારી, સગવડતા કરી.

ઉપરનાં સર્વ કારણોથી સમાજના નીચલા વર્ગના લોકોએ પ્રેમથી આ સંપ્રદાયને અપનાવ્યો. પરિણામે આ ધર્મ એક સામાજિક ક્રાંતિ બની ગયો.

## શિક્ષાપત્રી :

સહજાનંદ સ્વામીએ ધર્મ અને શાસ્ત્રોના વિવાદને બદલે ગરીબોની સેવામાં જોડયો. આધુનિક સમયમાં સરકાર જે હજાર પ્રયત્નો દ્વારા ન કરી શકે તે તેમણે સ્વપ્રયત્નથી પછાત ગણાતી જ્ઞાતિઓને સંસ્કારી બનાવવા કર્યું. સહજાનંદ સ્વામીએ શિક્ષાપત્રી નામના ગ્રંથ દ્વારા સત્સંગીઓ માટે એક આચારસંહિતા રચી. દરેક સ્વામીનારાયણ સંપ્રદાયનો અનુયાયી આજે પણ તેનું સન્માન કરે છે.

શિક્ષાપત્રીમાં બસો બાર શ્લોકો છે. તેમાં જનસમાજના જીવનને પોષક બને તેવા સર્વ સામાન્ય વિષયો આવરી લેવામાં આવ્યા છે. લોકોને સદાચારનું મહત્ત્વ સમજાવવા સ્વામી સહજાનંદે ગ્રંથ લખ્યો છે. તેનો સાર ટૂંકમાં નીચે પ્રમાણે છે :

"પોતાના મુખે પોતાનાં વખાણ ન કરવાં. જે વસ્ત્ર પહેરવાથી પોતાનાં અંગ દેખાય તેવાં વસ્ત્રો ન પહેરવાં. પોતાના સેવકોને સદા અન્નવસ્ત્રાદિ આપીને કાળજી રાખવી. ગુરુ, રાજા, અતિવૃદ્ધ, ત્યાગી, વિદ્વાન તથા તપસ્વી એ છ જણ આવે ત્યારે ઊભા થઈ સન્માન કરી આસન આપવું. તેમનું પ્રેમથી સ્વાગત કરવું. ગુરુ, દેવ કે રાજા સામે પગ પર પગ ચઢાવીને કે ઢીંચણે વસ્ત્ર બાંધીને બેસવું નહિ. વ્યવહાર કાર્યમાં કોઈના જામીન ન થવું. આપત્તિ વખતે ભીક્ષા માગીને ચલાવવું. પણ કોઈ કરજ ન કરવું. સહીસિક્કા વગર કોઈની સાથે ધન કે જમીનની લેવડદેવડ કરવી નહિ. પોતાની ઊપજ પ્રમાણે ખર્ચ કરવો. ગાળ્યા વિના પાણી અને દૂધ ન પીવું. જે જળાશયમાં ઘણાં જંતુઓ હોય તેમાં નહાવું નહીં. ઉચ્ચ વર્ણના લોકોએ નીચલી વર્ણમાં જ્ઞાન અને સદાચારનો ફેલાવો કરવો જોઈએ."

આમ, શિક્ષાપત્રી દ્વારા સહજાનંદ સ્વામીએ સામાન્ય માનવીને પછી તે ભલે સત્સંગી હોય કે ન હોય સદાચારના અને સ્વચ્છતાના નિયમો સમજાવ્યા છે. સમાજના છેલ્લા વર્ગ સુધી સ્વચ્છતા અને આરોગ્યની વ્યાપક સુધારણાની દૃષ્ટિ તેમાં રહેલી છે. આ દૃષ્ટિએ સ્વામીનારાયણનો બોધ કેવળ એક વિશિષ્ટ વર્ગ પૂરતો મર્યાદિત નથી, પણ તેમાં સમગ્ર લોકસમુદાયને આવરી લેવામાં આવેલ છે. દરેક માણસ એમાંથી પોતાની શક્તિ પ્રમાણે બોધ લઈ શકે છે. સદાચાર આચરી શકે છે. સામાન્ય રીતે સહજાનંદ સ્વામીએ સામાન્ય નાગરિક માંસાહાર, મદ્ય (દારૂ), તમાકુ, ગાંજો, જેવાં કેફી વ્યસનો, ચોરી, વ્યભિચાર, અસત્ય બોલવું, વગેરે દૂષણોથી દૂર રહે તેવો આગ્રહ શિક્ષાપત્રી દ્વારા રાખ્યો છે.

સહાજાનંદ સ્વામીનો બીજો નોંધપાત્ર ગ્રંથ "વચનામૃત" છે. તેમાં તત્કાલીન સમાજના સંતો અને હરિભક્તોના ઉપદેશને ગ્રંથસ્થ કરવામાં આવેલ છે.

આમ, સ્વામીનારાયણ સંપ્રદાયમાં પ્રાથમિક સદાચાર ધર્મથી શરૂ કરીને જીવનમાં ઉચ્ચત્તમ પરબ્રહ્મનું જ્ઞાન મેળવવા વિશેની સુવિધા રાખવામાં આવી છે.

### સ્વામીનારાયણ સંપ્રદાયના નોંધપાત્ર સંતો :

આ સંપ્રદાયમાં શ્રી મુક્તાનંદ, બ્રહ્માનંદ, પ્રેમાનંદ, નિષ્કુળાનંદ, દેવાનંદ, મંજુકેષાનંદ વગેરે નોંધપાત્ર સંતો થયા. તેમણે પોતાનાં કાવ્યો દ્વારા આ સંપ્રદાયનો ગુજરાતમાં પ્રચાર કર્યો. મુક્તાનંદે મુકુન્દબાવની, ઉદ્ધવગીતા, સતીગીતા વગેરે ગ્રંથો દ્વારા સમાજમાં વૈરાગ્યની ભાવના કેળવી. બ્રહ્માનંદે સુમતિપ્રકાશ, વર્તમાનવિવેક, બ્રહ્મવિલાસ વગેરે ગ્રંથો રચ્યા. પ્રેમાનંદે સ્વામી સહજાનંદના વિરહનાં બારમાસીનાં પદો દ્વારા પ્રેમલક્ષણા ભક્તિનો મહિમા ગાયો. નિષ્કુળાનંદે

સમાજની તળપદી ભાષામાં ગરબીઓ અને ધોળો દ્વારા આ સંપ્રદાયમાં વર્ણવેલી ભક્તિનો મહિમા ગાયો.

મંજુકેશાનંદે લગભગ ૪૦૦૦ કાવ્યો રચ્યાં છે તેમાં વૈરાગ્ય અને ગુરુ-મહિમા ગાયો છે. દેવાનંદ સ્વામીનાં કાવ્યો સ્ત્રીવર્ગમાં ઘણાં જ લોકપ્રિય હતાં.

સાબરકાંઠા જિલ્લાના ભિલોડા તાલુકાના ટોરડા ગામમાં સ્વામી ગોપાલાનંદ નામે એક સંત થઈ ગયા. તેમણે પોતાના ઉપદેશ દ્વારા આ પ્રદેશમાં આ સંપ્રદાયનો ઠીક ઠીક પ્રચાર કર્યો હતો.

## સ્વામિનારાયણની સંપ્રદાયની સમાજ પર અસર :

સહજાનંદ સ્વામીએ ગુજરાતને પોતાની કર્મભૂમિ બનાવી. તેમણે સ્થાપેલા સ્વામિનારાયણ સંપ્રદાયની તત્કાલીન ગુજરાતી સમાજ પર વ્યાપક અસર પડી.

સમાજમાં તેમના ઉપદેશથી ક્રાંતિ આવી. સ્ત્રી અને પુરુષ બંને મોક્ષના અધિકારી છે–આ ભાવના વિકસી. પતિ પાછળ સતી થનાર સ્ત્રીઓનો મોક્ષ થઈ શકતો નથી. આ વિચારને વહેતો કરી સતીપ્રથાની બદી બંધ કરવામાં મહત્ત્વનો ફાળો આપ્યો. તેમના ઉપદેશથી સમાજમાંથી બાળહત્યા કે કન્યા કે સ્ત્રીની હત્યા, ભૂતપ્રેત, ડાકણ વગેરે વિશેની માન્યતા, વળગણ રોગની માટેની વહેમી માન્યતાઓ વગેરે દૂર થઈ. સમાજમાંથી અંધશ્રદ્ધા ધીરે ધીરે ઓછી થવા લાગી. સમાજમાં શ્રમજીવીઓમાં સદાચારનો મહિમા વધ્યો. ઘણા લોકોએ તેમના ઉપદેશથી આકર્ષાઈ દારૂ, અફીણ જેવાં કેફી વ્યસનો છોડી દીધાં. હિંસા, યજ્ઞો દૂર થયાં. પરિણામે અનેક લોકો શારીરિક અને આર્થિક બરબાદીથી બચી ગયા. સાદુ અને સદાચારી જીવન ગાળવા લાગ્યા. સમાજમાં આરોગ્યની ભાવના વિકસી. લોકો યથાશક્તિ ભવિષ્ય માટે ધન–ધાન્ય, ઘાસ વગેરેનો સંગ્રહ કરવા લાગ્યા. લોકો ઉદ્યમી રહેવા લાગ્યા. જે ધન–ધાન્ય પ્રાપ્ત થાય તેમાંથી યથાશક્તિ દાન આપવાની પ્રથા વધી. સાધુસંતો માટેની આચારસંહિતાએ આ સંપ્રદાયના સાધુઓનું મહત્ત્વ વધાર્યું. અષ્ટાંગ બ્રહ્મચર્ય, ધર્મધ્યાન, કથાવાર્તા દ્વારા સમાજસેવા, લોકહિતાર્થે સમાજમાં ફરતા રહેવું, પાઠશાળાઓ અને સદાવ્રતો ચલાવવાં વગેરે દ્વારા સમાજમાં જનસેવાની ભાવના વિકસી. લોકોને સમજાયું કે ધર્મ કેવળ આધ્યાત્મિક જીવન પૂરતો મર્યાદિત નથી પણ ભૌતિક જીવનને પણ સાંકળી લે છે. ભૌતિક જીવન જેટલું ઉજ્જવળ અને પૂણ્યવાન તેટલું જ આધ્યાત્મિક જીવન મહાન. માટે નવા ધર્મસ્થાનો બાંધીને ધર્મના કાર્યને વિકસાવવું એ માનવી માત્રનો ધર્મ છે. આ સંપ્રદાય દ્વારા લોકોમાં આરોગ્ય અને વાણીની શિક્ષાનો પ્રચાર થયો. તેનાથી અનેક સંઘર્ષો દૂર થયા, અનેક રોગો ફેલાતા અટકી ગયા.

સ્વામિનારાયણ સંપ્રદાયમાં કૃષ્ણ ભક્તિને સ્થાન હોવાથી તે તત્કાલીન સમાજમાં પ્રચલિત પુષ્ટિ સંપ્રદાયનો વિકલ્પ બન્યો. આ સંપ્રદાયની આચાર-સંહિતાથી પુષ્ટિ સંપ્રદાયમાં ઘણા સુધારા થયા. પ્રચલિત પાખંડો અટકી ગયાં. વૈષ્ણવ મહારાજોનાં પાખંડો જાહેર થયાં. પરિણામે તેમને પોતાના આચાર-વિચાર બદલવા પડયા.

આ સંપ્રદાયે પોતે વર્ણાશ્રમ ધર્મમાં માનતો હોવા છતાં, સમગ્ર હિંદુ સમાજના નીચલા ગણાતા થર સુધી આચારશુદ્ધિનો ફેલાવો કરવાનું મહાન કાર્ય કર્યું. પરિણામે ગઢડા અને તેની આસપાસના પ્રદેશમાં વસતા મુસ્લિમો અને ખોજા કુટુંબો તેનાથી પ્રભાવિત થઈ સ્વામિનારાયણ સંપ્રદાયના અનુયાયી બન્યા. સૂરતમાં સ્વામિનારાયણ સંપ્રદાયની અસર કેટલાંક પારસી કુટુંબો ઉપર પણ થઈ હતી. આથી અમુક પારસી કુંટુબો સ્વામિનારાયણ ધર્મ પાળતાં થયાં હતાં. આમ, સ્વામિનારાયણ સંપ્રદાયે પ્રાચીનકાલથી ચાલી આવતી માન્યતા પરધર્મી હિંદુ થઈ શકે નહિ, તેને દૂર કરીને અનેક પરધર્મીને પોતાનામાં સમાવ્યા. આના પરિણામે અનેક હિંદુઓ મુસલમાન બનતા અટકી ગયા.

## સ્વામિનારાયણ સંપ્રદાયનાં તીર્થો :

ગુજરાતમાં સંપ્રદાયની દૃષ્ટિએ આ સંપ્રદાયમાં બે દેશ વિભાગ પડેલા છે. તેમાંનું એકનું કેન્દ્ર ઉત્તરમાં અમદાવાદમાં છે ને બીજાનું દક્ષિણમાં વડતાલ છે. બીજાં બધાં મંદિરો આ બેમાંના એકેકના અધિક્ષેત્રમાં ગણાય છે.

### અમદાવાદ :

સંવત ૧૮૭૮ (ઈ.સ. ૧૮૨૨)માં અમદાવાદમાં કાલુપુરમાં આ સંપ્રદાયનું એક વિશાળ મંદિર બાંધવામાં આવ્યું છે. આ મંદિર માટેની જમીન અંગ્રેજ સરકાર પાસેથી દાનમાં મળેલ હતી. તેની આસપાસ સ્વામિનારાયણ સંપ્રદાયના અનેક અનુયાયીઓ રહે છે. મંદિરને એક મોટું અને બે નાનાં શિખર છે. મંદિરમાં નરનારાયણદેવ, રાધાકૃષ્ણ ધર્મ, (સહજાનંદ સ્વામિના પિતા), ભક્તિ (સહજાનંદ સ્વામિનાં માતા) અને હરિકૃષ્ણ (ઘનશ્યામ ઉર્ફે સહજાનંદ સ્વામિ) વગેરેની પ્રતિમાઓ છે. અહીંની મુખ્ય પ્રતિમા નરનારાયણની છે. મંદિરની બાજુમાં આવેલા અક્ષરભુવનમાં મહારાજની પ્રતિમા અને તેમનાં સ્મરણચિહ્નો રૂપે નાની-મોટી વસ્તુઓ સાચવી રાખવામાં આવેલી છે. આ મંદિરનો સભામંડપ સુંદર રીતે લાકડામાં કોતરણી કરીને શણગારેલો છે.

આ ઉપરાંત સ્વામિનારાયણ સંપ્રદાયનું બીજું એક વિશાળ મંદિર મણિનગરમાં આવેલું છે. હમણાં સં. ૨૦૧૯ (ઈ.સ. ૧૯૬૩)માં શાહીબાગ વિસ્તારમાં આ સંપ્રદાયનું અનેક શિખરોવાળું કલાત્મક મંદિર બાંધવામાં આવ્યું છે.

ભૂજ :

અહીં સ્વામિનારાયણ સંપ્રદાયનું એક વિશાળ મંદિર છે. મંદિરમાં સ્થાપના સમયનો સં. ૧૮૭૯ (ઈ. સ. ૧૮૨૩)નો લેખ છે. મંદિર ત્રણ શિખરોથી શોભે છે. વચલા મંદિરમાં નરનારાયણ તથા હરિકૃષ્ણની પ્રતિમાઓ જોવા મળે છે. બાજુમાં ઘનશ્યામ મહારાજની આરસની પ્રતિમાઓ શોભે છે. આ ઉપરાંત અહીં રામ, કૃષ્ણ, જાનકી વગેરેની પ્રતિમાઓ આવેલી છે.

વડતાલ :

ખેડા જિલ્લાના નડિયાદ તાલુકામાં આવેલ વડતાલ ગામમાં આ સંપ્રદાયનું એક વિશાળ મંદિર આવેલું છે. મંદિરને વિશાળ ચોક છે. ચારે બાજુ પ્રવેશ માટે મોટા દરવાજા છે. અહીં રહેવા જમવાની ઉત્તમ વ્યવસ્થા છે. ગામની વચ્ચે ચોકમાં વિશાળ મંદિર આવેલું છે. મંદિરની આજુબાજુ વિશાળ ચોકમાં ગૌશાળા, પાઠશાળા, ભોજનશાળા, ધર્મશાળા, વગેરે બંધાયેલ છે. આ મંદિર સં. ૧૮૮૧ (ઈ.સ. ૧૮૨૫)માં બંધાયેલું. તેના માટે લૂંટારામાંથી સત્સંગી બનેલ જોબનપગી નામના માણસે પોતાની વિશાળ જમીન દાન આપેલી. કમળ આકારના આ મંદિરોનાં નવ શિખરો છે. તેની બાંધણી ઉત્તમ કલાકૃતિઓવાળી છે. વચલા મંદિરમાં લક્ષ્મીનારાયણ અને રણછોડજીની પ્રતિમાઓ તથા આજુબાજુ રાધાકૃષ્ણ સાથે શ્રીજી મહારાજની હરિકૃષ્ણ નામે પ્રતિમા આવેલી છે. આ સાથે ધર્મ, ભક્તિ અને વાસુદેવની પ્રતિમાઓ સ્થાપેલી છે. અહીં મુખ્ય પ્રતિમા લક્ષ્મીનારાયણની છે.

મંદિર સામેના અક્ષરભુવનમાં નિષ્કુળાનંદે બનાવેલી શ્રીજી મહારાજની પ્રતિમા તથા તેમની અન્ય વસ્તુઓ સચવાયેલી છે. બાજુમાં હરિમંડળમાં મહારાજે લખેલ શિક્ષાપત્રી સચવાયેલ છે. આ ઉપરાંત ગામની બહાર મહારાજે બંધાવેલું ગોમતી તળાવ આવેલું છે. કહેવાય છે કે આ તળાવ બંધાવતી વખતે મહારાજે જાતે માટી ઉપાડેલ. અહીં યાત્રાળુઓ માટે સ્નાનની સુંદર વ્યવસ્થા કરેલ છે. ગામ નાનું છે પણ યાત્રાધામ તરીકે તેનું વિશેષ મહત્ત્વ હોવાથી વડોદરા, નડિયાદ, આણંદ, વડતાલ, વગેરે નગરો સાથે બસ માર્ગે જોડાયેલ છે.

## ગઢડા :

સૌરાષ્ટ્રમાં ભાવનગર જિલ્લામાં આવેલું ગઢડા સ્વામિનારાયણ સંપ્રદાયનું બીજું નોંધપાત્ર તીર્થધામ છે. અહીં દાદા ખેચરને જે દરબારમાં બેસીને મહારાજે ઉપદેશ કરેલ તે આખો દરબાર ખાચરે દાનમાં આપી દીધો. મહારાજે સંવત ૧૮૮૫ (ઈ. સ. ૧૮૨૯)માં ત્યાં ત્રણ શિખરનું વિશાળ મંદિર બંધાવ્યું. આ મંદિરનું બાંધકામ સ્વામી મહારાજની સીધી દેખરેખ હેઠળ અને જાતમહેનતથી થયેલું.

વચલા મંદિરમાં ગોપીનાથ–હરિકૃષ્ણ મહારાજની પ્રતિમાઓ આવેલી છે. આ ઉપરાંત અહીં ધર્મ, ભક્તિ, વાસુદેવ, નારાયણ, સૂર્યનારાયણ તથા સહજાનંદ સ્વામીની પ્રતિમાઓ જુદા જુદા સ્થળે સ્થાપેલી જોવા મળે છે. બાજુમાં દાદા ખાચરનો દરબાર, જે લીમડા નીચે મહારાજે ઉપદેશ કરેલ તે લીમડાનું વૃક્ષ, સ્વામિ મહારાજની ઓરડી, ગંગાજળીયા નામે ઓળખાતો કૂવો વગેરે આવેલ છે. મંદિરની ચોતરફ હવેલીઓ આવેલી છે. જ્યાં વિદ્યાર્થીઓ માટે સંસ્કૃત પાઠશાળા, ભોજનાલય, યાત્રાળુઓ માટેની રહેવાની વ્યવસ્થા વગેરે છે.

## બોચાસણ :

ખેડા જિલ્લાના આણંદ પાસે આવેલ બોચાસણ ગામમાં સં. ૧૯૬૩ (ઈ. સ. ૧૯૦૭)માં એક વિશાળ મંદિર બંધાયું હતું. મંદિરને બે માળ અને પાંચ શિખરો છે. અહીં ગુણાતીતાનંદ સ્વામી તથા અક્ષર પુરૂષોત્તમ લક્ષ્મીનારાયણ હરિકૃષ્ણ મહારાજ વગેરેની સુંદર પ્રતિમાઓ આવેલ છે. મંદિરને ટાવરવાળો વિશાળ દરવાજો તથા સભામંડપ અને ફરતી હવેલીઓ છે, જ્યાં સત્સંગીઓ માટે કથાવાર્તા ચાલે છે.

## સારંગપુર :

સૌરાષ્ટ્રના ભાવનગર પાસેના સારંગપુર ગામમાં દરબાર જીવા ખાચરની જમીન ઉપર સં. ૧૯૭૨ (ઈ.સ. ૧૯૧૬)માં બે માળ અને પાંચ શિખરવાળું, એક વિશાળ મંદિર બાંધવામાં આવ્યું. મંદિરમાં ગુણાતીતાનંદ, ગોપાળાનંદ, ગોપીનાથજી, હરિકૃષ્ણ મહારાજ, મૂળજી બ્રહ્મચારી, ધર્મદેવભક્તિ માતા, અયોધ્યાપ્રસાદ અને રઘુવીરજી નામના બે ભાઈઓ વગેરેની પ્રતિમાઓ આવેલી છે. ઘનશ્યામ મહારાજની કાષ્ટની પ્રતિમા તથા ચમત્કારી હનુમાનજીની પ્રતિમા એ આ સ્થળની વિશિષ્ટતા છે. અનેક યાત્રાળુઓ મંદિર અને હનુમાનજીના દર્શને દર

વર્ષે આવે છે. મંદિરને સભામંડપ અને ફરતી હવેલીઓ છે. અહીં વિવિધ પ્રકારની સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ ચાલે છે (જુઓ. ચિ. નં. ૧૩)

**અટલાદરા :**

વડોદરા જિલ્લામાં વડોદરા પાસે આવેલા અટલાદરા ગામમાં સ્વામિનારાયણનું એક સુંદર મંદિર આવેલું છે. આ મંદિર સં. ૨૦૦૧ (ઈ.સ. ૧૯૪૫)માં બંધાયું. અહીં મંદિરમાં ગુણાતીતાનંદસ્વામી, ગોપાળાનંદ સ્વામી, લક્ષ્મીનારાયણ, હરિકૃષ્ણ મહારાજ વગેરેની પ્રતિમાઓ આવેલી છે. મંદિરને ફરતો પ્રદક્ષિણા માર્ગ છે. મંદિરમાં સુંદર આરસ જડેલા છે.

આ ઉપરાંત ગુજરાતમાં જૂનાગઢ, ધોલેરા, ગોંડલ (જુઓ ચિ. નં. ૧૨) ભાદરા, સાકરી, (સૂરત જિલ્લો), સુચી, વડોદરા, ભરૂચ, આણંદ, નડિયાદ, રાજકોટ, ભાવનગર, લોજ વગેરે શહેરોમાં સ્વામિનારાયણ સંપ્રદાયનાં ભવ્ય મંદિરો આવેલાં છે. આ ઉપરાંત ગુજરાત બહાર ભારતમાં મુંબઈ, કલકત્તા, છપૈયા વગેરે સ્થળે સ્વામિનારાયણ સંપ્રદાયનાં મંદિરો બંધાવવામાં આવ્યાં છે. ધીરે ધીરે આ સંપ્રદાયનો ભારત બહાર અન્ય દેશોમાં પ્રચાર થતાં, આફ્રિકામાં મોમ્બાસા, નૈરોબી, કવાન્ઝન, દારેસલામ, યુરોપમાં લંડન, લેસ્ટર, આસ્ટન, વેલિંગ બ્યૂરો તથા અમેરિકામાં ન્યૂયોર્ક વગેરે સ્થળોએ સ્વામિનારાયણ સંપ્રદાયનાં ભવ્ય મંદિરો આવેલાં છે.

**સ્વામિનારાયણ સંપ્રદાયનું વર્તમાન સ્વરૂપ :**

સ્વામિનારાયણ સંપ્રદાયના પ્રારંભના આચાર્યો પ્રતિભાશાળી અને સમર્થ હતા, તેમણે સમાજમાં ભક્તિ અને શ્રદ્ધા પ્રગટાવી, સદાચારની ભાવના વિકસાવી, પણ દરેક સંપ્રદાયમાં બને છે તેમ આ સંપ્રદાયમાં પણ શ્રીજી મહારાજ પછી અનુયાયીઓમાં ધાર્મિક ઝઘડાઓ શરૂ થયા. મહારાજો ગાદી માટે ઝગડવા લાગ્યા. જેમ બૌદ્ધ ધર્મમાં બન્યું તેમ, તે ભારત બહાર વિકસ્યો, પણ ગુજરાતમાં ધીરે ધીરે નબળો પડવા લાગ્યો. ઘણા નવા ફાંટાઓ અસ્તિત્વમાં આવ્યા. વડતાલની ગાદીમાંથી છૂટા પડી બોચાસણમાં સ્વામિનારાયણ સંપ્રદાયની એક શાખા શરૂ થઈ. અહીં વંશપરંપરાની ગાદીને બદલે વિદ્વાન અને યોગ્ય માણસને ગાદીપતિ બનાવવામાં આવે છે. આ શાખાએ ગુજરાત ઉપરાંત લંડન, આફ્રિકા, અમેરિકા સુધી સંપ્રદાયને વિસ્તારી ત્યાં વિશાળ મંદિરો બાંધ્યાં. અમદાવાદમાં શાહીબાગના રસ્તે એક ભવ્ય મંદિર બાંધ્યું. આધુનિક શિક્ષા પામેલા યુવાનોને આ સંપ્રદાયમાં આકર્ષવા વિવિધ ધાર્મિક અને સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ આચરવામાં આવે છે.

અમદાવાદની ગાદીમાંથી અલગ પડીને મણિનગરમાં એક નવી શાખા શરૂ થઈ. આમાં કચ્છના સત્સંગીઓ જોડાયા. સ્વામિ મુક્તજીવન દાસજીએ આ શાખાનો પ્રારંભ કર્યો. તેનો પ્રચાર કચ્છ, આફ્રિકા અને ઇંગ્લેન્ડમાં વ્યાપક પ્રમાણમાં થયો. રાજકોટ, ધાંગધ્રા વગેરેમાં પણ ફાંટા પડેલા છે.બોચાસણમાંથી વલ્લભવિદ્યાનગર (જિ. ખેડા)માં ગુણાતીત જ્યોત નામે નવી શાખા શરૂ થઈ. સ્ત્રીઓને ત્યાગી અને સાધ્વીજીવન ગાળવાની તેમાં વ્યવસ્થા છે. અહીં પાર્ષદોનો એક વર્ગ તૈયાર કરવામાં આવેલ છે જે સંસ્થાએ સોંપેલ કાર્ય ભક્તિભાવથી કરે છે. અહીં સ્થાપકને "પપ્પાજી" તરીકે સંબોધવામાં આવે છે. તેઓ સાધુનાં ભગવાં કપડાં નહિ પણ સફેદ સાદો પોશાક પહેરે છે. આ ઉપરાંત બીજી પણ કેટલીક શાખાઓ ઉદ્ભવી છે. આ સર્વ સહજાનંદ સ્વામીને નારાયણનો, પુરૂષોત્તમનો અવતાર માનીને પૂજે છે.

સ્વામિનારાયણ સંપ્રદાયે દેશકાળને ઓળખીને હરિજન ઉદ્ધારની પ્રવૃત્તિમાં આજ દિન સુધીમાં કોઈ રસ દાખવ્યો નથી. આ સંપ્રદાયના સાધુઓ સહજાનંદ સ્વામીના કાર્યને આગળ ધપાવવાને બદલે પોતાની નબળાઈ ઢાંકવા જુનવાણી ચીલે જ ચાલે છે. હરિજનોને મંદિરમાં પ્રવેશ આપવાને બદલે અમારું મંદિર હિન્દુ ધર્મથી ભિન્ન સ્વામિનારાયણનું મંદિર છે એવી જૂઠી દલીલ કરી કાયદાનો આશ્રય લેવા લાગ્યા સહજાનંદ સ્વામી શિક્ષાપત્રીના પહેલા શ્લોકમાં જ કૃષ્ણને પોતાના ઇષ્ટદેવ તરીકે ઓળખાવે છે. એ વાત વર્તમાન સાધુઓ અંગત સ્વાર્થ ખાતર ભૂલી જાય છે. કોર્ટમાં હારી જતાં લાચારીથી તેમને મંદિરમાં હરિજનોને પ્રવેશ આપવો પડચો.

ટૂંકમાં, આ સંપ્રદાયના ગુરુઓએ અંદરોઅંદર લડીને દ્રવ્યનો વ્યય કરવાને બદલે શ્રીજી મહારાજે જે કાર્ય કર્યું તેને આગળ વધારી દરિદ્રનારાયણની સેવા કરવી જોઈએ. એ જ ઉત્તમ સમાજ સેવા છે. દેશકાળને ઓળખીને ધર્મનાં ચોકઠાં ગોઠવવાં જોઈએ. હિંદુધર્મમાં વર્ણાશ્રમ, નાતજાતના ભેદભાવ, અસ્પૃશ્યતા ગમે તેટલા પ્રાચીનકાળથી ચાલ્યા આવતાં હોય તો પણ દેશકાળને ઓળખી તેને ફગાવી દઈ સર્વને માટે ધર્મનાં દ્વાર ખુલ્લાં રાખવાં જોઈએ.

### (૭) રામાનંદી પંથ :

ગુજરાતમાં વિશેષતઃ સૌરાષ્ટ્રમાં અનેક ગામોમાં રામાનંદી મંદિરો છે. ગુજરાતમાં કણબી, લુહાર, કડીયા, દરજી, વગેરે કોમોમાં આ પંથનો પ્રચાર ઠીક ઠીક પ્રમાણમાં થયો હતો. સાબરકાંઠા જિલ્લાના મોડાસા ગામમાં આ પંથનું એક

મંદિર આવેલું છે જે બાલકદાસજીના મંદિરના નામે ઓળખાય છે. અહીં રામ, લક્ષ્મણ, સીતા વગેરેની પ્રતિમાઓ પૂજાય છે.

**(૮) રાધાસ્વામી સંપ્રદાય :**

આ પંથનો પ્રચાર ગુજરાતની કણબી કોમમાં વિશેષ પ્રમાણમાં થયો હતો. ખેડા જિલ્લામાં આ સંપ્રદાયનાં મંદિરો આવેલાં છે.

**(૯) પ્રણામી પંથ :**

આ પંથના આદ્યસ્થાપક દેવચંદ્ર મહેતાજી હતા. પિતાનું નામ મતુમત્તા અને માતાનું નામ કુંવરબાઈ હતું. આ સંપ્રદાય સૌરાષ્ટ્રમાં સવિશેષ પ્રચલિત છે. આ સંપ્રદાયના લોકો રામાનુજી સંપ્રદાય જેવું તિલક કરે છે. તુલસીની માળા પહેરે છે. નાક સુધી તીલક કરે છે. આ સંપ્રદાયમાં શીખ ધર્મની માફક 'કુલજલ' ગ્રંથની પૂજા થાય છે. આ ગ્રંથમાં કુલ ૧૪ ભાગ છે– જેમાંથી ૪ ગુજરાતીમાં, ૧ સિંધિમાં અને ૯ ભાગ હિંદીમાં છે. જામનગરમાં આ સંપ્રદાયનું મોટું મંદિર આવેલું છે. અહીં એકેશ્વરવાદ અને ગુરુભક્તિનો મહિમા ગાવામાં આવ્યો છે. આ સંપ્રદાયનો વિશેષ પ્રચાર પટેલ, કાયસ્થ, કણબી, રજપૂત, ભાટ, સુથાર, દરજી, ગોલા જેવી કોમોમાં વિશેષ છે. આ સંપ્રદાયની ગાદી સૌરાષ્ટ્ર ઉપરાંત ઓડ, બોરસદ, ખેડા, વરસોળા, નડિયાદ, લિંગડા, થામણા વગેરે સ્થળે ખેડા જિલ્લામાં આવેલી છે.

**વૈષ્ણવ સંપ્રદાયની સમાજજીવન પર અસર :**

વૈષ્ણવ ધર્મે ગુજરાતી સમાજ અને ગુજરાતી સાહિત્ય પર વ્યાપક પ્રમાણમાં અસર કરી છે. ગુજરાતમાં વાણિયા, પાટિદાર વગેરે કોમો ઉપર પુષ્ટિ સંપ્રદાયની અસર વર્તાય છે. જ્યારે નીચલા વર્ગો કણબી, લોહાણા કાડી, સુથાર, કડીયા, કોળી વગેરે ઉપર સ્વામિનારાયણ, કબીરપંથ, પ્રણામીપંથ, રવિપંથ, રાધાવલ્લભ પંથ, ઉદાસીપંથ વગેરેની પકડ જોવા મળે છે. સમાજમાં વિષ્ણુની પૂજા સાથે વિષ્ણુના અવતારો જેવા કે—વરાહ, વામન, નરસિંહ, રામ, કૃષ્ણ વગેરેની પૂજા પ્રચલિત બની છે. વિષ્ણુની ભક્તિપરંપરામાં પુષ્ટિ સંપ્રદાયે કૃષ્ણની પ્રેમલક્ષણા ભક્તિનો મહિમા વધાર્યો. સમાજમાં વૈષ્ણવ મંદિરો પુષ્ટિ સંપ્રદાયનાં કેન્દ્રો બન્યાં. કૃષ્ણનું જીવનવૃતાંત, બાળલીલા, રાસલીલા, વગેરે ઘણાં લોકપ્રિય બન્યાં હતાં.

વૈષ્ણવો સંપ્રદાયના મહારાજને શ્રદ્ધાથી સન્માનતા હતા. તેમને કૃષ્ણ સ્વરૂપ માનતા. કેટલેક ઠેકાણે સર્વસ્વ અર્પણ કરવાની માન્યતા પણ પ્રચલિત હતી.

કેટલીક કોમોમાં નવવધૂને લગ્નજીવનના પ્રારંભમાં સહુ પ્રથમ મહારાજ પાસે બ્રહ્મસંબંધ લેવા મોકલવાનો રિવાજ પ્રચલિત હતો. આનો ઘણા મહારાજો મનમાન્યો લાભ ઉઠાવતા. "ॐ नमो भगवते वासुदेवायः અને श्रीकृष्ण शरणं मम" જેવા મંત્રો લોકજીભે ગુંજતા હતા. અનેક ધાર્મિક સ્ત્રી-પુરુષો તેનું અવારનવાર રટણ કરતા હતા. પુષ્ટિ સંપ્રદાયે અનેક સ્ત્રીઓને ઘેલી કરી હતી. તેમની "મરજાદ" લેવાની ભાવના વ્યાપક બની હતી. ચૂસ્ત વૈષ્ણવો કોઈના હાથની બનાવેલી રસોઈ જમતા નહિ. જમતી વખતે ગોમૂત્ર, છાણ, વગેરેથી જમીનને શુદ્ધ કરી તેના ઉપર ભોજનની થાળી મૂકી જમતા. કંઠમાં તુલસીની માળા પહેરતા. મંદિરમાં પ્રેમથી સેવા આપતા.

ઘણા વૈષ્ણવો પોતાનાં અને અન્ય કુટુંબીજનોનાં નામ કૃષ્ણ ઉપરથી રાખતા હતા. દા. ત., કૃષ્ણદાસ, વલ્લભદાસ, ગોકળદાસ, હરિવલ્લભ, હરિદાસ, ચરણદાસ, વિઠ્ઠલદાસ, રણછોડ, સારંગધર, દામોદર, દ્વારકાદાસ, નવનીતલાલ, રાધા, લક્ષ્મી, મીરાં, સુભદ્રા, ગોવર્ધન, રુક્મણિ, વ્રજલાલ, મોહનલાલ, માધવલાલ, માધવદાસ, વૃંદાવન, કનૈયાલાલ વગેરે. દરેક વૈષ્ણવ પોતાનાં બાળકોને બ્રહ્મસંબંધ લેવડાવવાનો ખાસ આગ્રહ રાખે છે. તેઓ કપાળમાં ઊભું તિલક કરે છે.

સમાજમાં મહાઓચ્છવ, ફાગ, જન્માષ્ટમી વગેરે ઉત્સવો લોકો પ્રેમથી ઊજવે છે. વૈષ્ણવ મંદિરોમાં હિંડોળા અને પારણાંના દિવસોનું મહત્ત્વ વિશેષ છે. શ્રાવણ માસમાં શરૂઆતમાં જન્માષ્ટમીના પહેલાંના દિવસોએ વિવિધ પ્રકારના હિંડોળામાં ભગવાનને ઝૂલાવવામાં આવે છે. ઘણાં મંદિરોમાં કલાત્મક હિંડોળા તૈયાર કરવામાં આવે છે. કેટલાંક મંદિરોમાં હિંડોળાને ફૂલથી, ફળથી કે રંગબેરંગી વસ્ત્રોથી સુંદર રીતે શણગારવામાં આવે છે. કેટલાંક મંદિરોમાં ચાંદીના હિંડોળા જોવા મળે છે.

વૈષ્ણવ સંપ્રદાયમાં સર્વદેવને સરખા માનેલ હોવા છતાં ચૂસ્ત પુષ્ટિમાર્ગીઓ અન્ય દેવોનું નામ લેતા નથી. કેટલેક ઠેકાણે તો ગોકુલેશના અનુયાયીઓ જયશ્રીકૃષ્ણ પણ બોલતા નથી. તેઓ એકબીજાને મળતાં "જય જય શ્રી ગોકુલેશ" બોલે છે.

સમાજમાં ભાગવત પારાયણનો મહિમા વિશેષ છે. ભાવિક ભક્તો ભાદરવા માસમાં ભાગવત સપ્તાહ બેસાડે છે. અનેક ભાવિકો કૃષ્ણના જીવન પ્રસંગોનું પ્રેમથી શ્રવણ કરે છે. ઘણા લોકો પોતાના સ્નેહીઓના પૂણ્યાર્થે ભાગવત સપ્તાહનું આયોજન કરતા હોય છે. ભાગવત પારાયણમાં વિષ્ણુના જુદા જુદા અવતારોનું વર્ણન કરવામાં આવેલ છે. ઘણા લોકો સીમંત જેવા પ્રસંગોએ મામેરું ગવડાવે છે.

**સાહિત્ય પર અસર :**

વિષ્ણુની ભક્તિની પરંપરામાં કૃષ્ણભક્તિમાં પ્રેમલક્ષણુ ભક્તિનો મહિમા વિશેષ છે. ગુજરાતનું સાહિત્ય કૃષ્ણભક્તિના રંગેરંગાયેલું જોવા મળે છે. નરસિંહ, મીરાં, પ્રેમાનંદ, દયારામ જેવા કવિઓની કૃતિઓમાં ભારોભાર કૃષ્ણભક્તિ દેખાય છે. નરસિંહ મહેતા વિષ્ણુભક્ત હતા. તેમનાં કાવ્યોમાં કૃષ્ણની બાળલીલા વર્ણવેલ છે. નરસિંહ મહેતાએ રાસલીલાને લગતાં કાવ્યો રચ્યાં છે. તેમણે એક કાવ્યમાં કહ્યું છે કે,

"અમો એવા રે, અમો એવા રે, તમો કહો છો વળી તેવા રે,
ભક્તિ કરતાં જો ભ્રષ્ટ કહેશો તો કરશું દામોદરની સેવા રે."

મીરાંએ પોતાના કાવ્યમાં "મેરે તો ગિરિધર ગોપાલ દૂસરા ન કોઈ. અને "ગોવિંદો પ્રાણ અમારો રે મને જગ લાગ્યો ખારો રે" જેવાં અનેક પદો દ્વારા કૃષ્ણભક્તિનો મહિમા ગાયો.

ભાલણે રામવિવાહ રચ્યું. ભાગવતના દશમ સ્કંધનો અનુવાદ કર્યો. પ્રેમાનંદે પુરાણોમાંથી પ્રસંગો લઈને વિવિધ આખ્યાનો રચ્યાં. તેમણે ઓખાહરણ, સુદામા ચરિત્ર, મામેરું વગેરે રચીને કૃષ્ણચરિત્રનો મહિમા ગાયો.

આ સમયે ઓખાહરણ, રુક્મિણી હરણ, પ્રહ્લાદાખ્યાન, ધ્રુવાખ્યાન. ગજેન્દ્ર-મોક્ષ, રાસપંચાધ્યાયી, સુદામાખ્યાન, ગોવર્ધનલીલા, દશાવતારની કથા વગેરે વૈષ્ણવ સંપ્રદાયને લગતા વિવિધ ગ્રંથો રચાયા.

કવિ દયારામે શૃંગારરસનાં ભક્તિનાં પદો રચી પ્રેમલક્ષણા ભક્તિનો મહિમા ગાયો. તેઓ સખીભાવે ભગવાનને ભજતા. તેમણે રસિકવલ્લભ, પુષ્ટિ પંથ રહસ્ય, અજામિલાખ્યાન, વલ્લભાચાર્યનું જીવનવૃતાંત વગેરે રચ્યાં. તેમની ગરબીઓએ ગરવી ગુજરાતણને ઘેલી બનાવી દીધી હતી. આજે પણ દયારામની ગરબીઓ અનેક ઠેકાણે ગવાય છે. તેમણે કૃષ્ણભક્તિમાં તરબોળ થઈ એક પદમાં ગાયું છે કે–

"ગરબે રમવાને ગોરી નિસર્યા રે લોલ"
રાધિકા રંગીલી અભિરામ વ્રજવાસણી રે લોલ"
તાળી લેતાં વાગે ઝાંઝર ઝૂમખાં રે લોલ,
ગરબો જોવાને ગિરધર આવીયા રે લોલ
મોહ્યા નિરખી શ્યામાનું સ્વરૂપ;...વ્રજ૦તાળી

બીજામાં ગાયું છે કે–

"રંગ રસિયા કયાં રમી આવ્યા રાસ જો,
આંખલડી રાતી ને ઉજાગરા બહુ થયા."

વળી, એક ઠેકાણે ગાયું છે કે–

"કઈ સંગે લપટાણા વાલમજી, કંઈ સંગે લપટાણા.
× × × × ×
"ચિત્ત તું શીદને ચિંતા ધરે કૃષ્ણને કરવું હોય તે કરે."

ઉપરના દાખલાઓ પરથી જણાય છે કે દયારામે પોતાનાં કાવ્યો દ્વારા શૃંગારરસને કેન્દ્રમાં રાખી પ્રેમલક્ષણા ભક્તિનો મહિમા ગાયો છે.

આમ, મધ્યકાલીન ગુજરાતી સાહિત્ય પર વૈષ્ણવ સંપ્રદાયની વ્યાપક અસર વર્તાય છે.

**વૈષ્ણવ ધર્મનાં તીર્થધામો :**

ગુજરાતમાં વૈષ્ણવ ધર્મનાં તીર્થધામોમાં બેઠકનાં સ્થળો ઉપરાંત દ્વારકા, ડાકોર, શામળાજી વગેરે નોંધપાત્ર સ્થાન ધરાવે છે.

**દ્વારકા :**

અરબી સમુદ્રને કિનારે આવેલું દ્વારકા સૌરાષ્ટ્રનું નોંધપાત્ર તીર્થધામ છે. અહીં રુક્મિણી મંદિર, સંગમઘાટ પરનું મંદિર, શ્રી ત્રિકમરાયનું મંદિર, માધવરાયનું મંદિર, દેવકીજીનું મંદિર, જગત્ મંદિર, બલદેવજીનું મંદિર, કુશેશ્વર મહાદેવ, શ્રી જાંબુવંતીજી, રાધિકાજી, શ્રી લક્ષ્મીનારાયણ, શ્રી સત્યભામાજી વગેરેનાં મંદિરો, શંકરાચાર્યની ગાદી વગેરે નોંધપાત્ર સ્થળો છે. આ સર્વમાં દ્વારકાધીશનું મંદિર મુખ્ય છે. સ્થાપત્યકીય દૃષ્ટિએ પણ તે નોંધપાત્ર છે.

દ્વારકાધીશના મુખ્ય મંદિરમાં રણછોડજીની મૂર્તિ છે. આ ચતુર્ભુજ વિષ્ણુનું ત્રિવિક્રમ સ્વરૂપ છે. જેમાં એમના નીચલા ડાબા હાથમાં શંખ, ઉપલા ડાબા હાથમાં ચક્ર, ઉપલા જમણા હાથમાં ગદા અને નીચલા જમણા હાથમાં પદ્મ હોય છે. એની બે બાજુએ ત્રિવિક્રમ અને પ્રદ્યુમનનાં મંદિરો છે. હાલના પશ્ચિમાભિમુખ મંદિરનું સ્વરૂપ ઈસુની ૧૫ મી ૧૬ મી સદીની આસપાસનું છે. આ પહેલાંના મંદિરનો ઈ. સ. ૧૪૭૩માં મહમૂદ બેગડાએ નાશ કર્યો હતો. હાલનું મંદિર મુઘલકાલમાં બંધાયું હોય તેમ લાગે છે. મંદિર ગર્ભગૃહ (નિજમંદિર), અંતરાલ, પ્રદક્ષિણા પથ, સભામંડપ, મુખમંડપો (શૃંગાર ચોકી)

વગેરેનું બનેલું છે. મંદિરનું શિખર ૧૦૦ ફૂટ ઊંચું છે. સભામંડપ કોતરણી-વાળા વિશાળ સ્તંભોના બનેલો છે. મંદિરના ઝરૂખા ક્રમે ક્રમે ઉપર જતાં નાના બનતા જાય છે. મંદિરને સાત ઝરૂખા છે. પ્રદક્ષિણા પથમાં પૂર્વ તથા દક્ષિણે ત્રિવિક્રમ તથા ઉત્તરે લક્ષ્મીનારાયણની યુગલ પ્રતિમાઓ આવેલી છે. મંદિરમાં અન્ય ઠેકાણે દિક્‌પાલ, ઈન્દ્ર, ઈશાન, કુબેર, વાયુ, વરુણ, નૈઋતિ, યમ વગેરેની મૂર્તિઓ જોવા મળે છે.

મંદિરના મુખ્ય શિખરની ચોતરફ ત્રણ ત્રણ ઊરુ શૃંગો છે. મંદિરને પાંચ મજલાનો મંડપ છે. મંદિરમાં પ્રવેશ માટેના દક્ષિણ દ્વારને સ્વર્ગદ્વાર કહે છે. તે ગોમતીને અડીને આવેલું છે. ઉત્તર તરફના દ્વારને મોક્ષદ્વાર કહે છે. એ દ્વારનો મુખ્ય દરવાજો બજારમાં પડે છે. મંદિરને અડીને દેવકીજી, જાંબુવંતી, રાધિકા, સત્યભામા વગેરેનાં સ્થાનકો છે. મંદિરમાં યોગાસનમાં બેઠેલ એક વિષ્ણુની ચતુર્ભુજ પ્રતિમા જોવા મળે છે. આ ઉપરાંત માધવરાય અને પ્રદ્યુમનજીનાં મંદિરો પણ નિકટમાં છે. (જુઓ ચિ. નં. ૧૧)

દ્વારકાના મંદિરમાં પૂજાનો અધિકાર, ગુગળી બ્રાહ્મણોના હાથમાં છે. હમેશાં હજારો યાત્રાળુઓ અહીં આવે છે. જન્માષ્ટમીના દિવસે અહીં ભવ્ય ઉત્સવ ઊજવાય છે.

**શામળાજી :**

સાબરકાંઠા જિલ્લામાં આવેલું શામળાજી એક વૈષ્ણવ તીર્થ છે. અહીં મેશ્વો નદીના કિનારે વિષ્ણુનું એક વિશાળ મંદિર આવેલું છે. આ મંદિર સોળમા સૈકાનું મનાય છે. અહીં ત્રિવિક્રમ સ્વરૂપના વિષ્ણુની પ્રતિમા પૂજાય છે. મંદિર ગર્ભગૃહ, પ્રદક્ષિણાપથ, અંતરાલ, ગૂઢમંડપ, શૃંગાર ચોકીઓથી શોભે છે. અહીંની સેવા (સેવ્ય) પ્રતિમા લગભગ ચારેક ફૂટ ઊંચી છે. ચતુર્ભુજ છે. તેના જમણા ઉપલા હાથમાં ગદા, નીચલા જમણા હાથમાં પદ્મ, ડાબા ઉપલા હાથમાં ચક્ર અને ડાબા નીચલા હાથમાં શંખ આવેલ છે. મંદિર પૂર્વાભિમુખ છે. તેની ચારે બાજુ શૈવ અને વૈષ્ણવ સંપ્રદાયોનાં શિલ્પો શોભી રહ્યાં છે. મંદિરની બહારની દીવાલોના નરથરમાં રામાયણ, ભાગવત અને મહા-ભારતના પ્રસંગો કંડારેલ છે.

હાલમાં આ મંદિરનો જીર્ણોદ્ધાર થતાં ખંડિત શિલ્પોની જગ્યાએ નવાં શિલ્પો બેસાડયાં છે. (જુઓ. ચિ. નં. ૧૦)

**ડાકોર :**

ગુજરાતના ખેડા જિલ્લામાં આવેલું ડાકોર એ વૈષ્ણવ સંપ્રદાયનું સુપ્રસિદ્ધ તીર્થધામ છે. અહીં રણછોડજીનું વિશાળ મંદિર આવેલું છે. દ્વારકાધીશની જેમ અહીં પણ પ્રતિમા ચતુર્ભુજ ત્રિવિક્રમ સ્વરૂપના વિષ્ણુભગવાનની છે. તેને દ્વારકાથી ભક્ત બોડાણા લાવ્યા તેવી અનુશ્રુતિ પ્રચલિત છે. આ મૂર્તિ લાવતાં કાબાઓના હાથે બોડાણાનો વધ થયો હતો.

હાલનું મંદિર પેશ્વાના શરાફ ગોપાળ જગન્નાથ તાંબેકરે ઈ.સ. ૧૭૭૨માં દક્ષિણની સ્થાપત્ય શૈલીના આધારે બંધાવ્યું. અહીંનું મંદિર સર્વને માટે ખુલ્લું છે. અહીં દર આસો અને કારતક સુદ પૂર્ણિમાએ મેળો ભરાય છે. સામાન્ય દિવસોમાં પૂર્ણિમાએ અનેક યાત્રાળુઓ દર્શનાર્થે આવે છે.

**ગુજરાતની કેટલીક નોંધપાત્ર વિષ્ણુની પ્રતિમાઓ :**

વૈષ્ણવ સંપ્રદાયના આરાધ્યદેવ વિષ્ણુ મનાય છે. વિષ્ણુ એટલે હિંદુઓના અગ્રગણ્ય દેવ, જગતનું પાલન કરનારા, વિશ્વપાલક. ભારતીય સંસ્કૃતિમાં વિષ્ણુનાં ચોવીસ સ્વરૂપો અને એક હજાર નામ પ્રચલિત છે. ચોવીસ સ્વરૂપોની પ્રતિમા ઊભી છે. એમના કોઈ ભંગ નથી. ચારે હાથમાં આયુધો છે. માથે કિરીટ મુકુટ ધારણ કરેલા હોય છે. આયુધોમાં અનુક્રમે શંખ, ચક્ર, ગદા, પદ્મ જણાય છે. વિષ્ણુની પ્રતિમાના ચાર હાથમાં જુદાં જુદાં આયુધો ધારણ કરાવીને જુદાં જુદાં સ્વરૂપો પ્રયોજાય છે. રૂપમંડન નામના મૂર્તિશાસ્ત્રના ગ્રંથમાં આયુધોના જુદા જુદા ક્રમ પ્રમાણે વર્ગ પાડીને વિષ્ણુનાં ૨૪ સ્વરૂપો જણાવેલ છે.

કેટલાક ગ્રંથોમાં આયુધોમાં થોડોક તફાવત જણાય છે, પણ રૂપમંડનની યાદી સંપૂર્ણ મનાય છે. એનો ભેદ આયુધાદિ ક્રમ પ્રમાણે જણાવેલ છે. હાથોનાં આયુધોના ક્રમ બદલાતાં વિષ્ણુનું સ્વરૂપ બદલાય છે.

**વિષ્ણુની વિશિષ્ટ પ્રતિમાઓ :**

ગુજરાતમાંથી સામાન્ય રીતે વિષ્ણુનાં બધાં જ સ્વરૂપોની પ્રતિમાઓ જુદે જુદે ઠેકાણેથી મળે છે. દા.ત., અનાવડા (પાટણ પાસે,) નારાયણ સરોવર–કચ્છ અચલેશ્વર મહાદેવ (આબુ), પાટણ વગેરે સ્થળોએ વિષ્ણુની કેટલીક નોંધપાત્ર પ્રતિમાઓ જોવા મળે છે.

**(૧) ત્રિવિક્રમ (શામળાજી) :**

વિષ્ણુના ત્રિવિક્રમ સ્વરૂપની એક માનવકદની ભવ્ય પ્રતિમા પંદરમી સદીના ઉત્તરાર્ધમાં બંધાયેલ શામળાજીમાં દેવગદાધરના મંદિરમાં છે, આ પ્રતિમા ચતુર્ભુજ

છે. જમણા ઉપલા હાથમાં ગદા, નીચલો હાથ અભયમુદ્રામાં પદ્મ સાથે, ડાબા ઉપલા હાથમાં ચક્ર અને ડાબા નીચલા હાથમાં શંખ જોવામાં આવે છે.

આ પ્રતિમા વિશે લોકોમાં કેટલીક દંતકથાઓ પ્રચલિત છે. એક અનુશ્રુતિ અનુસાર જાણવા મળે છે કે "એક વખત શામળાજી ઉપર મુસલમાનોનું આક્રમણ થવાની અફવા ફેલાતાં એક ભકતે કેટલીક પ્રતિમાઓને તળાવમાં સંતાડી દીધી. થોડાક સમય બાદ તપાસ કરતાં એ પ્રતિમાઓ જડી નહીં. વાત વિસારે પડી. કેટલાક વખત બાદ તળાવની બાજુની જમીન ખેડતાં એક ભીલના હળ સાથે કંઈક અથડાયું. ભીલે ઊંડુ ખોદતાં પ્રતિમાઓ હાથ લાગી. સર્વ પ્રતિમાઓને બહાર કાઢીને પલાશના વૃક્ષ નીચે મૂકવામાં આવી. તેની આસપાસ એક ઈંટેરી મંદિર બંધાવ્યું. સમય જતાં ત્યાં પથ્થરનું મંદિર બંધાયું."

બીજી એક અનુશ્રુતિ પ્રમાણે જાણવા મળે છે કે 'એક વખત આ ભીલને ત્યાં પ્રતિમાઓ મળ્યા બાદ એક વણિક પોતાનું લેણું વસૂલ કરવા ગયો. વણિક ખેતરનું અનાજ તોલતો ગયો પણ અનાજનો ઢગલો ઓછો થાય જ નહિ. વણિકે આનું કારણ ન સમજાતાં તપાસ કરી તો જાણવા મળ્યું કે આ પેલી પ્રતિમાઓનો પ્રતાપ છે. વણિકે પોતાનું સર્વ લેણું જતું કર્યું અને ત્યાં શામળિયાનું એક મંદિર બંધાવ્યું."

ત્રીજી એક અનુશ્રુતી અનુસાર જાણવા મળે છે કે મુખ્ય મંદિરમાં પ્રતિમાઓ પધરાવતી વખતે એક પ્રશ્ન ઉપસ્થિત થયો કે આ બે મૂર્તિઓમાંથી અસલ મૂર્તિ કઈ ? પૂજારી અને રાજવી બંને અકળાયા. તે રાત્રે રાજવીને સ્વપ્ન આવ્યું કે "જે મૂર્તિમાંથી ગોપાલ સંભળાય તેને અસલ માનવી." આથી રાજાએ બીજા દિવસે પ્રતિમાઓ તપાસી, અંતે ભીલની પાસેથી મળેલી પ્રતિમાના મુખમાંથી ગોપાલ શબ્દ સંભળાતાં તેને મંદિરમાં પધરાવી.

આ સર્વ ઉપરથી એટલું ફલિત થાય છે કે પ્રાચીનકાલમાં મુસલમાનોના આક્રમણ સમયે પ્રતિમાઓને ખંડિત થવાના ભયથી સંતાડી દેવામાં આવી હશે. સમય જતાં વાત ભુલાઈ ગઈ હશે. પાછળથી પ્રતિમાઓ જડતાં તેને પધરાવી હશે. હાલમાં આ પ્રતિમાની શામળાજીમાં વિશિષ્ટ રીતે પુષ્ટિ સંપ્રદાય અનુસાર પૂજા થાય છે. પૂજાનો અધિકાર મોડાસાના ઉદુમ્બર બ્રાહ્મણ શ્રી શિવપ્રસાદ શામળદાસ રણા ધરાવે છે. 'દેવગદાધર' ઉદુમ્બર બ્રાહ્મણોના ઈષ્ટદેવ મનાય છે.

**વિશ્વરૂપ (શામળાજી) :**

વિષ્ણુની વીસ હાથ ધરાવતી પ્રતિમાને વિશ્વરૂપ વિષ્ણુ તરીકે ઓળખવામાં આવે છે. આ વિશ્વરૂપની એક પ્રતિમા શામળાજીમાં મેશ્વો નદીના કિનારે આવેલ

રઘુનાથજીના મંદિરમાં આવેલી છે. આ પ્રતિમા હાલમાં 'કળશી છોકરાની મા' તરીકે પૂજાય છે. અહીંના આદિવાસીઓ પોતાના બાળકની રક્ષા માટે આની માનતા માને છે. આ સ્થળે આવેલ કોઈપણ આદિવાસી સ્ત્રી આનાં દર્શન કર્યા સિવાય ઘેર જતી નથી. પ્રતિમા ત્રિમુખ અને અષ્ટભુજ છે. ચોથું મુખ પાછળની બાજુએ હોઈ શકે. પ્રતિમા ઉપર પીતાંબર અને કંદોરો સ્પષ્ટ રીતે કંડારેલ છે. પ્રતિમાના ખભા ઉપર ત્રેવીસ જેટલી પ્રતિમાઓ જેવી કે હયગ્રીવ, ત્રિમુખ શિવ, બ્રહ્મા, રામ, બલરામ, કૃષ્ણ, વરાહ, ઈન્દ્ર, અગ્નિ, સૂર્ય ,ચંદ્ર વગેરે જોવા મળે છે. પ્રતિમાના પગ પાસે અનંત નાગની પ્રતિમા છે. આવી એક પ્રતિમા કઠલાલ; (જિ. ખેડા)માં પણ આવેલી છે.

### ત્રિવિક્રમ વિષ્ણુ (ગઢા શામળાજી) :

સાબરકાંઠા જિલ્લામાં શામળાજી પાસેના રાધીવાડાથી લગભગ ચાર કિ.મી. ને અંતરે ગઢા–શામળાજી નામનું એક પ્રાચીન સ્થળ આવેલું છે. શામળાજીનું મૂળ સ્થાન અહીં હતું એમ મનાય છે. અહીંના એક પ્રાચીન મંદિરમાં વિષ્ણુની એક સુંદર કાળા પથ્થરની ચતુર્ભુજ પ્રતિમા આવેલી છે. પ્રતિમાની આસપાસના પરિકરમાં દશાવતારની પ્રતિમાઓ કંડારેલ છે. પ્રતિમાના જમણા ઉપલા હાથમાં ગદા, નીચલા જમણા હાથમાં પદ્મ, જ્યારે ડાબા ઉપલા હાથમાં ચક્ર અને ડાબા નીચલા હાથમાં શંખ ધારણ કરેલ છે. માથે કિરીટ મુકુટ અને કાનમાં કુંડળ છે. ગળામાં એકાવલી હાર છે. આયુધોનો ક્રમ જોતાં આ વિષ્ણુના ત્રિવિક્રમ સ્વરૂપની પ્રતિમા છે. આ પ્રતિમા લગભગ સોળમી સદીની હોવાનું અનુમાન છે. (જુઓ ચિ. નં. ૮)

### લક્ષ્મીનારાયણ વિષ્ણુ (રાધીવાડા) :

શામળાજી પાસે રાધીવાડા નામે ગામના એક પ્રાચીન મંદિરમાં લક્ષ્મી-નારાયણ તરીકે પૂજાતી વિષ્ણુની એક સુંદર પ્રતિમા આવેલી છે. વિષ્ણુ સાથે લક્ષ્મી છે. બંને ઊભા દર્શાવેલ છે. પાછળ દશાવતારનું પરિકર છે. પ્રતિમા ચતુર્ભુજ છે. આયુધોમાં ગદા, શંખ વગેરે સ્પષ્ટ જણાય છે. (જુઓ ચિ. નં. ૯)

### ઉપેન્દ્ર–વિષ્ણુ (મોડાસા) :

સાબરકાંઠા જિલ્લામાં માજુમ નદીના કિનારે આવેલું મોડાસા એક પ્રાચીન ઐતિહાસિક સ્થળ છે. અહીં ઈ.સ. ૧૯૪૦ માં નદીના તટમાંથી સબલપુર પાસેથી એક વિષ્ણુની અને બીજી માનવગરુડની પ્રતિમા મળી હતી. વિષ્ણુની પ્રતિમા કાળા લીસા પથ્થરની માનવ કદની છે. ઉપલા જમણા હાથમાં ગદા, નીચલા

જમણા હાથમાં શંખ, ઉપલા ડાબા હાથમાં ચક્ર અને નીચલા ડાબા હાથમાં પદ્મ ધારણ કરેલ છે. આયુધોનો ક્રમ જોતાં તે વિષ્ણુના ઉપેન્દ્ર સ્વરૂપની પ્રતિમા હોવાનું જણાય છે. પ્રતિમાની સાથે મળેલ ગરુડની પ્રતિમા દ્વિમુખ અને અંજલિ મુદ્રામાં છે. ગળામાં નાગ વિંટાળેલ છે. પીઠ ઉપરની અર્ધ ખુલેલી પાંખો પ્રતિમાને ગૌરવવંતી બનાવે છે.

### આદિવરાહ વિષ્ણુ :

મોડાસા પાસે માઝુમ નદીના તટમાંથી વિષ્ણુના ત્રીજા અવતાર વરાહની લગભગ બારમી સદીની હોવાનું મનાતી એક સુંદર પ્રતિમા મળી આવેલ છે. આ પ્રતિમા દોડવાની તૈયારી કરતા વરાહની છે. મોઢા નીચે નાગ માનવસ્વરૂપ કંડારેલ છે. નાગના પૂંછડાવાળો ભાગ વરાહના ચારે પગમાં થઈ પૂંછડાને મળે છે. વરાહ અને નાગના પૂંછડાની ગાંઠ પાડી છે. વરાહના ડાબા પડખે શેષનાગની બાજુમાં પૃથ્વીની નાની મૂર્તિ કોતરેલ છે. વરાહની પીઠ ઉપર હાથી અને બ્રહ્માની પ્રતિમા કંડારેલ છે. ડાબીબાજુએ આગળના અને પાછળના પગ પાસે ચક્ર તથા શંખ છે, જ્યારે પૂંછડા આગળ પદ્મ અને ગદા બતાવેલ છે. ગુજરાતમાં આ એક વિરલ પ્રતિમા છે. હાલમાં આ પ્રતિમા સબલપુરના મંદિરમાં રાખેલ છે. તેની વ્યવસ્થિત રીતે પૂજા થાય છે.

### શેષશાયી વિષ્ણુ (દાહોદ) :

શેષશાયી વિષ્ણુની કેટલીક પ્રતિમાઓ ગુજરાતમાંથી મળે છે. વિષ્ણુએ શેષ-નાગ ઉપર શયન કર્યું માટે તે શેષશાયી વિષ્ણુ તરીકે ઓળખાય છે. પંચમહાલ જિલ્લાના દાહોદ ગામના તળાવમાંથી શેષશાયી વિષ્ણુની એક સુંદર મૂર્તિ મળી આવેલ છે. તેનું પ્રતિમાવિધાન અત્યંત સુંદર છે. વિજાપુર પાસેના મહુડીના કોટયર્કજીના મંદિરમાં આવી એક સુંદર પ્રતિમા આવેલ છે.

### નૃસિંહ (આબુ) :

ગુજરાતમાં પાટણ, ડભોઈ, વડોદરા અને સૌરાષ્ટ્રમાં વિવિધ સ્થળોએ વિષ્ણુના નૃસિંહ અવતારનાં મંદિરો જોવા મળે છે. કદવારના વરાહમંદિરમાં નૃસિંહની ગરુડારૂઢ પ્રતિમા છે. આબુમાં વિમલવસહિની છતમાં નૃસિંહ સ્વરૂપની એક સુંદર પ્રતિમા છેતાલીસ નંબરની દેરીના આગળના મંડપની છતમાં કોતરેલી છે. આવી આ એક જ મૂર્તિ છે. આયુધોમાં ચક્ર, પદ્મ, ગદા અને શંખ દેખાય છે. સૌરાષ્ટ્રમાં માધવપુર પાસે આવું એક સુંદર શિલ્પ આવેલું છે.

### ગોવર્ધનધારી વિષ્ણુ (પાટણ) :

વિષ્ણુના આ સ્વરૂપની એક સુંદર પ્રતિમા પાટણના ગોવર્ધનધારી મંદિરમાં આવેલી છે. આ પ્રતિમા લગભગ ૪॥ ફૂટની છે. કાળા આરસમાંથી બનાવેલ છે. તેમાં ભગવાન શ્રીકૃષ્ણને પગમાં આંટી વાળીને ઊભેલા દર્શાવેલ છે. બે હાથ પૈકી ડાબા હાથે ટચલી આંગળી ઉપર ગોવર્ધન પર્વત ધારણ કરેલ છે. બીજો જમણો હાથ છાતી પાસે, પગમાં પદ્મ, પાછળ પીઠિકામાં બંને બાજુ શિવ, બ્રહ્મા, પ્રહ્લાદ, નારદ, ધ્રુવ, અંબરિષ, ભીષ્મ, શુકદેવ વગેરે લાકડીઓ વડે પર્વતને ટેકો આપતા દર્શાવેલ છે. કૃષ્ણની પીઠિકામાં સામાન્ય રીતે દશાવતારો કોતરવાની પ્રથા હોય છે. આથી આ એક વિશિષ્ટ પ્રતિમા કહેવાય છે.

### દ્વારકાધીશ વિષ્ણુ :

વિષ્ણુની આ પ્રતિમા પણ નોંધપાત્ર છે. દ્વારકાના દ્વારકાધીશના મંદિરની આ સેવ્ય પ્રતિમા છે. આ વિષ્ણુના ત્રિવિક્રમ સ્વરૂપની પ્રતિમા છે. નીચલા જમણા હાથમાં પદ્મ, ઉપલા જમણા હાથમાં ગદા, ઉપલા ડાબા હાથમાં ચક્ર અને નીચલા ડાબા હાથમાં શંખ ધારણ કરેલ છે. નીજ મંદિરમાં સ્થપાયેલ છે.

આ જ પ્રમાણે ડાકોરના રણછોડજીના મંદિરમાં પણ આવા જ વિષ્ણુની એક સેવ્ય પ્રતિમા છે. નીજમંદિરમાં આવેલી છે. રોજ તેનું પુષ્ટિ સંપ્રદાય પ્રમાણે પૂજન અર્ચન થાય છે.

### કૃષ્ણાવતાર વિષ્ણુ :

વિષ્ણુના આ સ્વરૂપની પ્રતિમા ગુજરાતના પંચમહાલ જિલ્લાના દેવગઢ-બારિયા તાલુકાના સગદાળા ગામમાંથી મળી આવેલ છે. આ ગામ બારિયાથી છોટાઉદેપુર જવાના માર્ગે લગભગ ૭૮ કિ. મી. દૂર આવેલું છે.

આશરે ૧૫ થી ૧૬મી સદીની મનાતી, પારેવા પથ્થરની આ પ્રતિમા ૧૨ સે.મી. ઊંચી અને ૬૦ સે.મી. પહોળી છે. જેમાં ચતુર્ભુજ શ્રીકૃષ્ણ ત્રિભંગમાં ઊભેલા દર્શાવેલા છે. તેમના જમણા હાથમાં ગદા અને નીચેના જમણા હાથમાં શંખ છે. જ્યારે ઉપરના ડાબા હાથમાં પદ્મ અને નીચેના ડાબા હાથમાં ચક્ર છે. રૂપમંડનમાં જણાવ્યા પ્રમાણે આ વિષ્ણુના ચોવીસ અવતારોમાંનું શ્રી કૃષ્ણ સ્વરૂપ છે. કૃષ્ણના માથે કિરીટ મુકુટ છે. તેની આસપાસ ગાયો અને ગોપીઓ દર્શાવેલ છે. જમણી બાજુએ તળિયેથી ઉપરના ક્રમમાં મત્સ્ય, વરાહ, વામન તથા રામ અને બુદ્ધના અવતારો દર્શાવેલા છે. જ્યારે ડાબી બાજુએ કૂર્મ,

નરસિંહ, પરશુરામ, વિષ્ણુ અને કલ્કિ અવતારો દર્શાવેલ છે. વિશિષ્ટ ત્રિભંગમાં પગની આંટી મારેલ છે. આ પ્રતિમાની વિશેષતા એ છે કે તેમાં વિષ્ણુના દશાવતારમાં કૃષ્ણને સ્થાને વિષ્ણુની પ્રતિમા બતાવેલ છે. આનું કારણ એ હોઈ શકે કે આ પ્રતિમા કૃષ્ણની હોવાથી આજુબાજુના પરિકરના દશાવતારમાં કૃષ્ણને બદલે વિષ્ણુની પ્રતિમા દર્શાવી હોય. ચતુર્ભુજ સ્વરૂપમાં વિષ્ણુનાં આયુધો સહિત શ્રીકૃષ્ણની કદાચ આ વિરલ મૂર્તિ હશે.

ટૂંકમાં, ગુજરાતમાં આ ઉપરાંત માંગરોળ, માધવપુર, પાટણ, વડનગર, વઢવાણ, મોઢેરા, વેરાવળ, શામળાજી, પાવાગઢ વગેરે અનેક સ્થળોએ વિષ્ણુની ૯ મીથી ૧૪મી સદીની પ્રતિમાઓ મળતાં ગુજરાતમાં આ સંપ્રદાય ઘણો લાંબો સમય ટક્યો હોવાનું જણાય છે.

## સંદર્ભ ગ્રંથો


(૧) ડૉ. હ. ગ. શાસ્ત્રી — ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ.

(૨) દુ. કે. શાસ્ત્રી — (૧) વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ. (૨) ગુજરાતનાં તીર્થસ્થાનો.

(૩) પ્રો. ર. છો. પરીખ, ડૉ. હ. ગ. શાસ્ત્રી (સં.) — (૩) ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ ગ્રંથ ૪, ૫, ૬, ૭.

(૪) પુષ્કરભાઈ ગોકાણી, ડૉ. જયંતિલાલ ઠાકર (સં.) — દ્વારકા.

(૫) ડૉ. નવીનચંદ્ર આચાર્ય — શામળાજી.

# ૪

# શાકત સંપ્રદાય અને અન્ય હિંદુ દેવોની આરાધના

## (૧) શાકત સંપ્રદાય :

ભારતમાં શાક્ત સંપ્રદાય ઘણા પ્રાચીન કાળથી પ્રચલિત છે. હડપ્પીય સંસ્કૃતિના અવશેષોમાંથી શાક્ત (માતૃદેવી)ની પ્રતિમાઓ મળી આવેલ છે. આ સ્થળોએથી મળેલ પ્રતિમાઓ દરેક મકાનમાંથી મળી આવેલ છે. તેથી તેની ઉપાસના ઘેર ઘેર થતી હોય તેમ જણાય છે. મોહેં-જો-દડોની એક મુદ્રા પર લાંછનમાં એક દેવીને પીપળાના થડની બે ડાળીઓ વચ્ચે ઊભેલી આલેખવામાં આવી છે. હડપ્પાની એક મુદ્રા પર લાંછનમાં એની યોનિમાંથી વૃક્ષનો અંકુર ફૂટતો બતાવ્યો છે. આ પરથી આ દેવી વનસ્પતિ સાથે સંબંધ ધરાવતી હોય તેમ લાગે છે. બલુચિસ્તાન, સુમેર, સીરિયા, ક્રીટ, મિસર જેવા દેશોમાં આવી સર્જકશક્તિની ઠેર ઠેર ઉપાસના થતી હતી. લોકો તેને **"માતૃદેવી"** તરીકે આરાધતા.

વેદકાલમાં ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ વગેરેમાંથી શક્તિપૂજા વિશેના ઉલ્લેખો મળે છે. ઋગ્વેદમાં "અદિતિ" માતાનું વર્ણન છે. ઉષાદેવીનાં સૂક્તોમાં શક્તિનો કુમારીભાવ બતાવ્યો છે. આરણ્યકોમાં ત્રિપુરાનો ઉલ્લેખ મળે છે. આ ઉપરાંત ગાયત્રી, સાવિત્રી, સરસ્વતી વગેરે નામો બ્રાહ્મણ તથા આરણ્યક ગ્રંથોમાંથી મળે છે. પુરાણોમાં કૂર્મપુરાણમાં શક્તિપૂજાનો મહિમા ગાયો છે. આ ઉપરાંત દેવી ભાગવત, કાલિકાપુરાણ, શક્તિસંગમતંત્ર, લક્ષ્મીતંત્ર, શ્યામા રહસ્ય, શાકતક્રમ, કાલિકાકારકૂટ વગેરે ગ્રંથોમાંથી દેવીપૂજાને લગતી ઘણી માહિતી મળે છે.

શક્તિસંપ્રદાયના અનુયાયીઓ શાક્તો તરીકે ઓળખાતા. શાક્તો પૂજા દ્રવ્યમાં સ્ત્રી, માંસ, મદ્ય વગેરેનો ઉપયોગ કરતા. તેઓ આને દેવી ઉપાસનાનું મહત્ત્વનું અંગ માને છે. આ લોકો વામમાર્ગીઓ તરીકે ઓળખાય છે. કેટલાક લોકો યંત્ર મંત્ર દ્વારા શક્તિની ઉપાસના કરે છે શક્તિના યંત્રને "શ્રી ચક્ર" કહે છે. દેવીભાગવતમાં શક્તિપૂજાનાં સ્થાનો અને નામોનો ઉલ્લેખ છે. અહીં ૧૦૮ દેવીનાં નામ આપેલ છે. આ સર્વમાં ભદ્રા, જયા, કાલી, મહાલક્ષ્મી, ઉમા,

પ્રચંડા, ચંડિકા વગેરે નોંધપાત્ર છે. દેવીપીઠોમાં કાશી, પુષ્કર, હરદ્વાર, દ્વારકા, વૃંદાવન વગેરે અગત્યનાં સ્થળો મનાય છે.

ગુજરાતનાં શાક્તપીઠોમાં આરાસુરમાં (અંબિકાપીઠ) ગિરનારમાં અને પાવાગઢમાં, (કાલિકાપીઠ) છે. ચુંવાળમાં બહુચરાજીનું સ્થાનક, પોરબંદર પાસે હરસિદ્ધિ દેવીપીઠ, કચ્છમાં નારાયણ સરોવર પાસે આશાપુરી માતાનો ગઢ, ઓખાબંદરમાં અભયામાતા પીઠ, દ્વારકામાં રુક્મિણી, ચંદ્રભાગા, ભદ્રકાલીપીઠ, હળવદમાં સુંદરીપીઠ, નર્મદાતટે અનસૂયા ક્ષેત્ર, વગેરે નોંધપાત્ર દેવી સ્થાનો છે.

## ગુજરાતમાં દેવીપૂજાનો પ્રચાર :

ગુજરાતમાં ઘણા પ્રાચીનકાલથી શાક્ત સંપ્રદાય પ્રચલિત હતો. દ્વારકાના પ્રદેશમાં શ્રીકૃષ્ણે વસવાટ કર્યો તે વખતથી સૌરાષ્ટ્રમાં શાક્ત સંપ્રદાય અસ્તિત્વ ધરાવતો હતો એમ પુરાણો પરથી જાણવા મળે છે. આરાસુરની દેવી અંબિકા-પીઠ ઘણું પ્રાચીન સ્થાન મનાય છે. અનુશ્રુતિ પ્રમાણે જાણવા મળે છે કે શ્રીકૃષ્ણનો ચૌલકર્મ સંસ્કાર આ સ્થળે થયો હતો અને રુક્મિણી દેવી અંબિકાના પૂજન માટે આ સ્થળે આવ્યાં હતાં. ત્યાંથી તેમનું હરણ થયું હતું. આ વિશે કોઈ ઐતિહાસિક પ્રમાણ મળતું નથી. તેમ છતાં તેના પરથી એટલું સ્પષ્ટ થાય છે કે ગુજરાતમાં ઘણા પ્રાચીનકાળથી શક્તિપૂજા પ્રચલિત હતી. ક્ષત્રપકાલમાં દેવીપૂજા પ્રચલિત હતી તેમ ગુજરાતમાંથી મળેલ કેટલીક ક્ષત્રપકાલીન દેવી પ્રતિમાઓ ઉપરથી જાણવા મળે છે.

શામળાજી અને તેની આસપાસના પ્રદેશમાંથી નીચેની કેટલીક નાની મોટી ક્ષત્રપકાલીન હિંદુદેવીઓની પ્રતિમાઓ મળી આવેલ છે: (૧) કમરે હાથ દઈ ત્રિભંગમાં ઊભેલી અને પગ પાસે ઊભેલા નાના બાળક સાથેની પક્ષી કે કોઈની દેવીની પ્રતિમા (૨) માતા અને શિશુની અર્ધકાય ખંડિત મૂર્તિ (૩) ભીલડી વેશે ઊભેલી પાર્વતીની પ્રતિમા (૪) શામળાજીમાંથી મળેલ ચામુંડાદેવીની ઊભી પ્રતિમા.

આ ઉપરાંત આ પ્રદેશમાંથી કેટલીક સપ્તમાતૃકાઓની ક્ષત્રપકાલીન પ્રતિમાઓ મળી આવેલ છે.

આ સર્વ ઉપરથી જણાય છે કે ક્ષત્રપકાલમાં ગુજરાતમાં શક્તિપૂજા પ્રચલિત હતી. આ સમયે શક્તિપૂજા મહદ્ અંશે શૈવસંપ્રદાય સાથે સંકળાયેલ હતી. તેનો કોઈ સ્વતંત્ર સંપ્રદાય તરીકે વિકાસ થયો હોય તેમ જણાતું નથી.

મૈત્રકકાલમાં પણ શાક્ત સંપ્રદાય ગુજરાતમાં પ્રચલિત હતો તેમ મૈત્રક રાજવી ધ્રુવસેનના તામ્રપત્ર ઉપરથી જણાય છે. આ રાજવીના દાનપત્રમાં દેવીનું નામ

"કોટ્ટમ્મહિકા" આપેલ છે. દાન સૌરાષ્ટ્રમાં આવેલ ત્રિસંગમક નામે ગામમાં આવેલ દેવીમંદિરને આપેલું હતું. અહીં આવેલ દેવીની પ્રતિમા દુર્ગાના રૌદ્ર સ્વરૂપની હોવાનું ડૉ. હ. ગં. શાસ્ત્રી માને છે. ધરસેન ત્રીજાના દાનપત્રમાં 'શંકરિકા' નામે દેવી મંદિરનો ઉલ્લેખ છે. ધ્રુવસેન બીજાના એક દાનશાસનમાં દેવી-ક્ષેત્રનો ઉલ્લેખ છે. "કોટ્ટમ્મહિકા" દેવીના ઉલ્લેખવાળા તામ્રપત્રમાં દેવપૂજાનો ઉલ્લેખ છે તેમાં ગન્ધ, પુષ્પ, ધૂપ, અને દીપના તેલ માટે ગામના ગંજ(ખજાનો)માંથી રોજનો એક રૂપિયો આપવાનું જણાવ્યું છે. આ ઉપરાંત ગુહિલોત્પતિની પ્રણાલિ કથામાં વલભીના છેલ્લા રાજા શીલાદિત્યની રાણી વલભી વિનાશના સમયે અંબાજીની યાત્રાએ ગઈ હોવાનું જણાવ્યું છે. આ સર્વ ઉલ્લેખો પરથી એટલું સ્પષ્ટ થાય છે કે મૈત્રકકાલમાં ગુજરાતમાં શાક્ત સંપ્રદાય વ્યાપક રીતે વિસ્તરેલ હતો.

ચાવડા વંશના રાજવીઓએ પણ દેવીમંદિરો બંધાવ્યાં હતાં. વનરાજે કંટકેશ્વરીનું, લહરે વિંધ્યવાસિનીનું, યોગરાજે ભટ્ટારિકા યોગેશ્વરીનું તથા આહડે કંટકેશ્વરીનું મંદિર બંધાવ્યું હતું. આ સર્વ ઉપરથી ચાવડાઓના સમયમાં ગુજરાતમાં દેવપૂજા પ્રચલિત હતી તેમ જણાય છે.

ગુજરાતમાં સોલંકીકાલ દરમ્યાન દેવીપૂજાનો વ્યાપક રીતે પ્રચાર થયો હોય તેમ તત્કાલીન અભિલેખો, સાહિત્ય, શિલ્પ અને સ્થાપત્યના અવશેષો ઉપરથી જણાય છે. આ સમયે દેવીપૂજા સરસ્વતી, અંબિકા, મહાકાલી, શીતળા, દુર્ગા, વગેરે નામે પ્રચલિત હતી.

સિદ્ધરાજ જયસિંહના સમયમાં દેવી ભટ્ટારિકાનું મંદિર બંધાયું હતું. દેવમાલાનું લિંબોજી માતાનું મંદિર તથા મિયાણીનું હરસિદ્ધિ માતાનું મંદિર ચૌલુક્યકાલીન હોવાનું મનાય છે. આ સમયે રચાયેલા કવિ સોમેશ્વર રચિત સુરથોત્સવ કાવ્યમાં પાંચ શ્લોક દુર્ગાને લગતા છે. કવિ બાલચંદ્રના વસંત-વિલાસમાં શરૂઆતમાં સરસ્વતીનું વર્ણન કરેલ છે. ચ. પ્ર.માં અંબિકાદેવીનો ઉલ્લેખ મળે છે. વિ. સં. ૧૩૫૨માં લખાયેલ વિવેકમંજરી નામના ગ્રંથની હસ્તપ્રતમાં સરસ્વતીનું ચિત્ર જોવા મળે છે. આબુ ઉપરના લૂણિગવસહિ મંદિરમાં સરસ્વતીની પ્રતિમા કંડારેલ છે. પાટણમાં અષ્ટાપદજીના જૈનમંદિરમાં આવેલી એક અંબિકાની પ્રતિમાની પાટલીમાં વિ. સં. ૧૩૧૮નો લેખ જોવા મળે છે. વિ. સં. ૧૩૨૦ (ઈ.સ. ૧૨૬૪)ના કાંટેલામાંથી મળેલા લેખમાં સૌરાષ્ટ્રમાંના અધિકારી સામંતસિંહે ચંડિકાની મૂર્તિ પધરાવ્યાનો ઉલ્લેખ છે. વિ. સં. ૧૩૨૮(ઈ.સ. ૧૨૭૨)ના કચ્છના 'રવ' ગામમાંથી મળેલા લેખમાં

રવેચી માતાનો ઉલ્લેખ છે. ધીણોજનું વાઘેશ્વરી માતાનું મંદિર તેરમી સદીનું હોવાનું મનાય છે.

ઉપરના સર્વ ઉલ્લેખો પરથી સ્પષ્ટ થાય છે કે સોલંકીકાલ દરમિયાન અંબિકા, સરસ્વતી, ચંડિકા, મહાકાલી, વગેરે દેવીઓની પૂજા પ્રચલિત હતી. અંબિકા જૈનોની આરાધ્ય દેવી મનાતી હતી. અનેક જૈનમંદિરોમાંથી અંબિકાની પ્રતિમા મળી આવેલ છે.

સલ્તનતકાલ દરમિયાન ગુજરાતમાં ઈસ્લામનો પ્રસાર વધતાં અનેક હિંદુ દેવળોનો નાશ થયો. તેના પરિણામે વિવિધ ધર્મસંપ્રદાયોનો પ્રચાર સ્થગિત થઈ ગયો. આમ છતાં શાક્ત સંપ્રદાય પ્રાચીનકાલથી ચાલ્યા આવતા સ્વરૂપે સમાજમાં ટકી રહ્યો. આ સમયે ગુજરાતમાં અંબા, કાલી અને બાલાનાં શક્તિ-પીઠો ઉપરાંત બીજાં નાનાંમોટાં દેવીમંદિરો ગુજરાતમાં અસ્તિત્વમાં હતાં. સલ્તનતકાલના અભિલેખોમાં આવાં મંદિરોના ઉલ્લેખો મળે છે. ઘણા અભિ-લેખોમાં આરંભમાં માતાની સ્તુતિ કરેલી જોવા મળે છે. માણસાની વાવમાંથી મળેલ વિ. સં. ૧૫૮૨ના લેખમાં વરૂણ, વિશ્વકર્મા અને પરાશક્તિનું સ્તવન કરેલું છે. આ સમયે અંબિકા, શારદા, કાલિકા વગેરેનાં મંદિરો બંધાયાં હોવાનું અભિલેખો પરથી જણાય છે. સલ્તનતકાલના અભિલેખોમાં આરાસુરનું અંબિકા પીઠ, કાલાવડનાં શીતળામાતા, હળવદની ભવાનીમાતા અને વાંકાનેરનાં મહા-લક્ષ્મીનાં મંદિરોનો ઉલ્લેખ જોવા મળે છે.

મુઘલકાલમાં શક્તિપૂજા એ ઘર ઘરની પૂજા બની ગઈ હતી. દરેક કુટુંબ, જ્ઞાતિ, ગ્રામ વગેરેને પોતાની સ્વતંત્ર કુળદેવી હતી. દરેક શુભકાર્ય વખતે કુળ-દેવીની પૂજા કરવાની પ્રથા સામાન્ય બની હતી. ડભોઈના કિલ્લા ઉપરનું કાલિકાનું મંદિર મુઘલકાલ દરમ્યાન બંધાયું હોવાનું તે સમયના ત્યાંથી મળેલા લેખ ઉપરથી જણાય છે.

વર્તમાન સમયમાં પણ ગુજરાતમાં દેવીપૂજા પ્રાચીનકાળથી ચાલ્યા આવતા સ્વરૂપે પ્રચલિત છે. ઘણા લોકો નવરાત્રીને માતાના દિવસો તરીકે ખૂબ ધામ-ધૂમથી ઊજવે છે. ઘણા માતાની આઠમને દિવસે હોમહવન કરે છે. શીતળા પૂજા ગામડામાં ઠેરઠેર પ્રચલિત છે. ઘણાં ગામોમાં શીતળાનાં મંદિરો આવેલાં છે. ઘણી જ્ઞાતિઓમાં સીમંતોન્નયન સંસ્કાર વખતે કુળદેવીની પૂજા કરવાની અને તેને રમતાં રમતાં તેના સ્થાનકે મૂકી આવવાની પ્રથા છે. મોઢેરામાં આવેલ માતંગી માતા ગુજરાતની મોઢ જ્ઞાતિની કુળદેવી ગણાય છે. વાયડા વણિકો અને બ્રાહ્મણોની·

કુળદેવી વાયડમાતા મનાય છે. ગુજરાતમાં વસતા આભ્યંતર ઉદુમ્બર બ્રાહ્મણોની કુળદેવી સર્વમંગલા મનાય છે. તેનું મૂળ સ્થાન શામળાજીમાં હોવાનું મનાય છે. અમદાવાદમાં ભદ્રકાલી અને કાલીમાતાનાં સ્થાનો ઘણાં લોકપ્રિય છે. તાજેતરમાં સંતોષીમાતાની તથા ગાયત્રી માતાની ઉપાસના વધતી જાય છે. ગાયત્રીમાતાનાં મંદિરો ઠેકઠેકાણે બંધાતાં જાય છે.

આમ, વર્તમાન સમયમાં દેવીપૂજા સૌમ્ય સ્વરૂપે પ્રચલિત છે. અનેક લોકો અંબાજી, પાવાગઢ, બહુચરાજી વગેરે સ્થળોએ યાત્રા અર્થે જાય છે. માતાના નામે અમુક ચોક્કસ પ્રકારનો આચાર ધર્મ પાળે છે. ઘણા લોકોના દેવઘરોમાં માતાની મૂર્તિઓ જોવા મળે છે. અમદાવાદમાં આજે પણ નવરાત્રીના દિવસોમાં મહોલ્લે મહોલ્લે માતાની પૂજા તથા આરતી થાય છે.

## ગુજરાતનાં નામાંકિત શાક્તપીઠો :

શાક્તપીઠોની ગણના વિવિધ પ્રકારે થયેલી જણાય છે. મંત્રચૂડામણિમાં બાવન મહાપીઠો ગણાવ્યાં છે અને દેવીગીતાના પ્રકરણના આઠમા અધ્યાયમાં ૭૨ પીઠો ગણાવ્યાં છે. આ સર્વપીઠો શાક્ત સંપ્રદાયનાં તીર્થધામો ગણાય છે.

ગુજરાતમાં શક્તિપીઠોમાં આરાસુરનું અંબિકાપીઠ મુખ્ય છે. કાલિકાપીઠ પાવાગઢ અને ગિરનારમાં છે. બાલાત્રિપુરાનું સ્થાન ચુંવાળમાં આવેલ બહુચરાજીમાં છે. મિયાણીનું હરસિદ્ધિ માતાનું સ્થાન સૌરાષ્ટ્રમાં પ્રસિદ્ધ છે. આ ઉપરાંત કચ્છમાં આશાપુરા, પેટલાદમાં આશાપુરા, ઓખામંડળમાં અભયામાતા, આરંભડામાં લૂણીમાતા, દ્વારકામાં રુક્મિણી, ચંદ્રભાગા અને ભદ્રકાલી, કાલાવડમાં શીતળામાતા, હળવદમાં સુંદરીમાતા, ઉપલેટા પાસે ખત્રીઓની કુળદેવી માત્રીમાતા, ભાવનગર પાસે ખોડિયારમાતા, આબુમાં અર્બુદામાતા, નર્મદાતીરે અનસૂયામાતા, અરણેજમાં બુટમાતા વગેરે જાણીતાં શાક્તપીઠો છે. આ સર્વમાં આરાસુરનું અંબાજીનું, પાવાગઢમાં કાલિકાનું અને શંખલપુરનું બહુચરાજીનું મંદિર ખૂબ જાણીતાં છે.

## આરાસુરનું અંબાજીનું મંદિર :

આરાસુરનું અંબાજીનું મંદિર ભૂતપૂર્વ દાંતા રાજ્યના અધિકાર નીચે હતું. દાંતાના રાજવીઓ પોતાને અંબાજીના ભક્ત માને છે. આ સ્થળ સાથે ગુજરાતના વડનગરા, સાઠોદરા વગેરે નાગર બ્રાહ્મણો સંકળાયેલ છે. તેઓ આ સ્થાનનો પરંપરાથી વહીવટ કરે છે. આ સ્થળે કાર્તિક, માર્ગશીર્ષ અને ભાદ્રપદ માસની

પૂર્ણિમાએ મેળો ભરાય છે. અહીં માતાનો પૂજાનો પહેલો હક્ક નગર બ્રાહ્મણોનો હોવાનું મનાય છે.

અહીંનું મંદિર આરસનું છે. તેનું ગર્ભગૃહ વિશાળ છે. તેનો બાહ્ય આકાર ગઢ જેવો છે. દરવાજાની આગળ ખુલ્લો ચોક છે તેને 'ચાચર ચોક' કહે છે. ગર્ભગૃહમાં માતાજીનો ગોખ છે. તેમાં વીસો યંત્ર આવેલ છે. અહીં માતાજીનો શૃંગાર એવી રીતે કરવામાં આવે છે કે એમાં એમની પ્રતિમાનો ભાસ થાય. ચક્રની પાછળ કાળા પથ્થરની એક પ્રતિમા પણ છે. મંદિરના સ્તંભો ઉપર ૧૫મી ૧૬મી સદીના લેખો કોતરેલા છે. અહીં સાંજના ભવ્ય આરતી થાય છે. મંદિરની સામે 'ગબ્બર' નામે ઓળખાતા પર્વત ઉપર માતાજીનું પ્રાચીન સ્થાન હોવાની માન્યતા છે. અહીં પ્રથમ આરતી અને દીવો થાય ત્યાર પછી આ મંદિરમાં આરતી થાય છે. મંદિરની બહાર યાત્રાળુઓને ઊતરવા માટે ધર્મશાળાઓ આવેલી છે. મંદિર તરફથી વેદના અભ્યાસ માટે એક ઉત્તમ પાઠશાળા ચાલે છે. અહીં માનસરોવર નામે ઓળખાતો એક કુંડ છે. હાલમાં આ સ્થળ ગુજરાતનાં અનેક નગરો સાથે બસવ્યવહારથી જોડાયેલ છે. દા.ત., અમદાવાદ, નડિયાદ, ખંભાત, આણંદ, દાહોદ, વડોદરા, ડાકોર, રાજકોટ, સૂરત વગેરે.

### પાવાગઢ પરનું કાલિકામાતાનું મંદિર :

આ મંદિર ગુજરાતમાં પંચમહાલ જિલ્લામાં આવેલા પાવાગઢ પર્વતની ટોચ ઉપર આવેલું છે. મંદિર ઉપર જવા માટે ટોચની ઉપરના ભાગે પગથિયાં છે. તેની પાસે દુધિયા તળાવના નામે ઓળખાતું એક નાનકડું તળાવ છે. મંદિરની બાંધણી નાની અને સાદી છે. ગર્ભગૃહમાં ડાબી બાજુએ મહાકાળીની મૂર્તિ અને જમણી બાજુએ બહુચર માતાજીનું મંદિર–યંત્ર છે. વચમાં કાલિકામાતાની મૂર્તિનો મુખ્ય ભાગ છે. રંગમંડપ ઉપર ઘૂમટ છે. આ એક પ્રાચીન મંદિર છે.

અનુશ્રુતિ પ્રમાણે જાણવા મળે છે કે આ પર્વતની કુદરતી આકૃતિ કાલિકાના યંત્ર જેવી છે. સ્કંદપુરાણમાં પાવકાચલ માહાત્મ્ય નામનું પ્રકરણ છે. તેમાં વિશ્વામિત્રે અહીં પ્રકૃતિ દેવીની આરાધના કર્યાનું વર્ણન આપેલ છે. આના માટે કોઈ ઐતિહાસિક પ્રમાણ મળતું નથી. મુસ્લિમ સમયમાં ગુજરાતના બાદશાહ મહમૂદ બેગડાએ ચાંપાનેરમાં હુમલો કરી અહીંના રાજા પતાઈ રાવળને હરાવ્યો હતો. આ વખતે મુસલમાનોએ આ સ્થાનને ઘણું નુકસાન કર્યું હતું. આજે પણ તેની સ્મૃતિરૂપે મંદિરની બાજુમાં પીરની દરગાહ આવેલી છે.

આ સ્થાનની અધિષ્ઠાત્રી કાલિકાનું પૂજન ષોડશોપચારથી થાય છે. વંશપરંપરાથી ભટ્ટજીના વંશજો તેનું પૂજન યજન કરે છે. દર વર્ષે અહીં સહસ્ત્રચંડી અને શતચંડીના અનુષ્ઠાનો થાય છે. પ્રાચીન સમયમાં અહીં માતાજી સમક્ષ પશુબલિ અપાતો હશે. પણ હાલમાં અહીં આવું કંઈ થતું જોવા મળતું નથી. ચૈત્ર માસમાં અહીં મેળો ભરાય છે આજુબાજુથી અનેક યાત્રાળુઓ અહીં દર્શનાર્થે આવે છે. હાલમાં રાજ્ય સરકારે આ સ્થાનને વિકસાવવામાં નોંધપાત્ર ભાગ ભજવ્યો છે.

સમગ્ર ગુજરાતમાં કાલિકાની પૂજા પ્રસરેલી છે. ગુજરાતમાં કાલિકાને ભદ્રકાલી તરીકે ઓળખવામાં આવે છે. એટલે અહીં વામ માર્ગી પૂજાનો પ્રચાર નથી પણ શિવકાલિકાની પૂજા પ્રચલિત છે તે સ્પષ્ટ થાય છે.

### શંખલપુરનું બહુચરાજી મંદિર :

બહુચરાજી એ ચુંવાળની પીઠની દેવી છે. તે સ્થાનની મૂળ દેવીનું નામ બાલા ત્રિપુરા છે. તે શ્રીકુલની વિદ્યા છે. આ સ્થાનમાં ચારણબાઈનો દેહ આવેશથી છૂટવાથી તે સ્થાન સાથે ચારણ જાતિની સ્ત્રી–યોગિનીનું રૂપ આપવામાં આવેલ છે. આ દેવીનું બાલાયંત્રનું રૂપ અને તે ઉપર ચળકતી આંગી મૂકવાની પ્રથામાં હિંદુ–મુસ્લિમ પ્રથાનું મિશ્રણ થયેલું જોવા મળે છે. અનુશ્રુતિ પ્રમાણે આ સ્થાનને હીજડાઓની સાથે સાંકળવામાં આવે છે. પોતે માતાજીના ભક્ત હોવાનો દાવો કહી અજ્ઞાન પ્રજાને હીજડાઓ છેતરે છે. પરંતુ આ સ્થાન શુદ્ધ સ્વરૂપે બાલા ત્રિપુરાનું છે. બાલા ત્રિપુરા દેવીના મંત્ર, યંત્ર અને તંત્રનું વર્ણન તંત્રશાસ્ત્રમાં છે.

અનુશ્રુતિ પ્રમાણે જાણવા મળે છે કે ચારણ જાતિની કેટલીક સ્ત્રીઓ સલખનપુર (શંખલપુર)થી પાસેના ગામે જતી હતી. ત્યાં તેમના ઉપર કેટલાક કોળીઓએ હુમલો કર્યો. આમાંની એકનું નામ બહુચરા હતું. તેણે તલવાર વડે પોતાનાં સ્તન કાપી નાખ્યાં. તેની સાથે તેની બૂટ, બુલાલ નામની બહેનો પણ આવેશથી ત્રાગાં કરી મરી ગઈ. સમય જતાં આ સ્થાનો દેવીપૂજાનાં સ્થાનો બન્યાં. ચુંવાળમાં બહુચરાજી પૂજાયાં. અરણેજમાં બૂટ પૂજાયાં અને સિહોરથી પંદર માઈલ બાહ્લુક આગળ બુલાલ પૂજાયાં. આ અનુશ્રુતીને કોઈ પ્રમાણ મળતું નથી. ડૉ. ભોગીલાલ સાંડેસરા જણાવે છે કે 'ભિન્નમાલ'માં પ્રાચીનકાલમાં ભૂતમાતાની પૂજા થતી હતી. સંભવ છે કે આ ભૂતમાતા એ જ બૂટમાતા હશે. પ્રભાસપાટણમાં ભૂતમાતાનું મંદિર હોવાનો ઉલ્લેખ પ્રભાસખંડમાં છે. વઢ-

વાણુ, ધોળકા, લખતર વગેરેમાં પણ બૂટમાતાનાં મંદિરો છે. મહેસાણા પાસે બૂટાપાલડી ગામનું નામ પણ આ ભૂતમાતા કે બૂટમાતા ઉપરથી પડયું હોય તેમ લાગે છે.

બહુચરાજીનું મુખ્ય મંદિર સાદા પથ્થરનું બાંધેલું છે. લગભગ ૧૦૦ ફૂટ (૩૦.૫ મીટર) લાંબુ, ૫૦ ફૂટ (૧૫.૨ મીટર) પહોળું અને ૫૬ ફૂટ (૧૬.૧ મીટર) ઊંચું છે. એનું વિશાળ શિખર ઘણે દૂર સુધી દેખાય છે. મંદિર પૂર્વાભિમુખ છે. અહીં બે સભામંડપ છે. સ્તંભો પર સુંદર સ્ત્રી પ્રતિમાઓ કંડારેલી છે. મંદિરનાં ત્રણ દ્વારો ચાંદીનાં છે. ગર્ભગૃહમાં માતાજીનું સ્થાનક છે. એમાં પાંચેક ફૂટ (૧.૫ મીટર) ઊંચા સિંહાસન ઉપર માતાજીનો ચાંદીનો મઢેલો ગોખ છે. એની અંદર સ્ફટીકનું બાલાયંત્ર છે. તેની ઉપર બીજમંત્ર સહિત સુવર્ણયંત્ર છે. તેનું વ્યવસ્થિત રીતે રોજ પૂજન થાય છે. ગોખની આગળ માતાજીની પ્રતિમા છે. બાજુમાં ગર્ભગૃહમાં પ્રક્ષાલનનું પાણી ઝીલતા છોકરાનું એક પૂતળું છે. આ મંદિરની પાછળ માતાજીનું મૂળ સ્થળ આવેલું છે.

આ દેવીનું વાહન કૂકડો છે. સોલંકી રાજવીઓના ધ્વજનું ચિહ્ન કૂકડો હતું. આજે પણ ગુજરાતમાં આ દેવીની પૂજા વ્યાપક પ્રમાણમાં પ્રચલિત છે.

ગુજરાતમાં તાંત્રિકશાક્તનો કોઈ સ્વતંત્ર સંપ્રદાય હોય તેમ લાગતું નથી. તેમ છતાં લોકધર્મની દેવીઓ શીતળા, મેલડી વગેરેનું સમાજમાં ઘણું મહત્ત્વ છે. મેલડી માતાના નામે ઘણા ભૂવાઓ મંતર તંતર કરતા હોય છે. શીતળા માતાની પૂજા થાય છે. ઘણા બાધા માનતાઓ માને છે. ઘણા લોકો શીતળા માતાના નામે વાતાવરણ તૈયાર કરી ધારી અસર ઉપજાવતા હોય છે.

શ્રી અરવિંદના અનુયાયીઓમાં 'માતાજી'નો મહિમા વિશેષ છે. ગુજરાતમાં પણ અરવિંદના અનુયાયીઓ માતાજીની અગોચર પરોક્ષ શકિત અને સહાયમાં ખૂબ શ્રદ્ધા ધરાવે છે.

## શાકત સંપ્રદાયના કવિઓ :

શૈવ અને વૈષ્ણવ સંપ્રદાયની માફક શાકત સંપ્રદાયની પણ ગુજરાતી સમાજ ઉપર ખૂબ અસર વર્તાય છે. શાકત સંપ્રદાયના સિદ્ધાંતને લગતું સાહિત્ય ગુજરાતી ભાષામાં બહુ જ ઓછું મળે છે. જે સાહિત્ય મળે છે તે કેવળ ભક્તિ પ્રધાન છે. તેમાં દેવીની સ્તુતિ તેમજ તેનાં વિવિધ સ્વરૂપોની ચર્ચા કરેલ જોવા મળે છે. ગુજરાતમાં દેવી ભક્તો તરીકે કેટલાક કવિઓ થઈ ગયા છે તેમાં વલ્લભ ધોળાનું નામ ઘણું જ લોકપ્રિય છે.

## (૧) નાથભવાન :

આ કવિ સૌરાષ્ટ્રના ઝાલાવાડ પ્રાંતના ઘોડાદર ગામના હોવાથી તેમની અટક ઘોડા હતી. તેઓ વડનગરા બ્રાહ્મણ હતા. તેમની કુળદેવીનું નામ આનંદેશ્વરી હતું. તે શક્તિના પરમ ઉપાસક હતા. તેમનું સૌપ્રથમ કાવ્ય "અંબા આનન" નામનો ગરબો હતો. આમાં દેવીના સૂક્ષ્મ સ્વરૂપનું વર્ણન કરવામાં આવ્યું છે. આજે પણ નાગરજ્ઞાતીમાં આ ગરબો પ્રેમથી ગવાય છે. આ ઉપરાંત કવિએ શ્રીધરીગીતા, બ્રહ્મગીતા વગેરેનું ભાષાંતર કર્યું છે. ઉત્તરાવસ્થામાં તેમણે સન્યસ્ત ધારણ કર્યું હતું.

## ભક્તવલ્લભધોળા :

દેવીશક્તિના પરમ ઉપાસક શ્રી વલ્લભધોળાનો જન્મ ઈ. સ. ૧૫૮૪માં અમદાવાદમાં થયો હતો. તેમના પિતાનું નામ હરિભટ્ટજી હતું. તેઓ ગૌત્તમ ગોત્રના બ્રાહ્મણ હતા. તેઓ અમદાવાદમાં હાલમાં નવાપરાના બહુચરાજી નામે ઓળખાતા વિસ્તારમાં રહેતા હતા. તેમની માતાનું નામ ફુલહરિ અને ભાઈનું નામ ધોળા હતું. બંને જોડકા પુત્રો હોવાથી વલ્લભધોળા તરીકે ઓળખાતા. અનુશ્રુતિ પ્રમાણે જાણવા મળે છે કે 'પાંચમા વર્ષે તેમને મંત્રસિદ્ધિ થઈ હતી અને શીઘ્ર કવિ બન્યા હતા'. વલ્લભ ભટ્ટે અનેક ગરબાઓ રચ્યા છે. આ કવિને મન દેવી સ્વરૂપની ભાવના સ્થૂળ નહિ પણ સૂક્ષ્મ સ્વરૂપની હતી. દેવીભક્તિનાં કાવ્યો રચનાર ગુજરાતી કવિઓમાં તે સર્વોત્તમ છે. વલ્લભ ભટ્ટના અનેક ગરબાઓમાં "આનંદનો ગરબો" શક્તિના સત્ય રહસ્યને સમજાવનાર છે. એ ગરબાની પ્રત્યેક પંક્તિમાં ભક્તિનો શુદ્ધ આવેશ વર્તાય છે.

## મીઠુ મહારાજ (ઈ. સ. ૧૭૩૮–૧૭૯૮) :

ગુજરાતના શાકત સંપ્રદાયના તત્ત્વચિંતક કવિઓમાં મીઠુ મહારાજનું કાર્ય નોંધપાત્ર છે. એમણે સંસ્કૃત અને ગુજરાતીમાં અનેક રચનાઓ કરી છે. શંકરાચાર્યકૃત દેવીસ્રોત, સૌન્દર્ય લહરી અથવા શ્રીલહરીનો તેમણે શિખરણી છંદમાં ઉત્તમ અનુવાદ કર્યો છે. આ કવિએ આ ઉપરાંત રસિકવૃત્તિવિનોદ, હંસવિલાસ, શક્તિવિલાસલહરી, શ્રીરસ, ભક્તિ તરંગિણી, સ્ત્રી તત્ત્વમ્ વગેરે કૃતિઓ રચી છે.

આ કવિઓ ઉપરાંત બાઈજની, કવિ બાલ વગેરેએ દેવી સ્તુતિનાં કાવ્યો રચ્યાં છે. તેમણે પોતાનાં કાવ્યોમાં દેવી મહિમા ગાઈ ગુજરાતમાં શાકત સંપ્રદાયને વિકસાવવામાં મહત્ત્વનો ફાળો આપ્યો છે.

ગુ. ૬

## (૨) સૂર્યપૂજા :

વેદમાં સૂર્યોપાસના નજરે પડે છે. ગાયત્રીમંત્ર એ સૂર્યમંત્ર છે. દક્ષિણ ભારતમાં સૂર્યપૂજાના પ્રાચીન અવશેષો અદ્યાપિપર્યંત પ્રાપ્ત થાય છે. વળી, રામાયણ, મહાભારત, પુરાણો વગેરેમાં સૂર્યોપાસનાના અનેક ઉલ્લેખ મળે છે. રામચંદ્ર સૂર્યવંશી હતા. સૂર્યવંશનો આદ્યપુરુષ ઇક્ષ્વાકુ મનુ વૈવસ્વતના પુત્ર હતા. વૈવસ્વત મનુ વિવસ્વાન આદિત્યના પુત્ર હતા. રામાયણમાં સુગ્રીવની ઉત્પત્તિ સૂર્ય દ્વારા તથા મહાભારતમાં કર્ણની ઉત્પત્તિ સૂર્ય દ્વારા થયાની વાત જાણીતી છે. એ ઉપરાંત સૂર્યે કર્ણના રક્ષણ માટે તેને પોતાના કવચ અને કુંડલ આપ્યાં હતાં તથા યુધિષ્ઠિરે અતીથિ ધર્મના પાલન માટે સૂર્યની આરાધના કરી અક્ષયપાત્ર મેળવ્યું હતું. એવા ઉલ્લેખો મહાભારતમાંથી મળે છે. પુરાણોમાં સૂર્યોપાસનાને લગતાં દાનો, વ્રતો અને પૂજાને લગતા વિવિધ ઉલ્લેખો મળે છે. ભવિષ્ય પુરાણમાં સૂર્યપૂજાના સંદર્ભમાં શ્રીકૃષ્ણના પુત્ર 'શામ્બ'નું આખ્યાન છે. જાંબુવંતીના પુત્ર શામ્બે દુર્વાસાના શ્રાપમાંથી મુક્તિ મેળવવા શકદ્વીપમાંથી આ બ્રાહ્મણોને બોલાવી મૂલસ્થાન પાસે સૂર્ય મંદિર બંધાવી શ્રાપમાંથી મુક્તિ મેળવી હતી એવી અનુશ્રુતિ છે.

આમ, ભારતમાં ઘણા પ્રાચીનકાલથી ચાલી આવતી સૂર્યપૂજા લગભગ બારમી સદી સુધી વ્યાપક સ્વરૂપે પ્રચલિત હતી. સમય જતાં તે કેવળ સંધ્યોપાસનામાં જ રહી. ભારતમાં સૂર્યપૂજા બે તબક્કામાં પ્રચલિત બની : (૧) વૈદિક સૂર્યોપાસના, (૨) ઈરાનની અસર નીચે વિકસેલી સૂર્યોપાસના. વેદકાલમાં અહીં દેવોની ઉપાસના સૂકતો તથા યજ્ઞો દ્વારા થતી. મિથ્ર-મિત્ર અને મ્રિહ-મિહિર એ ભારતીય ઈરાની આર્યોના સૂર્યદેવ છે. સૂર્યની મૂર્તિપૂજા ઉત્તરભારતમાં ઈરાનમાંથી આવી. તથી ત્યાંની સૂર્યપ્રતિમાને પગમાં (ઢીંચણ સુધીના) લાંબા બૂટ દર્શાવેલ હોય છે. દક્ષિણ ભારતની સૂર્યપ્રતિમા શુદ્ધ ભારતીય સ્વરૂપની હોય છે. સૂર્યદેવના હાથમાં કમળ હોય છે. કમળ સૂર્ય દ્વારા ખીલે છે. સમય જતાં ભારતમાં સૂર્યપૂજાનો 'સૌર સંપ્રદાય'ના નામે વિકાસ થયો. બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ એ એક જ સૂર્યનાં વિવિધ સ્વરૂપો મનાવા લાગ્યાં. આગળ જતાં સૂર્ય અને નારાયણનું એક સંયુક્ત સ્વરૂપપ્રયોજાવા લાગ્યું જે હાલ સૂર્યનારાયણને નામે ઓળખાય છે.

સૂર્યપરિવારના દેવામાં અરુણ, અશ્વિનો, ઉષા, પ્રતિહારો, (પ્રતિહારોમાં સ્કંદ એટલે કાર્તિકેય અને અગ્નિનો સમાવેશ થાય છે.) સૂર્યપત્નીઓ વગેરેનો સમાવેશ થાય છે. સૂર્યપત્નીઓમાં રાજ્ઞી, છાયા, ઉષા અને નિક્ષુભા એવાં ચાર

નામ મળે છે. વિષ્ણુ પુરાણમાં આદિત્યો, ઋષિઓ, ગાંધર્વો, યક્ષો, નાગ વગેરેનો વાસ સૂર્યના સપ્તાશ્વ મુખમાં જણાવેલ છે. સૂર્યમંડળમાં સૂર્ય, અન્ય આઠ ગ્રહો, ઉપગ્રહો, તારા, નક્ષત્રો વગેરેનો સમાવેશ થાય છે. સૂર્યના સપ્તાશ્વ સાત વારના દ્યોતક છે એવી એક માન્યતા છે અથવા એ સૂર્યના શ્વેત પ્રકાશના મૂળમાં રહેલા સપ્ત વિભિન્ન રંગોનાં પ્રતીક હોય.

**ગાયત્રી મંત્ર :**

ગાયત્રી મંત્ર એ સૂર્યનારાયણની શુદ્ધ ઉપાસના છે. "ૐ ભૂર્ભૂવ. સ્વઃ તત્સ વિતુર્વરેણ્યં ભર્ગો દેવસ્ય ધીમહિ ધિયો યો નઃ પચોદયાત" (પૃથ્વી અંતરિક્ષ અને સ્વર્ગમાં જે પ્રસંશનીય તેજ વ્યાપેલું છે તે તેજનું હું ધ્યાન ધરું છું, એ તેજ મારી બુદ્ધિને પ્રેરો). આ ત્રિપદા ગાયત્રી છંદમાં રચેલી ઋચામાં ના સૂર્યનારાયણ આખા જગતને આવરી લે છે. આ ભગવાન સૂર્યનારાયણની ઉપાસનાનો મંત્ર છે તેનો છંદ ગાયત્રીછંદ હોવાથી તે ગાયત્રી મંત્ર તરીકે ઓળખાય છે. આજે સમાજમાં ગાયત્રી મંત્રનું મહત્ત્વ વિશેષ છે. અનેક માનવીઓ શ્રી અને સરસ્વતી મેળવવા, આ મંત્ર દ્વારા સૂર્યની ઉપાસના કરે છે. વિદ્વાનો એને સાવિત્રી ઋચા (સવિતાદેવને લગતી ઋચા) તરીકે ઓળખાવે છે.

**ગુજરાતમાં સૂર્યપૂજાનો પ્રસાર :**

પ્રાચીન ભારતમાં છેક વેદકાલથી સૂર્યઉપાસના પ્રચલિત હતી. ગુજરાતમાં મૈત્રકકાલથી સૂર્યમંદિરો અને સૂર્યપ્રતિમાઓ દેખા દે છે. કુમારગુપ્તના લેખમાં જણાવ્યું છે કે માલવગણ સં. ૪૯૩ (ઈ.સ. ૪૩૬)માં દશ પુર (મંદસોર)માં લાટના પટ્ટ વાયોની (પટોળાં વણનારા કારીગરો) શ્રેણે કુમારગુપ્તના અમલ દરમ્યાન નગરમાં દીપ્ત રશ્મિનું મંદિર બંધાવ્યું હતું. મૈત્રક રાજવીઓના અમલ દરમ્યાન સૂર્યપૂજા ધીરે ધીરે વ્યાપક બની હતી. મૈત્રક રાજવી ધરપટ્ટ આદિત્ય ભક્ત હતો. આ સમયે સૌરાષ્ટ્રમાં અનેક સૂર્યમંદિરો બધાયાં હતાં. જંબુસરમાં આદિત્યનું મંદિર હતું.

સોલંકીકાલ દરમિયાન અગિયારમી સદીમાં ભીમદેવ ૧ લાના સમયમાં બંધાયેલ મોઢેરાનું સૂર્યમંદિર પ્રાચીન મંદિરોમાં સર્વશ્રેષ્ઠ છે. સરસ્વતી પુરાણમાં જણાવ્યું છે કે સિદ્ધરાજે સહસ્રલિંગ તળાવના કાંઠે ભાયલ્લસ્વામીનું મંદિર બંધાવ્યું હતું. ભાયલ્લ સ્વામી એ સૂર્યનું નામ છે.

વાઘેલાકાલ દરમ્યાન સ્તંભતીર્થ (ખંભાત) પાસે આવેલ નાગરક (નગરા) માં મહામાત્ય વસ્તુપાલે સૂર્યપત્ની રન્નાદેવી અને રાજ્ઞદેવીની મૂર્તિઓ પધરાવી

હતી. ખેરાળુમાંથી એક પ્રાચીન મૂર્તિ મળી આવેલ છે. આ મૂર્તિ ઉપર સં. ૧૨૯૩ (ઈ.સ. ૧૨૩૭)નો લેખ છે. (અહીં જુઓ ચિત્ર નં. ૧૫.) વાઘેલા રાજની વીસલદેવે મૂલસ્થાનનાં સૂર્યમંદિરોનો જિર્ણોદ્ધાર કરાવ્યો હતો. સૌરાષ્ટ્રના અધિકારી સામંતસિંહે દ્વારકાના માર્ગમાં આવેલા રેવતી કુંડમાં અન્ય દેવોની સાથે સૂર્યમૂર્તિ પધરાવી હતી. વિ. સં. ૧૩૪૬ (ઈ.સ. ૧૨૯૦)ના વંથળીમાંથી મળેલા લેખમાં શરૂઆત ૐ નમઃ શ્રી રેવંતાયથી કરેલ છે. વિ. સં. ૧૩૫૪ (ઈ. સ. ૧૨૯૮)ની મુરલીધર મંદિરની પ્રશસ્તિમાં શરૂઆતના મંગલાચરણના શ્લોકમાં સૂર્યની સ્તુતી જોવા મળે છે. આ પ્રશસ્તિમાં એક સૈનિકે સૂર્યલોકમાં પ્રયાણ કર્યાનું જણાવ્યું છે (શ્લોક ૨૦-૨૧). પ્રભાસપાટણમાં સૂર્યની કેટલીક પ્રાચીન મૂર્તિઓ મળી આવેલ છે. ત્રિવેણી પાસે આવેલું સૂર્યમંદિર સોલંકીકાલીન હોવાનું મનાય છે.

આમ, આ સર્વ પ્રમાણો પરથી જણાય છે કે પ્રાચીનકાલથી ચાલી આવતી સૂર્યપૂજા છેક સોલંકીકાલ સુધી ગુજરાતમાં સ્વતંત્ર સંપ્રદાય રૂપે અસ્તિત્વમાં હતી. ત્યાર પછીના સમયમાં મુસ્લિમકાળ દરમ્યાન સૂર્યમંદિરોનો નાશ થતાં તેમજ નવાં મંદિરોનું સર્જન અટકી પડતાં ધીરે ધીરે સૂર્યપૂજા-વિષ્ણુપૂજાની સાથે ભળી ગઈ. તેમ છતાં આજે બ્રાહ્મણો સંધ્યાવંદનમાં ગાયત્રી મંત્રની ઉપાસના કરે છે. પંચાયતન મંદિરમાં અને ઘરની સેવામાં સૂર્યપૂજા ચાલુ છે. ઘણા રવિવાર કરે છે. લગ્ન વખતે વરકન્યાની કુંડળીમાં સૂર્ય નબળો હોય તો સૂર્યના જપ બ્રાહ્મણો દ્વારા કરાવવામાં આવે છે. આજે અનેક લોકો સત્યનારાયણની પૂજા કરે છે. આમાં વિષ્ણુ અને સૂર્યની પૂજાનો સમાવેશ થયેલ છે.

**સૂર્યમંદિરો :**

ગુજરાતમાં સૌરાષ્ટ્રમાં અનેક પ્રાચીન સૂર્યમંદિરો આવેલાં છે. થાનનું સૂર્યમંદિર જાણીતું છે. પ્રભાસપાટણમાં કેટલાંક પ્રાચીન સૂર્યમંદિરો આવેલાં હતાં. આ ઉપરાંત મોઢેરા, જંબુસર, ડભોઈ, નગરા, વીસાવાડા, શ્રીનગર, કિંદરખેડા, સૂત્રાપાડા, કોટઈ (કચ્છ), ઢાંક, પોરબંદર પાસે પરબડી, કોટયર્ક, વડોદરા (અહી છેક ૧૮મી સદીમાં સૂર્યમંદિર બંધાયું હતું), દેલમાલ, પાવાગઢ વગેરે સ્થળો-એ જુદા જુદા સમયે બંધાયેલ પ્રાચીન સૂર્યમંદિરો આવેલાં છે. આ સર્વમાંથી કેટલાકમાં સૂર્યપ્રતિમાઓ ઉત્તરભારતની પ્રણાલિકા પ્રમાણેની જોવા મળે છે. કેટલાંક મંદિરો ખંડિત અવસ્થામાં છે. આ સર્વમાં મોઢેરાનું સૂર્યમંદિર સર્વોત્તમ છે.

**મોઢેરાનું સૂર્યમંદિર :**

ગુજરાતમાં મોઢેરાનું સૂર્યમંદિર સ્થાપત્યકલાનો ઉત્તમ નમૂનો છે. આ મંદિર પૂર્વાભિમુખ છે. તે સ્પષ્ટતઃ બે વિભાગમાં વહેંચાયેલ છે. એકમાં ગર્ભગૃહ

અને બીજામાં ગૂઢમંડપ છે. એની આગળ અલગ સભામંડપ છે. સભામંડપની સામે સૂર્યકુંડ છે. તે હાલમાં રામ કુંડના નામે ઓળખાય છે. ગર્ભગૃહથી માંડીને સભામંડપ સુધીની લંબાઈ ૪૪ મીટર છે. સભામંડપ ૧૫ × ૧૫ સમચોરસ મીટરનો છે. મંડપમાં પ્રવેશ માટે સ્તંભાવલીયુક્ત શૃંગાર ચોકીઓ ચારે બાજુએ આવેલી છે. આગળ કીર્તિતોરણના અવશેષ રૂપે બે થાંભલા ઊભા છે. મધ્યના અષ્ટસ્તંભો ઉપર મંડપનો મુખ્ય ભાગ રચાયેલ છે. આ સ્તંભો લગભગ ચાર મીટર ઊંચાઈના છે.

ગર્ભગૃહ તથા ગૂઢમંડપનો વિસ્તાર ૨૪ × ૧૫ મીટરનો છે. ગૂઢમંડપની સામે શૃંગાર ચોકી આવેલી છે. દીવાલની બહારની બાજુએ બધી મળીને બાર સૂર્યપ્રતિમાઓ છે. પીઠ અને મંડોવરના ભાગો શિલ્પોથી શણગારેલા છે. મંદિરની બહારની દીવાલ વચ્ચે પ્રદક્ષિણા પથ આવેલ છે. પણ તેમાં બાર ગોખલાઓમાં સૂર્યમૂર્તિઓ આવેલી છે. ગર્ભગૃહની નીચે ૩.૫ × ૩.૨ મીટર જેટલો ખાડો છે. જેમાં સૂર્યપ્રતિમા માટેના આસનની વ્યવસ્થા હશે. ગર્ભગૃહની મૂળ સૂર્યપ્રતિમાનો હાલ પત્તો નથી. ગર્ભગૃહની પછીતમાં વિ. સં. ૧૦૮૩ (ઈ. સ. ૧૦૨૬–૨૭) વર્ષ દર્શાવતો લેખ છે. આ મંદિર સોલંકી રાજવી ભીમદેવ ૧લાના સમયમાં બંધાયું હોય તેવું લાગે છે. સાભામંડપની સામે પૂર્વ તરફ સૂર્યકુંડ આવેલો છે. એની લંબાઈ ૧૭૬ ફૂટ તથા પહોળાઈ ૧૨૦ ફૂટની છે. પગથિયાં ઊતરતાં વચ્ચે નાની દેરીઓ આવે છે. તેમાં વૈષ્ણવ સંપ્રદાયની પ્રતિમાઓ નજરે પડે છે. કુંડમાં શેષશાયી વિષ્ણુની પ્રતિમા સભામંડપની સામે આવેલ છે. નોંધપાત્ર હકીકત એ છે કે, મંદિર કે કુંડમાં ક્યાંય પણ ચૂનો કે સિમેન્ટ વાપરવામાં આવ્યો નથી. સુથાર લાકડાને સાલવીને બેસાડે છે તેમ, દરેક પથ્થરને સાલવીને ગોઠવવામાં આવેલ છે. સૂર્યમંદિર અને કુંડની રચના એવા પ્રકારની છે કે, ઊગતા સૂર્યના પહેલાં કિરણો મંદિરમાં મુખ્ય પ્રતિમાના ચરણમાં પડે. કિરણો પાણી ઉપર પડતાં આખું મંદિર પ્રકાશથી શોભી ઊઠે છે. (જુઓ ચિ. ન. ૧૪)

**સૂર્યમંદિર દ્વારકા :**

દ્વારકાના ઉત્તર પશ્ચિમ ભાગે એક કૈલાસકુંડ નામે ઓળખાતો કુંડ છે. આ કુંડની ઊંડાઈ લગભગ ૭૨ × ૭૨ ફૂટની છે. તેમાં ઊતરવા માટે પગથિયાં છે. ગર્ગસંહિતામાં આ કુંડને સૂર્યકુંડ તરીકે ઓળખવામાં આવેલ છે. આ કુંડની ઉત્તરે સૂર્યમંદિર આવેલું છે. મંદિરમાં હાલમાં જીર્ણોદ્ધાર કરીને સૂર્યની પ્રતિમાની સ્થાપના કરેલ છે. મંદિરની બહાર આવેલી એક પ્રતિમાને "અરુણ"ની પ્રતિમાના નામે ઓળખવામાં આવે છે. સંભવ છે કે આ જ પ્રાચીન મૂર્તિ હશે. પ્રતિમા

ઉત્તમ છે. તેના જમણા હાથમાં કમળ છે. ડાબા હાથમાં દંડ છે. આ પ્રતિમાની શૈલી જોતાં આ મંદિર લગભગ આઠમી સદીનું હોવા સંભવ છે. કુંડમાં એક સૂર્યપ્રતિમા આવેલી છે. તેની બાજુમાં બે દાસીઓ ચમર ઢોળે છે. મંદિર પૂર્વાભિમુખ છે. મંદિરમાં ગર્ભગૃહ, પ્રદક્ષિણા માર્ગ રંગમંડપ વગેરે આવેલા છે. મંદિરને કુલ ૧૬ થાંભલા છે. આમ, અહીંનાં શિલ્પ જોતાં આ મંદિર પ્રાચીન સૂર્યમંદિર હોવાની પ્રતીતિ થાય છે.

## અમદાવાદનું સૂર્યમંદિર :

અમદાવાદમાં અસારવામાં આવેલ નીલકંઠ મહાદેવમાં એક સૂર્યમંદિર આવેલું છે. દેવાલયના આગળના ભાગમાં સરસ્વતી અને નીચે ગણપતિની પ્રતિમાઓ આવેલી છે. ગણેશની પ્રતિમા ચતુર્ભુજ છે. તેમના ઉપલા હાથમાં અંકુશ અને પદ્મ છે અને નીચલા બે હાથમાં માળા અને મોદક છે. મંદિરના ગર્ભગૃહમાં સૂર્યનારાયણની પ્રતિમાની પ્રતિષ્ઠા કરેલ છે. પ્રતિમાને સાત અશ્વવાળા રથ ઉપર દર્શાવેલ છે. સૂર્યદેવ રક્ત પદ્મ પર પદ્માસન વાળીને બેઠેલા છે. પાછળના બંને હાથમાં બેવડી પાંખડીવાળાં પદ્મ ધારણ કરેલાં છે. આગલો જમણો હાથ અભય મુદ્રામાં છે. ડાબો હાથ વરદ મુદ્રામાં છે. મસ્તકે કિરીટ મુકુટ છે. શરીરે કંઠી, હાર, કડાં, બાજુબંધ, ઉપવીત, તિલક વગેરે ઉપકરણો ધારણ કરેલ છે. મુખની આસપાસ પ્રભાચક્ર આવેલું છે.

## ગુજરાતમાંથી મળી આવતી નોંધપાત્ર સૂર્યપ્રતિમાઓ

ગુજરાતમાં સારા પ્રમાણમાં સૂર્યમંદિરો આવેલાં હોવાથી, ત્યાંથી અનેક સૂર્યપ્રતિમાઓ મળે છે. ખંભાતથી ઉત્તરે ૩ કિ.મી.ના અંતરે આવેલા નગરા ગામમાં એક શિવાલયમાં બે પ્રાચીન સૂર્યપ્રતિમાઓ અને ત્રણ સૂર્યાણીની પ્રતિમાઓ આવેલી છે. એમાં મધ્યસ્થ સૂર્યની પ્રતિમા સફેદ આરસની દ્વિભુજ છે. માથે મુકુટ, હાથમાં શ્રીવત્સ, શરીરે યજ્ઞોપવીત, હાથમાં પદ્મ, પગમાં હોલબુટ, એના ઉપર નુપુર પહેરેલ છે. પાસે દિક્પાલો છે.

ખેરાલુમાં વિ.સં. ૧૨૯૩ (ઈ.સ. ૧૨૩૭)ની સુંદર સૂર્યપ્રતિમા છે. (જુઓ ચિ. નં. ૧૫)

આ ઉપરાંત ગુજરાતમાંથી મોઢેરા, ખંભાત, સત્રાવાડા, પાટણ, રોડા, ડીસા, વડનગર વગેરે સ્થળોએથી કેટલીક વિશિષ્ટ સૂર્યપ્રતિમાઓ મળેલ છે. તેમના આયુધોમાં કમળ મુખ્ય હોય છે. કેટલીક મૂર્તિઓના પગમાં હોલબુટ બતાવેલ હોય છે.

## (૩) બ્રહ્માની પૂજા :

ભારતમાં પ્રાચીનકાલથી બ્રહ્મા, વિષ્ણુ અને મહેશની પૂજા થાય છે. બ્રહ્માની પૂજા વિષ્ણુ પૂજા સાથે વ્યાપક બની હોય તેમ લાગે છે. બ્રહ્માનું બીજું નામ પ્રજાપતિ છે. તેનાં સ્વતંત્ર મંદિર ગુજરાતમાંથી મળતાં હોઈ ગુજરાતમાં પણ ઘણા પ્રાચીન કાળથી બ્રહ્માની પૂજા પ્રચલિત હોય તેમ લાગે છે.

બ્રહ્માનાં પ્રાચીન મંદિરો ગુજરાતમાં ઈડર પાસેના ખેડબ્રહ્મા, વડનગર, હારીજ તાલુકાના દેલમાલ, કસરા (જિ. મહેસાણા), કામરેજ (દ. ગુ.), નગરા (ખંભાત પાસે) વગેરે સ્થળોએ આવેલાં છે.

બ્રહ્માની બેઠી, ઊભી કે હંસારૂઢ તેમજ સાવિત્રી સાથેની જુદી જુદી પ્રતિમાઓ ગુજરાતમાંથી મળે છે. બ્રહ્માને દાઢી હોય છે.

### બ્રહ્માની નોંધપાત્ર પ્રતિમાઓ :

સાબરકાંઠા જિલ્લામાં આવેલ ખેડબ્રહ્મામાં બ્રહ્માનું પ્રાચીન મંદિર આવેલું છે. આ મંદિરની પ્રતિમા લગભગ સાડા છ ફૂટ ઊંચી કમલાસન ઉપર ગોઠવેલ છે. આ ચતુર્ભુજ પ્રતિમાનાં ઉપકરણોમાં માલા, કમંડલ, સ્રુવ (યજ્ઞમાં ઘી હોમવાનું સાધન) પુસ્તક (હસ્તપ્રત) વગેરે જોવા મળે છે. અહીં મંદિરની બહારની બાજુએ દીવાલમાં ત્રણે દિશામાં બ્રહ્માની મૂર્તિઓ મૂકેલી છે. ત્રણેના વાહનોમાં અનુક્રમે નંદી, ઘોડા તથા હંસ બતાવ્યા છે. ઘોડો કે નંદી બ્રહ્માના વાહન તરીકે કોઈ ગ્રંથકારે બતાવેલ નથી, છતાં ગુજરાતની પ્રતિમાઓમાં આ એક વિશિષ્ટતા નજરે પડે છે.

બીજી એક પ્રતિમા ઉ. ગુજરાતના હારીજ તાલુકાના દેલમાલ ગામમાં આવેલી છે. મૂર્તિ ચાર ફૂટ ઊંચી અને ચતુર્મુખ છે. ચોથું મુખ પીઠિકાને લીધે બતાવ્યું નથી. ચતુર્ભુજ પ્રતિમાના જમણા બે હાથમાં માલા તથા સ્રુવ અને ડાબા હાથમાં કમંડળ તથા પુસ્તક છે. આ પ્રતિમાના પગ પાસે સરસ્વતી તથા સાવિત્રીની નાની પ્રતિમાઓ આવેલી છે. વાહન હંસ છે.

મોઢેરાના સૂર્યમંદિરની બહાર બ્રહ્માની એક મુખવાળી ત્રિભંગમાં ઊભેલી પ્રતિમા આવેલી છે. તેના બે હાથ ખંડિત થયેલ છે. માથે મુકુટ, લાંબી દાઢી, તેમજ બાજુમાં તેમની બે પત્નીઓ દર્શાવેલ છે.

ખંભાતથી છ એક કિ. મી. દૂર આવેલા નગરા ગામે ચતુર્ભુજ બ્રહ્માની એક વિશાળ મૂર્તિ આવેલી છે. તેના ચાર હાથ પૈકી જમણા બે હાથમાં નીચે

વરદ અને ઉપરના ભાગમાં સ્રુવ તથા ડાબા બે હાથમાં પુસ્તક અને કમંડલ ધારણ કરેલ છે. પ્રતિમાની પાસે સાવિત્રી અને સરસ્વતીની બે પ્રતિમાઓ મોટા કદની આવેલી છે. નગરામાંથી મળી આવેલી એક બીજી પ્રતિમા હાલ વલ્લભ-વિદ્યાનગર(આણંદ પાસે)માં છે.

પાટણમાં વાયુદેવના મંદિરમાં બ્રહ્માની લગભગ ત્રણ ફૂટ ઊંચી ધાતુ પ્રતિમા આવેલ છે. પ્રતિમા ચતુર્ભુજ છે. તેના ચાર હાથમાં અનુક્રમે વરદ, સ્રુવ, કમળ અને કમંડળ છે. માથે જટામુકટ છે. બાજુમાં તેમની બે પત્નીઓ સાવિત્રી અને સરસ્વતી છે. હંસ વાહન છે.

ધોળકામાં પણ બ્રહ્માની ત્રણ ચાર પ્રતિમાઓ આવેલી છે.

આ ઉપરાંત કદવાર, પાટણ, શ્રીનગર વગેરે સ્થળે બ્રહ્માની બેઠી પ્રતિમાઓ જોવા મળે છે.

આ સાથે બ્રહ્માની યુગલ પ્રતિમાઓ તેમજ ધ્યાનસ્થ બ્રહ્માની પ્રતિમાઓ પણ ગુજરાતમાંથી મળે છે.

આમ, ગુજરાતમાં લગભગ બારમી સદી સુધી બ્રહ્માની પૂજા પ્રચલિત હતી એમ ઉપરની પ્રતિમાઓ પરથી જણાય છે.

**ગણેશ પૂજા :**

ઘણા પ્રાચીનકાલથી ગુજરાતમાં શુભ કાર્યની શરૂઆત ગણેશ પૂજનથી થાય છે. ગુજરાતમાં ગણેશનાં સ્વતંત્ર મંદિરો ભાગ્યે જ જોવા મળે છે. મુખ્યત્વે શૈવ અને વૈષ્ણવ મંદિરોના અંતરાલમાં ગણપતિની પ્રતિમાની સ્થાપના થયેલી જોવા મળે છે. "श्री गणेशाय नमः" એ ગણેશ સ્તુતિનો મંત્ર છે. મુદ્દગલ પુરાણમાં આ દેવનાં ૩૨ નામ જણાવેલ છે. તેમાંનાં વિનાયક, વિઘ્નેશ્વર, સિદ્ધિદાતા, ગણપતિ, ગજાનન અથવા ગજમુખ, વક્રતુંડ, લંબોદર, વગેરે નામો ગુજરાતમાં જાણીતાં છે.

ગુજરાતમાંથી ગણેશની વિવિધ પ્રતિમાઓ જેવી કે ઊભા ગણેશ, નૃત્ય કરતા ગણેશ, બેઠેલા ગણેશ વગેરે જોવા મળે છે. તેમના આયુધોમાં કમળ, જલપાત્ર, મોદક, હસ્તીદંત, પુસ્તક વગેરે જણાય છે. તેમનું વાહન ઉંદર છે.

કચ્છ અને સૌરાષ્ટ્રમાં વસતી કાઠી, કણબી, મોચી વગેરે કોમની સ્ત્રીઓ આ દેવનાં ચિત્રો કપડા ઉપર દોરીને તેમાં સરસ ભરતગૂંથણ કરે છે. કેટલેક ઠેકાણે મકાનોના પ્રવેશદ્વારની બારશાખમાં લાકડાનું સુંદર કોતરકામ કરી તેમાં ગણેશની પ્રતિમા કંડારેલી હોય છે. આવી એક બારી મોડાસા (જિ. સાબરકાંઠા)માં

દલસુખ વેલજીની પેઢીના મકાન ઉપર જોવા મળે છે. આજે પણ ઘણાં નવાં મકાનોમાં ગણપતિની મૂર્તિની તકતી લગાવવામાં આવે છે.

ગણપતિનાં વિવિધ સ્વરૂપો પૈકી વિનાયક અને વક્રતુંડનું ચતુર્ભુજ સ્વરૂપ વધુ પ્રચલિત છે. ચતુર્ભુજ ગણપતિના હાથમાં સામાન્યતઃ દંત તથા પરશુ, મોદક અને અક્ષમાલા અથવા કમળ હોય છે. વિનાયક ગણપતિના ચારે હાથમાં દંત, કમળ, મોદક અને પરશુ અનુક્રમે હોય છે. જ્યારે વક્રતુંડના હાથમાં પાશ, અંકુશ, વરદમુદ્રા અને અભયમુદ્રા હોય છે. હાલમાં આ બંને સ્વરૂપોની પ્રાચીન-અર્વાચીન પ્રતિમાઓ ગુજરાતનાં અનેક શહેરો અને ગામડાઓમાંથી મળી આવે છે. મહેસાણા જિલ્લામાં ઊંઝાથી ત્રણ માઈલ દૂર ઐઠોર ગામે આવું એક મધ્યકાલીન મંદિર આવેલું છે. સૌરાષ્ટ્રમાં ગોપ મંદિરની બારી ઉપર પશ્ચિમ ભાગમાં શિખર પાસે ગણેશની એક અર્ધપર્યંકાસન વાળી ચોથા સૈકાની મનાતી પ્રાચીન પ્રતિમા આવેલી છે. આ ઉપરાંત કદવાર, થાન, સૂત્રાપાડા, વડનગર, સિદ્ધપુર, પાટણ વગેરે સ્થળોએથી ગણેશની વિવિધ પ્રતિમાઓ મળી આવેલ છે.

ગણેશની અષ્ટભુજ પ્રતિમાઓ ગુજરાતમાં પ્રચારમાં હશે એમ મનાય છે. આવી એક પ્રતિમા પાટણના પંચમુખી હનુમાનના મંદિરમાં આવેલી છે. પ્રતિમા બેઠી છે. આઠ હાથ છે. તેના ચાર હાથમાં પરશુ, કમંડળ, શક્તિ તથા અંકુશ ધારણ કરેલ છે. બાકીના ચાર હાથનાં આયુધો સ્પષ્ટ થતાં નથી. બીજી આવી એક પ્રતિમા વડનગરના પીઠોરી દરવાજે પીઠોરી માતાના મંદિરમાં મૂકેલી છે.

ગણેશની દ્વિભુજ, ષડભુજ, દશભુજ પ્રતિમાઓ કોઈક કોઈક ઠેકાણેથી મળે છે, પણ આવી પ્રતિમાઓ ખાસ પ્રચારમાં હોય તેમ લાગતું નથી. દ્વિભુજ પ્રતિમાઓ પાટણના પંચમુખી હનુમાનના મંદિરમાં તેમજ વડનગરના શીતળા-માતાના મંદિરમાં આવેલી છે. ષડભુજ પ્રતિમાઓ સિદ્ધપુરના ગોવિંદ માધવ-મંદિરમાં છે. દશભુજ પ્રતિમા અમદાવાદના અસારવાના નીલકંઠ મહાદેવના મંદિરમાં આવેલી છે.

ગણપતિની વિવિધ પ્રતિમાઓમાં ક્યારેક ઊભા ગણપતિ તો ક્યારેક નૃત્ય કરતા ગણપતિની પ્રતિમાઓ જોવા મળે છે.

અમદાવાદમાં ગુજરાત વિદ્યાસભાના મ્યુઝિયમમાં નૃત્ય કરતા ગણેશની ચતુ-ર્ભુજ પ્રતિમા છે. શામળાજી અને રોડામાં ગણપતિની ગુપ્તકાલીન પ્રતિમાઓ મળે છે. વિ. સં. ૧૧૯૩(ઈ.સ. ૧૧૩૭)માં સિદ્ધરાજ જયસિંહના સમયમાં ભટ્ટારિકા સહિત વિનાયકનું મંદિર બંધાવવામાં આવ્યું હતું.

વિ. સં. ૧૨૦૬ (ઈ.સ. ૧૧૫૦)માં ભાયાવદરમાં બંધાયેલ સોમાદિત્યના મંદિરમાં દ્વાર ઉપર ગણેશ તથા નવગ્રહોની પ્રતિમાઓ કોતરેલી છે.

વિ. સં. ૧૨૬૭ (ઈ.સ.) ૧૨૧૧ ના આબુ ઉપરના વીરધવલના લેખમાં સરસ્વતી તથા ગણેશની સ્તુતિ કરવામાં આવેલ છે. મહામાત્ય વસ્તુપાલે ધૂમલીમાં ગણેશ મંદિરનો મંડપ બંધાવ્યાનો ઉલ્લેખ વિ. સં. ૧૨૯૧ (ઈ સ. ૧૨૩૫)ના લેખમાં કરેલ છે. વીસલદેવના સમયના રાજકવિ નાનાકની પ્રથમ પ્રશસ્તિની શરૂઆત ગણેશની સ્તુતીથી કરવામાં આવેલ છે. ધોળકામાં આવેલા મહાકાલીના મંદિરની પ્રશસ્તિમાં શરૂઆતમાં ગણેશની સ્તુતિ કરવામાં આવી છે. તેરમી સદી દરમ્યાન ગોરાડથી અર્ધામાઈલે આવેલ વીરતા ગામમાં બંધાયેલ નીલકંઠેશ્વર મંદિરમાં જોવા મળતી ત્રણ મુખ્ય મૂર્તિઓમાં બારણા આગળની પ્રતિમા ગણેશની છે. અમદાવાદના અસારવામાં આવેલ નીલકંઠ મહાદેવમાં એક ચતુર્ભુજ ગણેશની પ્રતિમા આવેલી છે. ધોળકામાં લક્ષ્મીનારાયણના મંદિરમાં ગણેશની ધાતુ પ્રતિમા ઉપર સંવત ૧૫૭૬નો લેખ છે. પ્રતિમાની બેસણી પર "ॐ वक्रतुंडाय नमः" લખેલ છે. વડોદરામાં દાંડીયા બજારમાં ગણપતિનું એક સ્વતંત્ર મંદિર આવેલ છે.

આમ, ઉપરના સર્વ આધારો પરથી જણાય છે કે પ્રાચીનકાલથી ચાલી આવતી ગણેશપૂજા આજ દિન સુધી વ્યવસ્થિત રીતે ગુજરાતમાં પ્રચલિત છે. આજે દરેક શુભ પ્રસંગે ગણેશની સ્તુતિ કરવામાં આવે છે. કેટલાક જમણી સૂંઢના આકડાના ગણપતિ બનાવીને તેની ઉપાસના પણ કરે છે. હાલમાં ગુજરાતના દરેક ગામમાં ગણેશની પ્રતિમા જોવા મળે છે.

## (૫) હનુમાન પૂજા :

હનુમાન એ પરિવાર દેવતા છે. એ રામચંદ્રના પરમ ભક્ત છે. રામચંદ્રના દરેક મંદિરમાં હનુમાનની પ્રતિમા જોવા મળે છે. તેઓ વાયુ અથવા મરુત પુત્ર હોવાથી તેમનું નામ મારુતિ પડયું છે. હનુમાન રુદ્ર સ્વરૂપ મનાય છે. આથી ભૂતપિશાચની પીડામાંથી બચવા માટે ઘણા લોકો હનુમાનની ઉપાસના કરતા હોય છે. ગુજરાતમાં અનેક સ્થળે હનુમાનની પ્રતિમાઓ આવેલી છે. તેમાં ખાસ કરીને બે પ્રકારની પ્રતિમાઓ જોવા મળે છે : (૧) એક મુખ (૨) પંચમુખ. ગુજરાતમાં સિદ્ધપુર તાલુકાના કણી ગામના હનુમાન, પાટણના ગુણવંતા હનુમાન અને સૌરાષ્ટ્રના સારંગપુરના હનુમાનની પ્રતિમાઓ ઘણી ભવ્ય અને પ્રાચીન છે. અનેક લોકો તેના દર્શનાર્થે ઉમટે છે.

ગુજરાતમાંથી પંચમુખી હનુમાનની પ્રતિમાઓ જવલ્લેજ મળે છે. આવી એક પ્રતિમા ભાવનગર પાસેના તળાજાના સ્મશાન આગળ આવેલી છે. બીજી એક પ્રતિમા પાટણના અઘોરી બાવાની જગ્યામાં તેમના મંદિરની અંદર બેસાડેલી છે. આ સર્વ પ્રતિમાઓ વિશિષ્ટ પ્રકારની છે.

ગુજરાતમાં ગામડે ગામડે નાની મોટી હનુમાનની પ્રતિમાઓ આવેલી છે. ઘણા લોકો પનોતીની પીડામાંથી બચવા માટે શનિવારે હનુમાનને તેલ ચઢાવે છે. કાળી ચૌદશના દિવસે અનેક ભાવિકો હનુમાનને તેલ ચઢાવવા જાય છે. ઘણા તેની ઉપાસના કરે છે. તેલ અને આકડાના ફૂલની માળા ચઢાવે છે. અમદાવાદમાં કૅમ્પના હનુમાનનો મહિમા વિશેષ જોવા મળે છે.

હનુમાનનાં કેટલાંક સ્વતંત્ર મંદિરો છે. વળી, ઘણાં મંદિરોમાં અંતરાલમાં એક બાજુના ગોખલામાં ગણપતિની અને બીજી બાજુના ગોખલામાં હનુમાનની મૂર્તિ હોય છે. એમના એક હાથમાં ગદા અને બીજા હાથમાં પર્વત હોય છે ને એમના પગ નીચે પનોતી હોય છે.

## (૬) વાયુપૂજા :

ગુજરાતમાં વાયુપૂજા ઘણા પ્રાચીનકાલથી ચાલી આવે છે. ગુજરાતમાં વાયડા બ્રાહ્મણો તથા વૈશ્યોના ઈષ્ટદેવ વાયુદેવ છે. વાયડા જ્ઞાતિના પુરાણમાં વાયડાદિત્યનું મંદિર હાલમાં (વાયડ) તરીકે ઓળખાતા ગામમાં હોવાનો ઉલ્લેખ છે. અનુશ્રુતિ પ્રમાણે જાણવા મળે છે કે આ સ્થાને વાયુ ભગવાનનો પાદુર્ભાવ થયો હતો, અને તેથી જ તેનું નામ વાયુપુર કે પવનપુર પડયું હતું.

પ્રભાવક ચરિત, ચ. પ્ર. વગેરે ગ્રંથોમાં પણ વાયડમાં વાયડદેવનું મંદિર હોવાનો ઉલ્લેખ મળે છે. હાલમાં આ મંદિર જોવા મળતું નથી. દિક્પાલ તરીકે અનેક વાયુ પ્રતિમાઓ મોટા મોટા મંદિરોમાં જોવા મળે છે. શામળાજી જેવાં કેટલાંક મંદિરોની જંઘામાં, વાયુ સાથે વાયુપત્નીની પ્રતિમા જોવા મળે છે.

ગુજરાતમાં મળતી મોટા ભાગની વાયુ પ્રતિમાઓ ચાર હાથવાળી મળે છે. વાયુદેવ વાયડા–બ્રાહ્મણ, વાણિયાના ઈષ્ટદેવ તરીકે પૂજાતા હોઈ તેનાં મંદિરો હાલમાં પાટણ, વડોદરા, કચ્છ, સૂરત, અમદાવાદ વગેરે સ્થળોએ બંધાયાં છે.

## (૭) દિક્પાલની પ્રતિમાઓ :

વૈદિક સાહિત્યમાં દિક્પાલોનું સ્થાન મહત્ત્વનું છે. તેઓ દિશાઓના રક્ષક દેવ મનાય છે. આ કારણે તેમની વિવિધ પ્રકારે પૂજા થાય છે. આઠ દિશાના

આઠ જુદા જુદા દેવ હોય છે. તેમનાં નામ ઈન્દ્ર, અગ્નિ, યમ, નિઋતિ, વરુણ, વાયુ, કુબેર, ઈશાન છે. ઘણાં મંદિરોમાં મંડોવરમાં જટામાં ચાર દિશાઓમાં ઈન્દ્ર, યમ, વરુણ અને કુબેર એ ચાર દિક્પાલોની પ્રતિમાઓ મુકાય છે. ચાર દિશાઓ(ખૂણાઓ)માં ઈશાન, અગ્નિ, નૈઋતિ અને વાયુ એમ ચાર દેવોની મૂર્તિઓ મુકાય છે.

ગુજરાતમાં દિક્પાલોની પ્રતિમાઓ વડનગરના હાટકેશ્વર મહાદેવના મંદિરમાંથી, શામળાજીના દેવગદાધરના મંદિરમાંથી, આબુના વસિષ્ઠાશ્રમના મંદિરમાંથી તેમ જ સૂણક, સંડેર, ઠાસરા વગેરે સ્થળોના મંદિરોમાંથી મળી આવે છે. કેટલીક વાર દિક્પાલ સાથે તેની પત્ની દિક્પાલિકાની પ્રતિમા પણ કંડારાય છે. સાબરકાંઠા જિલ્લામાં માલપુર પાસે કલેશરી નામે ઓળખાતા સ્થળેથી મળતા અવશેષોમાં દિક્પાલ ઈન્દ્રની એક દ્વિભુજ પ્રતિમા મળી આવેલ છે.

## (૮) નાગપૂજા :

વેદકાલમાં શિવની સાથે નાગપૂજા જોડાયેલ હતી. પુરાણોના સમયમાં તેનું સ્વરૂપ બદલાવા લાગ્યું. તેને પૂર્વજો સાથે તેમ જ ખજાનાના રક્ષક તરીકે પૂજવામાં આવે છે. ગુજરાતમાં ઘણા પ્રાચીનકાલથી નાગપૂજા પ્રચલિત છે. તેમ છતાં તેનાં કોઈ સ્વતંત્ર મંદિરો કે સંપ્રદાય અસ્તિત્વમાં નથી. સામાન્ય રીતે સમાજના દરેક વર્ણના લોકો નાગપૂજામાં માને છે. ઘણા કુટુંબોમાં શ્રાવણ સુદ ૫(નાગપાંચમ)ને દિવસે નાગની પૂજા થાય છે. ઘણા નાગપંચમીને દિવસે વ્રત કરી બાજરીની કુલેર વગેરે ખાય છે. નાગપંચમીને દિવસે ઘણા મદારીઓ નાગ લઈને ભાવિકજનોને દર્શન કરાવવા શેરીઓમાં ફરતા હોય છે. ગામડામાં ઘણાં મકાનોમાં નાગપૂજાના પ્રતીકરૂપે દીવાલો ઉપર નાગની આકૃતિઓ દોરેલી જોવા મળે છે. ઘણાં શિવમંદિરોમાં શિવલિંગ ઉપર પિત્તળનો કે ચાંદીનો નાગ બનાવીને રાખવામાં આવે છે. તેની પૂજા થાય છે. વડોદરા જિલ્લાના માલસર પાસે એક પ્રાચીન નાગમંદિર આવેલું છે.

ખાસ કરીને ગુજરાતના સાબરકાંઠા, પંચમહાલ અને દક્ષિણ ગુજરાતના ડાંગ જિલ્લાના આદિવાસી પ્રદેશોમાં વસતા આદિવાસીઓમાં નાગપૂજા સવિશેષ જોવા મળે છે.

## (૯) શંખપૂજા :

ગુજરાતમાં હિંદુઓના દરેક મંદિરમાં શંખપૂજા, પૂજાના એક મહત્ત્વના અંગ તરીકે પ્રયોજાય છે. દરેક બ્રાહ્મણના ઘરમાં પણ દેવપૂજામાં શંખ જોવા

મળે છે. તેઓ સવારમાં અન્ય દેવોની સાથે ચંદન, ધૂપદીપ નૈવેધ વગેરેથી શંખપૂજા કરે છે.

શંખ એ વિષ્ણુનું પ્રતીક છે. તેનું ઉત્પત્તિસ્થાન સમુદ્ર છે. શંખપૂજા વિષ્ણુપૂજા સાથે સંકળાયેલ છે. વિષ્ણુના હાથમાં શંખનું સ્થાન રહેલું છે.

જેની પાસે દક્ષિણાવર્તિ શંખ હોય છે તે અઢળક દોલતનો સ્વામી બને છે તેવું મનાય છે. આવો શંખ બહુ જવલ્લેજ મળે છે.

## (૧૦) નવગ્રહો :

નવગ્રહોમાં સૂર્ય, ચંદ્ર, મંગળ, બુધ, ગુરુ, શુક્ર, શનિ. રાહુ અને કેતુનો સમાવેશ થાય છે. નવગ્રહોની સંયુક્ત પ્રતિમાઓ ઘણા મંદિરોના ગર્ભગૃહની દ્વાર શાખમાંથી મળે છે. મોડાસામાં જૂના બસસ્ટેન્ડ પાસે આવેલ વણજારી વાવના નામે ઓળખાતી એક વાવમાં નવગ્રહનો પટ્ટ કંડારેલ છે. વડનગરના શીતલા માતાના મંદિરમાંથી, પાટણના હરિહરેશ્વર મહાદેવમાંથી, આરાસુરમાં અંબાજી માતાના મંદિરમાં, વઢવાણની માધાવાવમાંથી વગેરે ઘણાં સ્થળોએથી આવા નવગ્રહના પટ્ટ મળી આવેલ છે.

## (૧૧) શાલિગ્રામ પૂજા :

વિષ્ણુના પ્રતીક તરીકે શાલિગ્રામની પૂજા થાય છે. તેનો આકાર ગોળ અને ચપટો છે. પંચાયતન દેવોમાં શાલિગ્રામનું સ્થાન મહત્ત્વનું મનાય છે. બ્રાહ્મણોની દેવપૂજામાં શાલિગ્રામ અચૂક જોવા મળે છે. ગુજરાતનાં વૈષ્ણવ મંદિરો જેવાં કે શામળાજી, ડાકોર, દ્વારકા વગેરે સ્થળોએ વિષ્ણુની પ્રતિમા સાથે આ શાલિગ્રામની પૂજા થાય છે. તેને ભાવિકો વિષ્ણુના પ્રતીક તરીકે માને છે. રામાનુજ સંપ્રદાયના સાધુઓ શાલિગ્રામની ઉપાસના કરે છે.

## (૧૨) રામપૂજા :

રામમંદિરોનો પ્રચાર ગુજરાતમાં ગામેગામ જોવા મળે છે. એમાં સીતા–રામ, રામ–લક્ષ્મણ–જાનકી કે રામ પંચાયતનની પ્રતિમાઓ પૂજાય છે. રામપૂજાનો મહિમા નાનક, કબીર, તુલસીદાસ અને રામાનંદીઓના સર્વવ્યાપી પ્રચારથી હિંદુસમાજના છેક નીચલા થર સુધી ફેલાયો છે. રામસીતાની સેંકડો પ્રતિમાઓ ગુજરાતમાંથી મળે છે. હાલમાં ગુજરાતમાં મુરારી બાપુની રામાયણ સપ્તાહ દ્વારા રામભક્તિનો મહિમા વધ્યો છે.

**(૧૩) વિશ્વકર્મા :**

વિશ્વકર્મા એ સ્થપતિઓના દેવ તરીકે પૂજાય છે. ગુજરાતમાં વસતા સુથાર જ્ઞાતિના લોકોના તે ઈષ્ટદેવ મનાય છે.

**(૧૪) બળિયાદેવ :**

બળિયાદેવની પૂજા ગુજરાતના ગામડે ગામડે પ્રચલિત છે. ઘણા લોકો બાળકોને બળિયાના રોગમાંથી મુક્તિ મળે તે માટે તેની માનતા માનતા હોય છે. ગામની પાધરમાં કે કોઈ શિવાલયની સાથે, બળિયાદેવનું સ્થાન આવેલું હોય છે. આદિવાસીઓમાં તે બળિયા બાપાના નામે ઓળખાય છે. સાબરકાંઠાનાં અનેક ગામોમાં તેના નામે ઉજાણી રાખવામાં આવતી હોય છે. તેમની પ્રતિમા માત્ર મસ્તકરૂપે હોય છે. વડોદરા પાસે પોર ગામમાં બળિયા દેવનું એક મોટું મંદિર આવેલું છે.

**(૧૫) સરસ્વતી :**

સરસ્વતી એ વિદ્યાની દેવી તરીકે પૂજાય છે. તેનું વાહન હંસ છે. બ્રહ્માનાં પત્ની હોવાથી તે બ્રાહ્મી તરીકે પણ મનાય છે. ગુજરાતમાં સરસ્વતીનાં સ્વતંત્ર મંદિરો ભાગ્યે જ જોવા મળે છે. સરસ્વતીની પ્રતિમાઓ પ્રાચીન મંદિરોની જંઘાઓમાં, દ્વારશાખોમાં કે તોરણોમાં મળી આવે છે. ડીસામાં આવેલ સિદ્ધાંબિકાના પ્રાચીન મંદિરની દ્વારશાખમાં સરસ્વતીની એક સુંદર મૂર્તિ આવેલી છે. જમણા બે હાથમાં કમળ અને ડાબા હાથમાં વીણા અને કમંડળ છે. વડનગર અને શામળાજીના પ્રાચીન મંદિરોમાંથી સરસ્વતીની નાની મોટી પ્રતિમાઓ મળે છે. સિદ્ધપુરમાં અને જૂનાગઢમાં સરસ્વતીનું સ્વતંત્ર મંદિર જોવા મળે છે.

**(૧૬) કાર્તિકેય :**

ગુજરાતમાં શિવના પુત્ર કાર્તિકેયની પૂજા સ્વતંત્ર રીતે થતી હોય તેવું જાણવા મળતું નથી. તેમ છતાં તેની કેટલીક પ્રતિમાઓ ગુજરાતનાં ઢાંક, વડનગર, ખંભાત, ગલતેશ્વર, કપુરાઈ, કપડવંજ, વગેરે સ્થળોનાં પ્રાચીન મંદિરોની જંઘા કે મંડોવરમાંથી મળે છે. તેમનું વાહન મોર છે. તેમના હાથમાં શક્તિ (ભાલો) હોય છે. એમને છ મુખ હોય છે.

**(૧૭) શીતળાદેવી :**

ગુજરાતમાં શીતળાદેવીનો પ્રચાર સર્વસામાન્ય છે. તે શીતળાનો રોગ મટાડનાર દેવી તરીકે પૂજાય છે. શીતળાનાં કેટલાંક સ્વતંત્ર મંદિરો બંધાયાં છે.

શીતળાની પ્રતિમા નગ્ન સ્વરૂપે ગધેડા ઉપર માથે સુપડુ લઈ બેઠેલ દર્શાવાય છે. તેના બે હાથ પૈકી એકમાં સાવરણી અને બીજીમાં કળશ હોય છે. મોઢેરાના સૂર્યમંદિરના કુંડમાં તેની પ્રતિમા જોવા મળે છે.

### (૮) રામદેવપીર :

ગુજરાતમાં સમાજના નીચલા થરમાં રામદેવપીરનું સ્થાન મહત્ત્વનું મનાય છે. રામદેવપીરના પ્રતીક તરીકે ઘોડાની પૂજા થાય છે. તેનાં મંદિરોમાં તેમની પાદુકા પૂજાય છે. રણુજા(મારવાડ)માં તેનું મુખ્ય મંદિર આવેલું છે. ઘણા હિંદુઓ તેના દર્શને જાય છે અને વિવિધ પ્રકારની માનતા રાખતા હોય છે.

### અન્ય દેવદેવીઓ :

આ ઉપરાંત ખોડિયાર માતા, વેરાઈ માતા, સંતોષીમા, બગલામુખી વગેરે દેવીઓની લોકો વિવિધ રીતે પૂજા કરે છે. માનતા રાખે છે. સંતોષીમાનું વ્રત ઘણા લોકો, શુક્રવારે ચણા ખાઈને કરે છે. ધીરે ધીરે ગુજરાતના ગામેગામ સંતોષીમાનો મહિમા વધતો જાય છે. સંતોષીમાનું મંદિર વલ્લભ વિદ્યાનગર (જિ. ખેડા)માં છે. બગલામુખીનું મંદિર, ખેડા જિલ્લામાં ભાદરણ ગામમાં આવેલું છે.

આ સાથે ઘણા લોકો ભાથી કથરીની પૂજા કરતા હોય છે. ખેડા જિલ્લામાં આનું મહત્ત્વ વિશેષ છે. કેટલાક ખેડૂતો આંબો વાવતી વખતે ભાથી કથરીનું નામ દઈ શ્રીફળ વધેરીને માનતા કરતા હોય છે. ખેડા જિલ્લાના કપડવંજ ગામ આગળ ફાગવેલમાં તેમનું સ્વતંત્ર મંદિર આવેલું છે. ભૂતપ્રેતના નિવારણ માટે નીચલા વર્ગમાં મેલડી માતાની પણ ઉપાસના થાય છે.

છેલ્લા દસકામાં ગીતામંદિર, વેદમંદિર વગેરે મંદિરો ઘણે ઠેકાણે અસ્તિત્વમાં આવ્યાં છે. અમદાવાદ, વડોદરા વગેરે સ્થળોએ ગીતામંદિર બંધાયાં છે. અહીં ગીતાની પ્રતિમાની પૂજા થાય છે. અમદાવાદમાં કાંકરીયા વિસ્તારમાં આવેલ વેદમંદિરમાં વેદનું પ્રતિમા સ્વરૂપે પૂજન થાય છે.

આમ, ગુજરાતમાં શિવ, અને વિષ્ણુ પૂજા સાથે વિવિધ દેવદેવીઓની પૂજા વર્તમાન સમયમાં પ્રચલિત છે.

## સંદર્ભ ગ્રંથો


(૧) ડૉ. હ. ગં. શાસ્ત્રી — હડપ્પા અને મોહેં–જો–દડો

(૨) નર્મદાશંકર દેવશંકર મહેતા — શાક્ત સંપ્રદાય. મુંબઈ, ઈ.સ. ૧૯૩૨

(૩) ડૉ. હ. ગં. શાસ્ત્રી અને ર. છો. પરીખ — ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ ગ્રંથ ૨, પ્રકરણ ૩, ૪, ૫, અમદાવાદ ૧૯૭૨–૭૬

(૪) ડૉ. હ. ગં. શાસ્ત્રી — મૈત્રકકાલીન ગુજરાત, અમદાવાદ, ૧૯૫૫

(૫) ડૉ. નવીનચંદ્ર આચાર્ય — (૧) ચાવડા વંશનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ, અમદાવાદ, ૧૯૭૩
(૨) સોલંકી કાલીન ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ, અમદાવાદ, ૧૯૭૩

(૬) ક. ભા. દવે — અંબિકા, કોટેશ્વર અને કુંભારિયા

(૭) દુ. કે. શાસ્ત્રી — ગુજરાતનાં તીર્થસ્થાનો

(૮) ડૉ. કા. ફૂ. સોમપુરા — સૂર્યમંદિર વિશેષાંક

(૯) ર. ભી. જોટ — ખંભાતનો ઇતિહાસ, અમદાવાદ, ૧૯૪૯

# ૫

## જૈનધર્મ

**પ્રાસ્તાવિક :**

ગુજરાતની પ્રજામાં હિંદુ ધર્મ પછી બીજો મહત્ત્વનો ધર્મ તે જૈન ધર્મ છે. તેમાં તીર્થંકરોનું મહત્ત્વ અંકાયું છે. ભારતની ધર્મપરંપરામાં છેક પ્રાચીનકાળથી બે પ્રવાહો જોવા મળે છે : (૧) બ્રાહ્મણપ્રવાહ, (૨) શ્રમણપ્રવાહ. બ્રાહ્મણ પરંપરાનો વિકાસ 'બ્રહ્મન્'ની આસપાસ થયો અને શ્રમણ પરંપરાનો વિકાસ "શમન્"ની આસપાસ થયો. બ્રાહ્મણ પરંપરામાં યજ્ઞ યાગાદિનું વિશેષ મહત્ત્વ હતું. શ્રમણ પરંપરામાં અહિંસા પ્રધાન ધર્મભાવનાનો વિકાસ થયો. બ્રાહ્મણ પરંપરામાં વેદધર્મનો પ્રસાર થયો, જ્યારે શ્રમણ પરંપરામાંથી જૈન અને બૌદ્ધધર્મનો પ્રસાર થયો.

આજે આપણે જેને જૈન ધર્મ તરીકે ઓળખીએ છીએ, તે ઈ. સ પૂર્વે છઠ્ઠા સૈકામાં મહાવીરના સમયમાં નિર્ગ્રંથ સંપ્રદાય તરીકે ઓળખાતો હતો. નિર્ગ્રંથ એટલે ગ્રંથિ વિનાનો. આ સંપ્રદાયમાં થયેલા આચાર્યો અને સંતો જિન તરીકે ઓળખાવા લાગ્યા. "જિન" શબ્દ "जि–जय" જીતવું ઉપરથી બનેલો છે. એટલે કે જેણે ઇન્દ્રિયોને જીતી મન, વાણી અને કાયા ઉપર કાબૂ મેળવેલ છે તે. આવા પુરુષોને જૈન પરંપરામાં "અર્હંત" કહેવામાં આવે છે. અર્હંત એટલે જેણે અંતરના શત્રુઓ ઉપર કાબૂ મેળવ્યો છે તે. આવા અર્હંત તરીકે ઓળખાતા મહાપુરુષો કેવલ જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી તીર્થંકર તરીકે ઓળખાય છે.

જૈન ધર્મમાં આવા ૨૪ તીર્થંકરો થયા મનાય છે : (૧) ઋષભદેવ, (૨) અજિતસ્વામી, (૩) સંભવનાથ, (૪) અભિનંદન, (૫) સુમતિનાથ, (૬) પદ્મપ્રભુ, (૭) સુપાર્શ્વનાથ, (૮) ચંદ્રપ્રભુનાથ, (૯) સુવિધિનાથ, (૧૦) શીતલનાથ, (૧૧) શ્રેયાંસનાથ, (૧૨) વાસુપૂજ્યનાથ, (૧૩) વિમલનાથ, (૧૪) અનંતનાથ, (૧૫) ધર્મનાથ, (૧૬) શાંતિનાથ, (૧૭) કુંથુનાથ, (૧૮) અરનાથ, (૧૯) મહિષ-

ગુ. ૭

નાથ, (૨૦) મુનિસુવ્રતનાથ, (૨૧) નમિનાથ, (૨૨) નેમિનાથ, (૨૩) પાર્શ્વનાથ, (૨૪) મહાવીર. આ સર્વમાં ઋષભદેવ આદ્ય તીર્થંકર તરીકે ઓળખાય છે. તેઓ ઘણા પુરાતનકાલમાં થઈ ગયા હોવાનું મનાય છે. એમ કહેવાય છે કે એમણે માનવીને સૌ પ્રથમ મકાન બાંધતાં, ખેતી કરતાં અને લખતાં, વાંચતાં શીખવ્યું. આમ, તેઓ માનવજાતિના પ્રથમ સુધારક મનાયા. તેઓ વિષ્ણુના ૨૪ અવતારો માંના એક અવતાર મનાય છે. બાકીનામાંથી ૨૨મા તીર્થંકર શ્રીકૃષ્ણના સમકાલીન નેમિનાથ અને ૨૩મા તીર્થંકર પાર્શ્વનાથ તથા ૨૪મા તીર્થંકર મહાવીર ઐતિહાસિક વિભૂતિ મનાય છે. તેમના વિશેનાં કેટલાંક ચોક્કસ ઐતિહાસિક પ્રમાણો મળે છે. ૨૨મા તીર્થંકર નેમિનાથ યાદવકુલમાં જન્મેલા હતા. તેઓ કૃષ્ણના પિતરાઈ ભાઈ થતા હતા. પોતાના લગ્નના દિવસે થતી જીવહિંસા જોઈ સંસારનો ત્યાગ કરી ઉજ્જયંત (ગિરનાર) ઉપર તપ કરવા ચાલ્યા ગયા. ત્યાં કેવલજ્ઞાન પામ્યા

ત્રેવીસમા તીર્થંકર પાર્શ્વનાથ વારાણસીના અશ્વસેન રાજ્યના પુત્ર હતા. તેમની માતાનું નામ વામાદેવી હતું. તેમણે લગભગ ૭૦ વર્ષનું આયુષ્ય ભોગવ્યું હતું. તેમણે પ્રજાને ચાર યામ (વ્રતો) સત્ય, અહિંસા, અસ્તેય અને અપરિગ્રહ પ્રબોધ્યાં.

ચોવીસમા તીર્થંકર મહાવીર સ્વામી પોતે પાર્શ્વનાથ પરંપરાના હતા. તેઓ ગૌતમ બુદ્ધના સમકાલીન મનાય છે. તેમનો જન્મ ઈક્ષ્વાકુ કુળની ક્ષત્રિય જાતિમાં ઈ. સ. પૂ. ૫૯૯માં, પટના નગરની ઉત્તરે કુંડગ્રામમાં થયો હતો. તેમના પિતાનું નામ સિદ્ધાર્થ હતું અને માતાનું નામ ત્રિશલાદેવી હતું. તેમના જન્મથી માતાપિતાની સર્વ પ્રકારની સમૃદ્ધિથી વધતાં, તેમનું નામ વર્ધમાન પાડવામાં આવ્યું. વર્ધમાન બાળપણથી જ વૈરાગ્ય વૃત્તિના હતા. તેમણે માતાના પ્રેમને વશ થઈ લગ્ન કર્યું. તેમને યશોધરા (યશોદા) નામની પુત્રી હતી. માતા-પિતાનું મૃત્યુ થતાં પોતાના ભાઈ નંદીવર્ધનને રાજ્ય સોંપી તેમણે ત્રીસમા વર્ષે સંસારનો ત્યાગ કર્યો.

લગભગ બાર વર્ષ સુધી કઠોરતપ કરીને તેરમા વર્ષે કેવલ જ્ઞાનને પામ્યા. કેવલ જ્ઞાન પામ્યા પછી તેઓ મહાવીર તરીકે ઓળખાવા લાગ્યા. લગભગ ત્રીસ વર્ષ સુધી જગતને ઉપદેશ આપી અહિંસાનો મહિમા વધાર્યો.. તેમણે પોતાના અનુયાયીઓને પાંચ યામ પ્રબોધ્યાં. સત્ય, અહિંસા, અસ્તેય, અપરિગ્રહ અને બ્રહ્મચર્ય.

(અ) જૈનધર્મના આચાર :

જૈનધર્મ એ આચારપ્રધાન ધર્મ છે. તેના આચારો નીચે પ્રમાણેના છે :

(૧) મહાવ્રત અને અણુવ્રત :

જૈનધર્મમાં વ્રત અને ઉપવાસને મહત્ત્વ આપવામાં આવ્યું છે. તેમાં શ્રાવક-શ્રાવિકાઓ માટે નીચેનાં વ્રતો નક્કી કરવામાં આવ્યાં છે.

(અ) અહિંસા : મન, વાણી અને કર્મે કરીને હિંસા આચરવી નહિ, તેમજ આચરનારને અનુમોદન આપવું નહિ.

(બ) સત્ય : મન, વાણી અને કર્મે કરીને અસત્ય બોલવું કે આચરવું નહિ, તેમજ આચારનારને અનુમોદન આપવું નહિ.

(ક) બ્રહ્મચર્ય : મન, વાણી અને કર્મે કરીને બ્રહ્મચર્ય વ્રત આચરવું.

(ડ) અસ્તેય : મન, વાણી અને કર્મે કરીને ચોરી કરવી નહિ.

(ઇ) અપરિગ્રહ : મન, વાણી અને કર્મે કરીને કોઈપણ વસ્તુનો પરિગ્રહ કરવો નહિ, તેમજ તેમ કરનારને અનુમોદન આપવું નહિ.

આ પાંચ વ્રતો જૈનધર્મમાં સાધુ–સાધ્વીઓ તીવ્રતાથી પાળે ત્યારે તે મહાવ્રત કહેવાય અને શ્રાવક–શ્રાવિકાઓ પરિસ્થિતિને અનુરૂપ થઈ પાળે ત્યારે તે અણુવ્રત કહેવાય છે.

સમિતિ :

સમિતિ એટલે સદાચાર, સારું વર્તન. જૈનધર્મમાં પાંચ સમિતિઓ દર્શાવેલ છે :

(૧) ઇર્યા સમિતિ :

આ સમિતિ અહિંસા પર રચાયેલી છે. આમાં વર્ણવ્યા મુજબ કોઈપણ સાધુ–સાધ્વીઓએ રાતના ચાલવું જોઈએ નહિ. તેમજ જે રસ્તે લીલું ઘાસ હોય તેમાં પગ મૂકીને ચાલવું જોઈએ નહિ.

(૨) ભાષા સમિતિ :

આપણે વાણી દ્વારા પણ હિંસા થાય તેવું આચરણ કરવું જોઈએ નહિ. સાધુ–સાધ્વીઓએ એવી વાણી ઉચ્ચારવી જોઈએ કે જેથી દરેકને ધર્મલાભ થાય.

(3) એષણા સમિતિ :

સાધુ–સાધ્વીઓએ એવી કોઈપણ ઇચ્છા સેવવી જોઈએ નહિ, કે જેથી સંસારી જીવને દુઃખ થાય.

**(૪) આદાન નિક્ષેપણ સમિતિ :**

દરેક સાધુ–સાધ્વીઓએ પોતાનાં વસ્ત્રો એવી રીતે લેવાં કે મૂકવાં જોઈએ, કે જેથી કોઈપણ પ્રકારની જીવહિંસા ન થાય.

**(૫) પરિષ્ઠાપના સમિતિ :**

દરેક સાધુ–સાધ્વીઓએ પોતાના મળમૂત્રનો એવી રીતે ત્યાગ કરવો જોઈએ કે જેનાથી હિંસા ન થાય.

**ત્રણ ગુપ્તિ :**

ગુપ્તિ એટલે સાચવવું, રક્ષણ કરવું, જૈનધર્મમાં પણ ત્રણ ગુપ્તિ દ્વારા મનને સ્થિર રાખવાનું જણાવ્યું છે. મનોગુપ્તિ, વાક્ગુપ્તિ અને કાયગુપ્તિ.

**ચાર ભાવના :**

ભાવના એટલે મનમાં ભાવ લાવવો તે. આ ચાર ભાવના નીચે મુજબ છે :

**(૧) મૈત્રીભાવ :**

દરેક જીવ પ્રત્યે મિત્રતા રાખવી અને સર્વ જીવના અપરાધ માફ કરવા. કોઈ પણ જીવ પ્રત્યે વેરની ભાવના ન રાખવી.

**(૨) પ્રમોદભાવ :**

ભૌતિક કે આધ્યાત્મિક જ્ઞાનમાં કોઈ ચઢિયાતું હોય તો તેની ઇર્ષ્યા ન કરતાં તેના પ્રત્યે આદરભાવ અને માનની લાગણી રાખવી.

**(૩) કરુણાભાવ :**

જીવમાત્ર પ્રત્યે કરુણાભાવ રાખવો જોઈએ.

**(૪) માધ્યસ્થભાવ :**

કોઈપણ શિષ્ય કે શ્રાવક–શ્રાવિકાને ઉપદેશ ન સમજાય તો તેના પ્રત્યે ઉપેક્ષા કર્યા સિવાય તેને સમજાય તેવો પ્રયત્ન કરવો જોઈએ.

**(૫) સામયિક અને પ્રતિક્રમણ :**

જૈનધર્મ મનોવિગ્રહની વૃત્તિ પર ભાર મૂકે છે. મનને કાબૂમાં રાખવા માટે બે પ્રકારની ક્રિયાઓને આવશ્યક ગણવામાં આવી છે, જે આવશ્યક તરીકે ઓળખાય છે. આ બે ક્રિયાઓમાં તીર્થંકરની સ્તુતિ અને વંદના ઉપરાંત જાણે અજાણે થયેલા પાપને કબૂલ કરી ફરીથી ન થાય તેવો નિર્ણય કરવાનો હોય છે. આ બે આવશ્યકો તે (૧) સામયિક અને (૨) પ્રતિક્રમણ.

સામયિક એટલે મનની સમતા કેળવવાનો વિધિ. આ ક્રિયામાં પોતાની શક્તિ પ્રમાણે મનને સ્થિર રાખી ધર્મધ્યાન કરવાનું હોય છે.

પ્રતિક્રમણ એટલે પાપ કબૂલી પુણ્ય તરફ પાછા ફરવાનો વિધિ. જૈન પરંપરામાં દિવસનું અને રાત્રિનું એમ બે પ્રકારનાં પ્રતિક્રમણ કરવાનાં હોય છે. રાત્રિ દરમિયાન કરેલાં પાપોનો સ્વીકાર સવારના પ્રતિક્રમણમાં કરવાનો હોય છે, અને દિવસ દરમિયાન કરેલાં પાપોનો સ્વીકાર રાત્રિના પ્રતિક્રમણમાં કરવાનો હોય છે.

**કર્મનું મહત્ત્વ :**

જૈનધર્મ કર્મપ્રધાન છે. અહીં નવ તત્ત્વો દ્વારા કર્મનું મહત્ત્વ સ્વીકારવામાં આવે છે. આ નવ તત્ત્વો તે (૧) જીવ, (૨) અજીવ, (૩) પાપ, (૪) પુણ્ય, (૫) બંધ, (૬) મોક્ષ, (૭) આસ્રવ, (૮) સંવર, (૯) નિર્જરા. આ નવ તત્ત્વોમાં પ્રથમ છનો અર્થ સામાન્ય છે. આસ્રવ, સંવર અને નિર્જરાનું મહત્ત્વ સવિશેષ છે. આસ્રવ એટલે કર્મોનું આત્મા તરફ વહેવું. ખરાબ કર્મો આત્માને મલિન બનાવે છે. ખરાબ કર્મોને અટકાવી શકાય છે. તેને સંવર કહેવાય. આ કાર્ય આચાર દ્વારા થઈ શકે. જૈનધર્મમાં પૂર્વ જન્મનાં કર્મો માટે નિર્જરાની કલ્પના કરવામાં આવી છે. તીવ્ર તપ દ્વારા પરભવનાં કર્મોને જલાવી દેવાં, ખંખેરી નાખવાં તેને નિર્જરા કહે છે.

**સંઘ :**

જૈનધર્મમાં સંઘના ચાર ભેદ છે : (૧) સાધુ, (૨) સાધ્વી, (૩) શ્રાવક, (૪) શ્રાવિકા. આ પૈકી પહેલા બે સંસારનો ત્યાગ કરી વૈરાગ્યના નિયમો પાળે છે. જ્યારે શ્રાવક-શ્રાવિકાઓ સંસારમાં રહી સદાચારના નિયમો પાળે છે.

**નવકારમંત્ર :**

અર્હંતોને, સિદ્ધોને, આચાર્યોને, ઉપાધ્યાયોને અને લોકોમાં રહેલા જ્ઞાનીઓને નમસ્કાર કરવાનો આ મંત્રનો ઉદ્દેશ છે. જૈનધર્મમાં આ મંત્રનું મહત્ત્વ બ્રાહ્મણોના ગાયત્રી મંત્ર જેટલું છે.

**જૈનધર્મના સંપ્રદાયો :**

આ ધર્મના બે મુખ્ય સંપ્રદાયો છે : (૧) શ્વેતાંબર, (૨) દિગંબર.

સમય જતાં આ બે સંપ્રદાયમાંથી અનેક ગચ્છ અને પેટાગચ્છ અસ્તિત્વમાં આવ્યા. શ્વેતાંબર એટલે જેણે શ્વેતવસ્ત્ર ધારણ કર્યાં છે તે. દિગંબર

એટલે જેણે દિશારૂપી વસ્ત્રને ધારણ કરેલ છે તે. અર્થાત્ કોઈ સ્થૂલ વસ્ત્ર પહેર્યાં નથી. દિગંબરો સ્ત્રીના મોક્ષમાં માનતા નથી. જ્યારે શ્વેતાંબરો તેમાં માને છે. દિગંબરો માને છે કે તીર્થંકરો વીતરાગી હોવાથી તેમને વસ્ત્રો સુગંધી દ્રવ્યો કે ફળફૂલથી પૂજવાં જોઈએ નહિ. શ્વેતાંબરોમાં આવો કોઈ બાધ નથી. બંને સંપ્રદાયોમાં વિવિધ ગચ્છો અને સંઘો જોવા મળે છે.

**શ્વેતાંબર સંપ્રદાયના ગચ્છ :**

શ્વેતાંબર સંપ્રદાયમાં બે પ્રકારના ગચ્છો જોવા મળે છે.

(૧) મૂર્તિપૂજક, (૨) મૂર્તિવિરોધક

મૂર્તિપૂજક ગચ્છ નીચે પ્રમાણેના છે :

(૧) **ઉપદેશ ગચ્છ** : પાર્શ્વનાથ સાથે સંબંધ ધરાવે છે.

(૨) **ખરતર ગચ્છ** : વર્ધમાન સૂરિ આ ગચ્છના નેતા હતા. આ ગચ્છના અનુયાયીઓ રાજસ્થાન અને બંગાળમાં વિશેષ જોવા મળે છે.

(૩) **તપાગચ્છ** : શ્વેતાંબર સંપ્રદાયમાં આ ગચ્છનું મહત્ત્વ વિશેષ છે. આ ગચ્છના સ્થાપક જગચંદ્રના તપથી પ્રભાવિત થઈ રાજાએ આ ગચ્છને તપાગચ્છ તરીકે બિરદાવ્યું. આ ગચ્છના અનુયાયીઓ ગુજરાતમાં જોવા મળે છે.

(૪) **પાર્શ્વ ચંદ્રગચ્છ** : પાર્શ્વચંદ્ર નામના સાધુના નામ પરથી આ ગચ્છનું નામ પાર્શ્વચંદ્ર પડયું છે.

(૫) **પૌર્ણમાસિક ગચ્છ** : ચંદ્રપ્રભસૂરિએ ગચ્છની સ્થાપના કરી હતી.

(૬) **અંચલ ગચ્છ** : આ ગચ્છના અનુયાયીઓ મુખપટ્ટીને બદલે અંચલનો ઉપયોગ કરે છે.

(૭) **આગમિક ગચ્છ** : આ ગચ્છના અનુયાયીઓ ક્ષેત્ર દેવતાની પૂજા કરતા નથી. આમાંથી એક કડુક નામની શાખા શરૂ થઈ.

**મૂર્તિવિરોધક ગચ્છ :**

(૧) લુંપાક ગચ્છ, (૨) વેષધર ગચ્છ, (૩) સ્થાનકવાસી દેવાલયમાં નહિ પણ સ્થાનકમાં માનનારા ગચ્છ, (૪) તેરાપંથી.

**દિગંબર સંપ્રદાયના સંઘ :**

દિગંબર સંપ્રદાયનો શરૂઆતમાં મૂળ સંઘ એક જ હતો. તેમાંથી સિંહ સંઘ, દેવ સંઘ વગેરે સંઘો થયા. ધાર્મિક આચારના મતભેદોમાંથી નીચેના કેટલાક સંઘો અસ્તિત્વમાં આવ્યા.

(૧) દ્રવિડ સંઘ, (૨) કાષ્ટ સંઘ, (૩) માથુર સંઘ વગેરે. હાલમાં દિગંબરોમાં અનેક સંઘો છે. આચારના નજીવા કારણસર આ સર્વ સંઘો એકમેકથી જુદા પડે છે.

## ગુજરાતમાં જૈનધર્મનો પ્રસાર

બાવીસમા તીર્થંકર નેમિનાથ યાદવ રાજકુમાર હતા. તેમનું કાર્યક્ષેત્ર દ્વારકા, ગિરનાર અને તેની આસપાસનો પ્રદેશ હતું. ગુજરાતમાં નેમિનાથના સમયથી જૈનધર્મનો પ્રસાર વેગથી થયો હોય તેમ લાગે છે.

ક્ષત્રપકાલમાં ગુજરાતમાં જૈનધર્મ પ્રચલિત હતો એમ સૌરાષ્ટ્રમાંથી મળેલા ક્ષત્રપકાલીન જૈનવિહારો ઉપરથી કહી શકાય. આ સમયે ઉજ્જયન્ત (ગિરનાર), ઢાંક તથા ભરુકચ્છ વગેરે જૈનધર્મનાં કેન્દ્રો હતાં. ઈ. સ.ના ચોથા સૈકાના આરંભમાં જૈન આગમ ગ્રંથોની એક વાચના મથુરામાં અને બીજી વાચના વલભીમાં થઈ હતી. પાંચમી સદીમાં દેવર્ધિગણિ ક્ષમાક્ષમણે એ બે વાચનાઓની તુલનાત્મક આવૃત્તિ તૈયાર કરી તે હજી ભારતભરના શ્વેતાંબરોમાં માન્ય ગણાય છે. આ વખતે ગિરનાર એક નોંધપાત્ર જૈન તીર્થ હતું. સૌરાષ્ટ્રનું પ્રભાસ પાટણ એક પ્રાચીન તીર્થ મનાતું. ઢાંક પણ જૈન તીર્થ હતું. ઢાંકમાંની ગુફાઓમાંથી ક્ષત્રપકાલીન જૈન પ્રતિમાઓ મળી છે. નાગાર્જુને શેઢી નદીના કિનારે પાર્શ્વનાથની પ્રતિષ્ઠા સ્તંભનક (ઉમરેઠ પાસેનું હાલનું થામણા) તીર્થમાં કરી હતી. ઉત્તર ગુજરાતમાં આવેલ વઢિયારમાં આવેલ જૈન તીર્થ શંખેશ્વર આ સમયનું એક નોંધપાત્ર તીર્થ હતું. સૌરાષ્ટ્રના બરડાના ડુંગરોમાં જૈન સાધુઓ માટે ક્ષત્રપકાલમાં વિહારો કોતરાયેલા હતા. જૂનાગઢમાં આવેલી બાવા પ્યારાની ગુફા જૈન હોવાનું જણાય છે. સાણાની ગુફાઓ જૈન તીર્થ હોવાનું મનાય છે. ઢાંકની ગુફાઓમાં જૈન તીર્થંકરોની પ્રતિમાઓ કંડારેલી છે.

મૈત્રકકાલમાં જૈનધર્મ ધીરે ધીરે ગુજરાતમાં વિસ્તર્યો હતો. આ સમયે વલભી જૈન ધર્મનું નોંધપાત્ર કેન્દ્ર હતું. જૈન આગમ ગ્રંથોની વાચના વલભીમાં તૈયાર થઈ હતી. મૈત્રક રાજવી ધ્રુવસેન પહેલાએ પોતાના પુત્રનો વિષાદ દૂર કરવા આનંદપુર(હાલનું વડનગર)માં કલ્પસૂત્રનો પાઠ કરાવ્યો હતો. કેટલાક મૈત્રક રાજવીઓએ જૈન વિહારોને રાજ્યાશ્રય આપ્યો હતો. વલભીમાં આ સમયે અનેક જિનાલયો હતાં. વલભીના વિનાશ વખતે ત્યાંની કેટલીક પ્રતિમાઓ શ્રીમાલ, કાશહૃદ, શત્રુંજય, હારીજ, પ્રભાસ વગેરે સ્થળે ખસેડવામાં આવી હતી. ઈ. સ. ૭૮૩માં

જિનસેન સૂરિએ હરિવંશ પુરાણ નામના જૈન પુરાણની રચના વઢવાણમાં કરી હતી. આમ, મૈત્રકકાલમાં જૈનધર્મ ધીરે ધીરે ગુજરાતમાં સ્થાન જમાવતો હતો. જ્યારે બૌદ્ધધર્મની ધીરે ધીરે પડતી શરૂ થઈ હતી.

ચાવડા અને સોલંકીકાલ દરમ્યાન જૈનધર્મને ઠીક ઠીક રાજ્યાશ્રય મળ્યો. સોલંકીકાલ દરમ્યાન જૈનધર્મને લોકપ્રિય બનાવવામાં ચૌલુક્ય રાજવી કુમારપાલે મહત્ત્વનો ફાળો આપ્યો. મૂળરાજ પહેલાએ પાટણમાં મૂલ–વસહિકા બંધાવી. ચામુંડરાજે એક જૈન મંદિરને ભૂમિદાન આપ્યું હતું. દુર્લભરાજના સમયમાં પાટણમાં એક જૈન શ્રેષ્ઠીએ મહાવીર સ્વામીની પ્રતિમાની પ્રતિષ્ઠા કરી હતી. ભીમદેવ પહેલાના સમયમાં એના દંડનાયક વિમલે આબુ ઉપર સુંદર વિમલવસહી નામનું મંદિર બંધાવ્યું હતું. કુંભારિયાનાં જૈન મંદિરો પણ આ સમયે બંધાયાં હતાં. કર્ણદેવ પહેલાએ અને સિદ્ધરાજ જયસિંહે લાડોલ પાસે જૈન મંદિરને ભૂમિદાન આપ્યું હતું. મુંજાલ મંત્રીએ પાટણમાં જૈન મંદિર બંધાવ્યું હતું. અભયદેવ સૂરિએ સ્તંભનકમાં, તેમજ દંડનાયક સજ્જને, ગિરનાર ઉપર જૈન મંદિર બંધાવ્યાં હતાં. ધોળકામાં શ્રેષ્ઠી ધવલે મુનિસુવ્રત સ્વામીનું મંદિર બંધાવ્યું હતું. કુમારપાળે અનેક જૈન મંદિરો બંધાવ્યાં હતાં. પાટણમાં એણે કુમારવિહાર બંધાવ્યો. આ ઉપરાંત તેણે ગિરનાર, શત્રુંજય, પ્રભાસપાટણ, ખંભાત વગેરે સ્થળોએ અનેક જૈન મંદિરો બંધાવ્યાં. પિતાના શ્રેયાર્થે એણે ત્રિભુવનવિહાર બંધાવ્યો. હેમચંદ્રાચાર્યની જન્મભૂમિ ધંધુકામાં, એણે એક જૈન મંદિર બંધાવ્યું હતું. મંત્રી આમ્રભટે ભરૂચમાં શકુનિકાવિહાર, તથા એના ભાઈ વાગ્ભટે શત્રુંજય ઉપર આદિનાથનું જૈન મંદિર સમરાવ્યું.

સમસ્ત ગુજરાતમાં જૈનધર્મને લોકપ્રિય કરવાનો યશ સોલંકીકાલના મધ્યાહ્‌ન કાલમાં જેમ કુમારપાળને મળ્યો, તેમ તેના અંત ભાગમાં એ યશ વસ્તુપાળને મળ્યો. વાઘેલાકાળ દરમિયાન ધોળકાના રાણાના મંત્રીઓ વસ્તુપાલ અને તેજપાલે પોતાની વિવિધ ધાર્મિક પ્રવૃત્તિઓ દ્વારા જૈનધર્મને ઘણો જ વેગવંત બનાવ્યો. વસ્તુપાલ તથા તેજપાલની વિદ્યા અને સાહિત્યને પ્રોત્સાહન આપવાની વૃત્તિને લઈને સાધુઓ અને શ્રાવકોની પ્રવૃત્તિઓને અપૂર્વ વેગ મળ્યો. ઉજ્જયંત (ગિરનાર), શત્રુંજય અને અર્બુદ જેવા પર્વતો તેમજ અણહિલપુર, પાટણ, ભૃગુકચ્છ (ભરૂચ), સ્તંભતીર્થ (ખંભાત) અને ધવલ્લક (ધોળકા) જેવાં નગરોમાં નવાં જિનાલયો બંધાવવામાં અને જૂનાં જિનાલયોને સમરાવવામાં વસ્તુપાલ–તેજપાલે અમૂલ્ય ફાળો આપ્યો. આ અમાત્યોએ તે ઉપરાંત જિનાલયોના નિભાવ માટે આર્થિક પ્રબંધ કર્યો. આ ઉપરાંત સામંતસિંહ અને વિસલદેવ

જેવા મંડલેશ્વરોએ આબુ પરનાં જિનાલયોના નિર્વાહ અર્થે તથા તેને લગતા ઉત્સવોની ઊજવણી અર્થે વ્યવસ્થા કરી હતી.

આ સમયે જૈન આચાર્યોની જીવનચર્યા ઉપર ચોકસાઈ રાખવા માટે (ચૈતય) ચૈત્યવાસી અને વસ્તીવાસી આચાર્યોની પરિષદ સં. ૧૨૯૮ (ઈ. સ. ૧૨૪૨)માં તેજપાલના પ્રમુખપદે મળી હતી.

આ સમયે જૈનધર્મની અસર ગુજરાતમાં વ્યાપક પ્રમાણમાં વિસ્તરી હતી. ગુજરાતમાં કુમારપાલના સમયથી પ્રાણીઓની હિંસા ધીરે ધીરે ઓછી થવા લાગી. આ કાર્યમાં જૈનાચાર્ય હેમચંદ્રાચાર્યે ઘણો જ મહત્ત્વનો ફાળો આપ્યો હતો. તેમણે જૈનધર્મને લગતાં ત્રિષષ્ઠિસલાકાપુરુષચરિત જેવા જૈનધર્મને લગતા કેટલાક ઉત્તમ ગ્રંથો રચ્યા.

મહામાત્ય વસ્તુપાલે અનેક જૈનકવિઓને આશ્રય આપી ઉત્તમ જૈન ગ્રંથો લખાવ્યા. વસ્તુપાલે પોતે આદિનાથ સ્તોત્ર, નેમિનાથ સ્તોત્ર, અંબિકા સ્તોત્ર વગેરે રચ્યાં. શત્રુંજયની યાત્રા વખતે પોતાનો અંતઃકાલ પાસે જણાતાં વસ્તુપાલે પોતાનું અંતિમ કાવ્ય 'આરાધના' રચ્યું. આ ઉપરાંત અમરચંદ્ર, જિનપ્રભ સૂરિ, ઉદયપ્રભસૂરિ, નરેન્દ્રપ્રભસૂરિ, નરચંદ્રસૂરિ, બાલચંદ્રસૂરિ, જયસિંહ-સૂરિ, માણેકચંદ્ર વગેરે જૈન કવિઓએ ઉત્તમ ગ્રંથો રચી જૈન ધર્મને વિકસાવવામાં મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો.

ઈ. સ. ૧૩૦૪માં સોલંકી સત્તાનો અંત આવતાં ગુજરાતમાં મુસ્લિમ સલ્તનતની સ્થાપના થઈ. આ સમયે કેટલાંક હિંદુ તેમજ જૈન મંદિરોનો નાશ થયો. મંદિરોની જગ્યાએ મસ્જિદો બની. ચારે બાજુ રાજકીય અંધાધૂંધી અને હિંસાનું વાતાવરણ ફેલાયું. આવા વખતે પણ બુદ્ધિશાળી જૈન સમાજે પોતાના વેપાર સાથે જૈન મંદિરો અને જૈન સાહિત્ય સાચવવા પુષ્કળ પ્રયત્નો કર્યા. વિ. સં. ૧૩૬૯(ઈ. સ. ૧૩૧૩)માં મુસ્લિમોએ જૈનોના મહાતીર્થ શત્રુંજય ઉપરના મુખ્ય મંદિરનો નાશ કરી ત્યાંની આદિશ્વર પ્રતિમાને ખંડિત કરી. આ જ અરસામાં આબુ ઉપરના જૈન મંદિરો વિમલવસહિ અને લૂણ-વસહિને પણ મુસલમાનોએ પુષ્કળ નુકસાન કર્યું. બે વર્ષ બાદ સમરાશાહે ગુજરાતના સૂબા અલપખાનની મંજૂરી લઈ શત્રુંજય તીર્થનો જીર્ણોદ્ધાર કરાવ્યો. એ પછી મેવાડના કર્માશાહે બહાદુરશાહની મંજૂરી મેળવી. આ તીર્થમાં જીર્ણોદ્ધાર કરાવી તીર્થંકરોની પ્રતિમાઓ સ્થાપી. વિ સં. ૧૩૭૮ (ઈ. સ. ૧૩૨૨)માં આબુ ઉપરનાં જૈન મંદિરો વિમલવસહિ અને લૂણવસહિનો પુનરુદ્ધાર થયો.

આ સાથે આ સમયે આબુ, ઈડર, તારંગા, માંડવગઢ, પાલનપુર વગેરે સ્થળોએ વિવિધ જૈન પ્રતિમાઓની પ્રતિષ્ઠા કરવામાં આવી. ગિરનાર ઉપર નવાં બે ચૈત્યો બંધાયાં.

વિ. સં. ૧૫૦૭ (ઈ. સ. ૧૪૫૧)માં રત્નસિંહ સૂરિના પટ્ટાભિષેક પ્રસંગે જૂનાગઢના રા માંડલિકે પંચમી, અષ્ટમી અને ચતુર્દશીના દિવસોએ રાજ્યમાં કોઈ જીવની હિંસા ન થાય તેવી અમારી ઘોષણા કરી.

આમ, આવા કપરા સંજોગોમાં પણ ગુજરાતમાં જૈનધર્મનું પ્રભુત્વ ટકી રહ્યું હતું. આ સમયે જૈન સાહિત્યના વિકાસમાં પણ કોઈ ખાસ અવરોધો આવ્યા ન હતા. ગ્રંથરચના ઉપરાંત ગ્રંથોદ્ધારનું કાર્ય પણ આ સમયે ઠીક ઠીક ચાલતું હતું. જૂના તાડપત્રીય ગ્રંથોની નકલો ભાવિક શ્રાવકો કાગળ ઉપર કરાવી ગ્રંથ અને ગ્રંથાલયને વ્યવસ્થિત રાખતા. ખંભાત અને પાટણના જૈન ભંડારોમાંથી સલ્તનતકાલીન અનેક હસ્તપ્રતો મળી આવેલ છે

આ સમયે જૈન સૂરિઓમાં મેરુતુંગસૂરિ, મહેન્દ્રપ્રભસૂરિ, જિનપ્રભસૂરિ, સર્વાનંદસૂરિ, સોમતિલકસૂરિ, રત્નદેવસૂરિ, વિજયાનંદ, મેરુતુંગસૂરિ, (પ્રબંધ-ચિંતામણિના રચનાર) રાજશેખરસૂરિ, જ્ઞાનસાગરસૂરિ, મુનિભદ્રસૂરિ, ભાવદેવસૂરિ, મલયચંદ્ર, જયશેખર, સોમસુંદર, વિનયચંદ્ર જિનભદ્ર, રત્નશેખર વગેરેએ જૈન ધર્મના નોંધપાત્ર ગ્રંથો રચ્યા છે.

અકબરે ગુજરાત જીતતાં રાજકીય પક્ષે કંઈક સ્થિરતા આવી. બાદશાહ અકબરની સર્વ ધર્મ સમભાવવાળી ધાર્મિક નીતિને પરિણામે કેટલાંક જૈન મંદિરોનું નવસર્જન થયું.

વિ. સં. ૧૬૪૪ (ઈ. સ. ૧૫૮૮)માં શાહ વિજયા અને રાજિયાએ ખંભાતમાં જૈન મંદિર બંધાવ્યું.

વિ. સં. ૧૬૧૧ (ઈ. સ. ૧૧૬૫)માં ખંભાતમાં માણેકચોકમાં આવેલા ચિંતામણિ પાર્શ્વનાથ અને આદિશ્વરના મંદિરમાં ખંભાતના સોની તેજપાલે શ્રી હીરવિજયસૂરિના હાથે મંદિરની પ્રતિમાની સ્થાપના કરાવી.

વિ. સં. ૧૬૭૮માં અમદાવાદના શેઠ શાંતિદાસ ઝવેરીએ અમદાવાદમાં સરસપુરમાં ચિંતામણિ પાર્શ્વનાથનું જૈન મંદિર બંધાવ્યું હતું. આ મંદિરને બાદશાહ ઔરંગઝેબે પોતાની ગુજરાતની સૂબાગીરી દરમ્યાન મસ્જિદમાં ફેરવી નાખ્યું હતું.

આ સમયના જૈન આચાર્યોએ મુઘલ દરબારમાં પોતાનો પ્રભાવ પાડયો હતો. હીરવિજયસૂરિ અકબરના કૃપાપાત્ર બ યા હતા. તેમની સૂચનાથી બાદશાહ અકબરે રાજ્યમાં જીવહિંસા ન કરવાનું ફરમાન બહાર પાડયું હતું. બીજા એક ફરમાનમાં બાદશાહ અકબરે જૈન સાધુઓને કોઈપણ પ્રકારનો ત્રાસ ન આપવાની અને તેમને પોતાની આચાર પાલનની છૂટ આપવાની જાહેરાત કરી હતી.

ઈ. સ. ૧૫૫૬નાં બે ફરમાનો દ્વારા મુઘલ બાદશાહ શાહજહાંએ શેઠ શાંતિદાસ ઝવેરીને ગુજરાતના જૈન સંઘના પ્રતિનિધિ તરીકે જૈનોના તીર્થધામ શંખેશ્વર ગામનો ઈજારો આપ્યો હતો. ઈ. સ. ૧૬૬૦માં શાંતિદાસ ઝવેરીને તેમની સેવાઓના બદલામાં બાદશાહ ઔરંગઝેબે જૈનધર્મના પ્રતિનિધિ તરીકે શત્રુંજય, આબુ, અને ગિરનારનાં જૈન તીર્થોની સોંપણી કરી હતી.

આ સમયે ઈડર, સોજિત્રા, સૂરત વગેરેમાં દિગંબર સંપ્રદાયના ઘણા અનુયાયીઓ વસતા હતા. આ સમયે ગુજરાતમાં દિગંબર સંપ્રદાયે કેટલાક જૈન ગ્રંથો રચ્યા હતા. આ સમયે જૈનધર્મમાં કેટલીક શાખાઓ પડી ગઈ હતી. 'મિરાતે અહમદી'માં જણાવ્યા પ્રમાણે આ સમયે ચોર્યાસીગચ્છ અસ્તિત્વમાં હતા, જેવા કે ઓસવાળગચ્છ, જરાવલગચ્છ, કંકેરા, કોરંટીઆ, ભરુચા, અઢાવૈયા, કોડવીઆ, વેકોદીઆ, રહમસાલીઆ, મોડાસીયા, વાસીયા, કચ્છપાલીઆ, ઘોઘાવાલ, વડોદરીયા, ખંભાતીયા, બ્રહ્મના ઝાલોરા, ભૂખડીયા, ચિતોડા, બાપરવાલ, મોઢાર હદીઆ, બાલવાસા, સાખોદા, કુંઝડીયા, કનીસા, સેદાનીઆ, સાકસનીઆ, ચાંચલીયા, નાગર કોટીઆ, ભાવડાજીઆ, લુનારરસીઆ, નાંદેક, સિદ્ધપુરા, બોરસદીયા વગેરે.

મુઘલકાલ દરમ્યાન શ્વેતાંબર મૂર્તિપૂજક જૈનોના બે ગચ્છ–તપાગચ્છ અને ખરતર ગચ્છ વચ્ચે ઉગ્ર મતભેદ હતા. તપાગચ્છનો મોટો અનુયાયી વર્ગ ગુજરાતમાં હતો. હીરવિજયસૂરિએ બંને ગચ્છ વચ્ચે સુમેળ કરવા નોંધપાત્ર પ્રયત્નો કર્યા હતા. તેમણે "બારબોલ" નામની આજ્ઞાઓ ઈ. સ. ૧૫૯૦માં જાહેર કરી હતી.

**યાત્રાધામો :**

ગુજરાતના ઘણાં નાનાંમોટાં નગરો જૈનધર્મનાં યાત્રાધામો સમાન છે. તેમાં નીચેનાં ખાસ નોંધપાત્ર છે :

**આબુ :**

ગુજરાત રાજસ્થાનની હદ પાસે આવેલો આબુ પર્વત હાલ રાજસ્થાનમાં મુકાયો છે, પરંતુ ત્યાંનાં પ્રસિદ્ધ જિનાલયો ગુજરાતના શ્રાવકોએ બંધાવ્યાં છે.

આબુ પર દેલવાડામાં આવેલાં જૈન મંદિરો ગુજરાતની સ્થાપત્ય કલાની ઉત્તમ કૃતિઓ છે. આ મંદિરોમાંનું એક ચૌલુક્ય રાજવી ભીમદેવ ૧ લાના સમયમાં બારમી સદીમાં તેના ચંદ્રાવતીના દંડનાયક વિમલમંત્રીએ બંધાવ્યું હતું, અને બીજું લૂણવસહિ નામ ઓળખાતું નેમિનાથનું મંદિર ધોળકાના રાણા વીરધવલના મંત્રી વસ્તુપાલના ભાઈ તેજપાલે પોતાના પુત્ર લૂણિગની યાદમાં તેરમી સદીમાં બંધાવ્યું હતું. પ્રાચીનકાળમાં આ મંદિરોનો વહીવટ પોરવાડ વણિકો પાસે હતો. આ મંદિરો અંદરથી ઉત્તમ કલાકારીગરીથી ભરપૂર હોવા છતાં બહારથી તદ્દન સાદાં લાગે છે. મંદિરની આસપાસ યાત્રાળુઓ માટે કેટલીક ધર્મશાળાઓ આવેલી છે. અહીં દર વર્ષે હજારો લોકો યાત્રાએ આવે છે.

**તારંગા :**

મહેસાણા જિલ્લામાં આવેલું તારંગા એક પ્રસિદ્ધ જૈન તીર્થ છે. અહીં અજિતનાથ ભગવાનનું સુંદર કલાત્મક વિશાળ મંદિર આવેલું છે. મંદિરની આસપાસ ૩૮ મીટરનો વિશાળ ચોક છે. મંદિર લગભગ ૧૨૫ ફૂટ ઊંચું છે. નજીકમાં દિગંબર સાધુઓ માટેનું ઉત્તમ મંદિર આવેલું છે. મંદિરની દીવાલોને સુંદર શિલ્પો થી શણગારવામાં આવેલી છે.

**શંખેશ્વર :**

મહેસાણા જિલ્લામાં ચાણસ્મા નજીક આવેલું શંખેશ્વર નામનું તીર્થ જૈનોનું નામાંકિત યાત્રાધામ છે. અહીંનું જૈન મંદિર ૧૬મી સદીનું હોવાનો સંભવ છે. અહીં પાર્શ્વનાથનું પ્રાચીન મંદિર છે.

**પાટણ :**

મહેસાણા જિલ્લામાં આવેલું પાટણ પ્રાચીનકાળમાં ચૌલુક્ય રાજવીઓની રાજધાની હતી. આ નગરીમાં જૈન સંપ્રદાયનાં અનેક ઉત્તમ કોટીનાં મંદિરો જેવાં કે પંચાસરા પાર્શ્વનાથ, વાડી પાર્શ્વનાથ, કુમારપાલનું મંદિર વગેરે આવેલાં છે. અહીં બધાં મળીને નાનાં મોટાં લગભગ બસો જૈન મંદિરો આવેલાં છે અહીં હેમચંદ્રાચાર્યના નામે ચાલતી સંસ્થા અને ગ્રંથભંડાર જોવાલાયક છે. જૈન ગ્રંથભંડારમાં ઘણા ઉત્તમ પ્રાચીન હસ્તલિખિત ગ્રંથોને સાચવવામાં આવ્યા છે.

## ખંભાત :

પ્રાચીનકાલમાં સોલંકી સમયમાં ખંભાત સમૃદ્ધિના શિખરે હતું. ચૌલુકચ રાજવી કુમારપાલના સમયમાં તેના ઉદયન નામના મંત્રીએ ખંભાતને ઉત્તમ જૈન મંદિરોથી શણગાર્યું હતું. ખંભાતને જૈન ધર્માચાર્ય કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યની દીક્ષાભૂમિ હોવાથી અનેક ભાવિક જૈનો એક મહત્ત્વનું યાત્રા-ધામ માને છે. અહીં અનેક જૈન પ્રાસાદો, ઉત્તમ પ્રતિમાઓ, ચૈત્યો, ઉપાશ્રયો, જ્ઞાનભંડારો વગેરે આવેલાં છે. અનુશ્રુતિ પ્રમાણે જાણવા મળે છે કે આબુ પર લૂણવસહિના મંદિરમાં પધરાવેલી નેમિનાથની પ્રતિમા ખંભાતમાં તૈયાર કરવામાં આવી હતી. વિ.સં. ૧૩૬૮માં સ્તંભન પાર્શ્વનાથની પ્રતિમા સ્તંભનક (થામણા)થી અત્રે લાવવામાં આવતાં, આ સ્થળ જૈન તીર્થ તરીકે વધારે પ્રખ્યાત થયું. અહીં નીતિવિજયનો જ્ઞાનભંડાર, શાંતિનાથ જૈનભંડાર, સાગરગચ્છના ઉપાશ્રયનો જ્ઞાનભંડાર, વિજયનેમિસૂરિ જ્ઞાનભંડાર વગેરે જ્ઞાનભંડારોમાં ઉત્તમ જૈન ગ્રંથો સચવાયેલા છે.

અહીંનાં મંદિરોમાં માણેકચોકનું શ્રી ચિંતામણિપાર્શ્વનાથનું મંદિર, શાંતિનાથ જિનાલય, મહાવીર સ્વામી જિનાલય વગેરે નોંધપાત્ર છે. આ ઉપરાંત માણેકચોક, ચોકસીની પોળ, ખરપાડો, સંઘવીની પોળ, ભોંયરાપાડો, બોળપીપળો, ઊંડીપોળ, દંતાર પાડો, માંડવીની પોળ, નિરાળા પાડો વગેરે સ્થળે અનેક નાનાં મોટાં જૈન દેવાલયો આવેલાં છે.

## શત્રુંજય :

સોરાષ્ટ્રમાં પાલિતાણા પાસે આવેલ શત્રુંજય તીર્થનો મહિમા સોલંકી રાજવી કુમારપાલના વખતથી વિકસ્યો હોય તેમ લાગે છે. તળેટીમાંથી ઉપર જવા માટે પગથિયાં છે. ઘણાં મંદિરોમાં લેખ જોવા મળે છે. શત્રુંજય સિદ્ધા-ચલ અને તીર્થરાજ ગણાય છે.

ઉપર કિલ્લામાં અનેક ઉત્તમ મંદિરો આવેલાં છે. ઘણાં મંદિરો ચૂનામાં તૈયાર કરેલાં છે. તો ઘણાં આરસના પથ્થરથી બાંધેલાં છે. વચ્ચે મુખ્ય મંદિરના ગર્ભગૃહમાં તીર્થંકરની સુંદર પ્રતિમા પધરાવેલ છે. શત્રુંજય ઉપર આવી દશ ટૂંકો છે. નાની મોટી ટૂંકોના મંદિરોના રક્ષણ માટે કિલ્લા બાંધેલા છે. દક્ષિણની પટ્ટીમાં ટોચે આદીશ્વર ભગવાનનું મંદિર દેખાય છે. ખરતરવસહિ ટૂકમાં નર-સિંહ કેશવજી નાયકનું બંધાયેલું ઈ. સ. ૧૯૬૨ની સાલનું એક મંદિર જોવા મળે છે.

પશ્ચિમમાં આગળ ચાલતાં જમણા હાથ ઉપર પાંચ મંદિર દેખાય છે. તેમાંનું પહેલું ઋષભનાથની માતાનું મંદિર છે. પુંડરીક દરવાજામાંથી આદીશ્વરના મંદિરમાં જવાય છે. આ મંદિર ચૌમુખી ઘાટનું છે. આખું મંદિર બે ચોરસ વિભાગમાં વહેંચાયેલ છે. આ ઉપરાંત સોલંકી રાજવી કુમારપાલ, જેસલમીરના ભણસાલી પુણસી, દલીચંદ કીકાવાલા, પ્રેમચંદ્ર દામોદર, હેમાભાઈ વખતચંદ, મોદી પ્રેમાચંદ રાયચંદ, ઝવેરી રતનચંદ ઝવેરચંદ, પ્રેમચંદ ઝવેરચંદ ઝવેરી, ઊજમભાઈ બાલાભાઈ, અમદાવાદના સંઘવી રૂપજી શામજી, અજમેરના જયમલ્લ, અમદાવાદના પારેખ સોમચંદ વગેરેએ બંધાવેલાં જૈન મંદિરોથી આ સ્થળ એક મહાન તીર્થધામ બન્યું છે. અહીં લગભગ નાનાં મોટાં ૫૦૦ જૈન મંદિરોનો સંપૂટ આવેલો છે. જૈનપ્રભાવક કર્માશાહ અને બીજા ભાવિક જૈનોએ ઘણાં મંદિરોનો જીર્ણોદ્ધાર કરાવેલ છે. અહીં અખાત્રીજ, કાર્તિકી પૂર્ણિમા, ફાગણ સુદ તેરસ અને ચૈત્રી પૂર્ણિમાએ મેળો ભરાય છે. (અહીં મંદિરના ઉત્તમ સ્થાપત્યનો ખ્યાલ આપવા સ્થળ સંકોચને લીધે નમૂનાખાતર એક મંદિરનું ચિત્ર આપેલ છે. જુઓ ચિત્ર નં. ૧૭)

### ગિરનાર :

સૌરાષ્ટ્રમાં જૂનાગઢની પાસે આવેલ ઉજ્જયંત અથવા ગિરનાર પર્વત ઘણા પ્રાચીનકાલથી એક નોંધપાત્ર યાત્રાધામ મનાય છે. અહીં ૨૨મા તીર્થંકર નેમિનાથે તપ કર્યું હતું, તેથી તે તેમની કર્મભૂમિ મનાય છે. અહીં અનેક પ્રાચીન દેવાલયો આવેલાં છે. ગિરનાર ઉપરનાં જૈનમંદિરોમાં જૂનામાં જૂનું નેમિનાથનું મંદિર છે. આ મંદિર સિદ્ધરાજ જયસિંહના દંડનાયક સજ્જન મંત્રીએ બંધાવ્યું હોવાની માન્યતા છે. આ મંદિરમાં જુદા જુદા સમયે ઘણા ફેરફારો થયા છે. અહીનાં દેવળો તેની કલાકૃતિ માટે પ્રખ્યાત છે.

ગિરનાર ઉપર બીજાં કેટલાંક સુંદર સ્થાનો જેવાં કે, જમિયતશાહ પીરની દરગાહ, પાંડવગુફા, શેષાવન, સીતામઢી, ભરતવન, હનુમાન ધારા, મુચકુંદગુફા વગેરે ઘણાં જોવાલાયક છે. દાતાર શિખર ઉપર આવેલ જમિયત શાહની દરગાહે જવાથી રકતપિત્તનો રોગ મટી જાય છે એવી એક માન્યતા છે.

### ભદ્રેશ્વર :

કચ્છના સાગરકાંઠે આવેલ ભદ્રેશ્વર કચ્છનું એક નોંધપાત્ર જૈન તીર્થ છે. અહીં કચ્છના દાનવીર જગડૂશાહે એક સુંદર મંદિર બંધાવ્યું હતું. અનેક વખત

મંદિરમાં જીર્ણોદ્ધારને લીધે ફેરફાર થયા છે. મંદિરની નજીક અનેક નાની મોટી ધર્મશાળાઓ, ઉપાશ્રયો અને પુસ્તકાલયો આવેલાં છે.

અહીંનાં મંદિરો જગડૂશાહનાં મંદિરો તરીકે ઓળખાય છે. બારમી તેરમી સદીમાં ભદ્રેશ્વર એક નોંધપાત્ર જૈન તીર્થ મનાતું હતું.

### કુંભારિયા :

બનાસકાંઠા જિલ્લામાં આવેલ અંબાજીથી કોટેશ્વર જતાં રસ્તામાં કુંભારિયાનાં મંદિરો આવેલ છે. સોલંકી રાજવી ભીમદેવ ૧ લાના વખતમાં તેના મંત્રી વિમલશાહે કેટલાંક જૈન મંદિરો બંધાવ્યાં હતાં. આજે અહીં તેમાંનાં પાંચ મંદિરો હયાત છે. અહીંનાં મંદિરો આબુનાં જૈન મંદિરોથી કલાની દૃષ્ટિએ જરા પણ ઊતરતી કક્ષાનાં નથી. (જુઓ ચિ. નં. ૧૬)

ગુજરાતમાં ઉત્તમ કલાકૃતિવાળાં આવાં બીજાં અનેક જૈન મંદિરો આવેલ છે. તેથી અનેક નગરો યાત્રાધામ સમાન બન્યાં છે.

### ગુજરાતનાં કેટલાંક નામાંકિત જૈન મંદિરો :

ભીમદેવ પહેલાના દંડનાયક વિમલ મંત્રીએ આબુ દેલવાડામાં આદિનાથનું જૈન મંદિર બંધાવ્યું હતું. આ મંદિર વિમલવસહિ તરીકે પ્રખ્યાત છે. એમાં ગર્ભગૃહ, ગર્ભમંડપ, રંગમંડપ, નવચોકી અને બાવન દેવકુલિકાઓ આવેલી છે. મંદિરના મુખ્ય ગર્ભગૃહમાં બેઠેલા આદિનાથની સુંદર પ્રતિમા આવેલી છે. શિખર પ્રમાણમાં નીચું છે. નવ ચોકી તથા રંગમંડપના ભાગમાં સુંદર શિલ્પ કૃતિઓ નજરે પડે છે. રંગમંડપની છતમાં મોટા વચલા ઘૂમટમાં સોળ વિદ્યાદેવીઓની સુંદર પ્રતિમાઓ આવેલી છે.

રંગમંડપના વચલા આઠ સ્તંભોમાં પાસે પાસેના બબ્બે સ્તંભો વચ્ચે તોરણ કોતરેલાં છે. મંદિરમાં લગભગ ૧૨૧ આરસના સ્તંભ છે.

મંદિરના પ્રદક્ષિણા પથમાં બાવન દેવકુલિકાઓ આવેલી છે. ભમતીની છતમાં ભરતબાહુબલીનું યુદ્ધ, નેમિનાથજીનાં પંચકલ્યાણક, નેમિનાથનું ચરિત, શ્રીકૃષ્ણનું કાલિય-નાગદમન, નૃસિંહ અવતાર વગેરે દશ્યો સુંદર રીતે કંડોરલાં છે.

વિમલવસહિની સામે એક હસ્તિશાલા છે. તેમાં મોખરે અશ્વારૂઢ વિમલની પ્રતિમા મૂકેલી છે. તેની આસપાસ દસ હાથીઓ ઉપર પૃથ્વીપાલના પૂર્વજો, પૃથ્વીપાલ પોતે અને તેના વંશજોની પ્રતિમાઓ કોતરેલી છે. એકંદરે મંદિર આરસની એક ઉત્તમ કલાકૃતિ છે.

## તારંગાનું અજિતનાથનું મંદિર :

ચૌલુક્ય રાજવી કુમારપાલે અનેક જૈન મંદિરો બંધાવ્યાં. તેમાં હાલમાં તારંગા ઉપર અસ્તિત્વ ધરાવતું અજિતનાથનું મંદિર નોંધપાત્ર છે. મંદિરમાં ગર્ભગૃહ અને ગૂઢમંડપ આવેલાં છે. સ્તંભો સાદા અને ઊંચા છે. આ મંદિરનો જીર્ણોદ્ધાર અનેકવાર થયો છે. ત્રણે બાજુએ પ્રવેશદ્વાર છે. મંદિરને ગૂઢમંડપ છે, પ્રદક્ષિણાપથ છે. મંદિરની બહારની દીવાલો પર સુંદર કોતરકામ કરેલ છે.

## કુંભારિયાનાં જૈન મંદિરો :

ગુજરાતમાં તીર્થધામ તરીકે અંબાજી પાસે આવેલ કુંભારિયાનાં જૈન મંદિરો સ્થાપત્ય કળાનો ઉત્તમ નમૂનો છે. અહીં વિ. સં. ૧૧૭૧ (ઈ. સ. ૧૧૩૫) અને વિ. સં. ૧૨૦૪ (ઈ. સ. ૧૧૪૮)ના લેખ મળે છે.

અહીં શાંતિનાથ દેરાસરની રચના મહાવીર સ્વામીના મંદિરને મળતી આવે છે. એની આસપાસ ૨૪ દેવકુલિકાઓ છે, જેમાં તીર્થંકરના પંચકલ્યાણક વગેરેના પ્રસંગો નોંધપાત્ર છે. પાર્શ્વનાથના મંદિરને ફરતી ચોવીસ દેવકુલિકાઓ આવેલી છે. અહીંના સ્તંભો અને દ્વાર શાખાઓ ઉપર સુંદર કલાકૃતિઓ નજરે પડે છે. નેમિનાથના મંદિરમાં પીઠ અને મંડોવર સુંદર રીતે અલંકૃત કરેલા છે. એના રંગમંડપની આસપાસ ચોવીસ દેવકુલિકાઓ આવેલી છે. મંદિરને ફરતા નરથર અને ગજથર આવેલા છે. મંદિરની જંઘામાં દેવદેવીઓ અને યક્ષ-યક્ષિણીઓનાં શિલ્પો નજરે પડે છે. કેટલેક ઠેકાણે ભોગાસનોનાં દૃશ્યો નજરે પડે છે. અહીંનાં મંદિરોના સ્તંભો અને છતો વિમલવસહિ મંદિરના સ્તંભો અને છતોની માફક શણગારેલ છે.

## ગિરનારનો વસ્તુપાલ વિહાર :

ગિરનાર પર આવેલાં મંદિરોમાં વસ્તુપાલ વિહાર નામે નેમિનાથનું મંદિર સૌથી વિશાળ છે. નેમિનાથ ચૈત્યની દક્ષિણે, પશ્ચિમે અને ઉત્તરે વસ્તુપાલે સુંદર તોરણો કરાવ્યાં હતાં. મહામાત્ય વસ્તુપાલે નેમિનાથ ચૈત્યના પાછળના ભાગમાં આદિનાથ ઋષભદેવનો પ્રાસાદ કરાવ્યો. તે વસ્તુપાલ વિહારને નામે ઓળખાય છે. એમાં મૂળ નાયકની સુંદર પાષાણ પ્રતિમા પધરાવી એની બાજુએ વાસુપૂજ્યની પ્રતિમાઓ સ્થાપી. મંદિરના મંડપમાં અંબિકા તથા મહાવીરની પ્રતિમાઓ મૂકાવી. આ ઉપરાંત ગર્ભદ્વારની દક્ષિણે અને ઉત્તરે પોતાની તેમજ તેજપાલની અશ્વારૂઢ મૂર્તિઓ મૂકાવી. તેમજ ડાબી બાજુએ પોતાની તથા પોતાની પત્ની લલિતા દેવીના પુણ્યની

વૃદ્ધિ અર્થે, અજિતનાથ આદિ વીસ તીર્થંકરોની પ્રતિમાઓ સહિત મહાતીર્થાવતારનો પ્રાસાદ કરાવ્યો.

હાલમાં નેમિનાથ મંદિરમાં વસ્તુપાલે કરાવેલ મંડપ કે મૂર્તિઓ જોવા મળતી નથી. પરંતુ વસ્તુપાલ વિહારના બે પ્રાસાદ મોજુદ રહેલા છે. આ દેવાલય ખરી રીતે ત્રિગુણ દેવાલયના પ્રકારનું છે. વચ્ચે બે ઘૂમટવાળો લંબચોરસ મંડપ છે. એની પાછળ ગર્ભગૃહ છે. મંડપની બે બાજુએ એકેક મંડપ આવેલ છે. હાલમાં અહીં મૂલનાયક ઋષભદેવને બદલે પાર્શ્વનાથની પ્રતિમા જોવા મળે છે. આ પ્રતિમા સામંતસિંહ તથા સલખણસિંહે સં. ૧૩૦૫ (ઈ. સ. ૧૨૪૯ માં કરાવી હોવાનું જણાવેલ છે.

## આબુનું લુણિગવસહિ :

આબુપર્વત ઉપર દેલવાડામાં મહામાત્યના વસ્તુપાલના ભાઈ તેજપાલે પોતાના પુત્ર લૂણસિંહના પુણ્યાર્થે પત્ની અનુપમા દેવીની પ્રેરણાથી વિ. સં. ૧૨૮૭(ઈ. સ. ૧૨૩૧)માં નેમિનાથનું જે મંદિર બંધાવ્યું તે લૂણવસહિ તરીકે ઓળખાય છે.

આરસના આ મંદિરમાં ગર્ભગૃહ, અંતરાલ, ગૂઢમંડપ, શૃંગારચોકી, નવચોકી, રંગમંડપ, વગેરે આવેલાં છે. મંદિરોને ફરતી દેવકુલિકાની હાર આવેલી છે. મંડોવરની બહારની દીવાલો પર શિલ્પો કંડારેલ છે. ગર્ભગૃહ સમચોરસ ઘાટનું છે. તેમાં નેમિનાથની પ્રતિમા પધરાવેલ છે. અંતરાલની બન્ને બાજુની દીવાલના ગવાક્ષમાં નેમિનાથના યક્ષ ગોમેધ અને યક્ષિણી તથા અંબિકાદેવીની મૂર્તિ આવેલી છે. એક ગવાક્ષમાં મૂળ નાયક સંભવનાથની પ્રતિમા અને બીજી શાંતિનાથની પ્રતિમા આવેલી છે. આ ગોખલાને હાલમાં લોકો દેરાણી–જેઠાણીના ગોખ તરીકે ઓળખે છે, પણ બન્ને ગોખલા તેજપાલે પોતાની બીજી પત્નીના સ્મરણાર્થે કરાવ્યા હતા. અહીંની દેવકુલિકાઓ તેજપાલે પોતાના કુટુંબીઓના શ્રેયાર્થે કરાવી હતી. છતોમાં જુદા જુદા ફૂલવેલના થરવારા, વિવિધ શિલ્પો તેમજ મનોહર દૃશ્યો કંડારેલ છે. એમાં શ્રીકૃષ્ણનો જન્મ, એમની બાળલીલા, દ્વારિકા અને સમવસરણ, અરિષ્ટનેમિની વિવાહ યાત્રા વગેરે પ્રસંગોનું સુંદર રીતે આલેખન કરવામાં આવેલ છે.

આ મંદિરમાં કુલ ૧૪૬ ઘુમ્મટ અને ૧૩૦ સ્તંભ છે. ઘુમ્મટમાં જૈન

વિદ્યાદેવીઓનાં શિલ્પ આવેલાં છે. સ્તંભો ઉપર સુંદર કોતરકામ કરવામાં આવેલ છે. મંદિરની હસ્તિશાલામાં તેજપાલનાં કુટુંબીજનોનાં શિલ્પ ગોખમાં પધરાવેલ છે. આ દરેક ગોખની આગળ એક હાથી મૂકેલ છે. આ હાથી પર તેજપાલના પૂર્વજો, તેજપાલ અને તેના વંશજોની પ્રતિમાઓ મૂકેલી હતી. એ હાલ મોજૂદ નથી. વચલા ખંડની વચ્ચે મેરુઘાટના ત્રણ માળના ચૌમુખજી છે.

## ભદ્રેશ્વરનું જૈન મંદિર :

ભદ્રેશ્વરમાં વસઈનું એક જાણીતું જૈન મંદિર આવેલું છે. તેમાં અત્યાર સુધી અસંખ્ય ફેરફારો થતા આવ્યા છે. મંદિરના સ્થાપત્યનો સૌથી નીચેનો ભાગ અત્યંત પુરાણો છે. વિ. સં. ૧૩૧૫ (ઈ. સ. ૧૨૫૯) અહીંના દાનવીર જગડૂશાહે આ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવેલ.

અહીંનું ભદ્રેશ્વર-વસઈનું મંદિર વિશાળ મેદાનમાં ફરતા ત્રણ ગઢોની વચ્ચે આવેલું છે. મંદિરની નજીક નાની મોટી સંખ્યાબંધ ધર્મશાળાઓ, ઉપાશ્રયો અને પુસ્તકાલય આવેલું છે. મંદિરના પ્રવેશદ્વારો સુંદર કમાનોથી શોભે છે. મંદિરના ગર્ભગૃહમાં મહાવીર સ્વામીની પ્રતિમા પધરાવેલ છે. આ મંદિર રાણકપુરના મંદિર કરતાં કંઈક અંશે નાનું છે. તે આબુનાં જૈન મંદિરની કલાકૃતિનો ખ્યાલ આપે છે. મંદિરના કેટલાક સ્તંભો સાદા છે, તો કેટલાક સુંદર કોતરણીવાળા છે. મંદિરમાં વચ્ચે મહાવીર સ્વામીની પ્રતિમા, જમણી બાજુએ અજિતનાથ અને ડાબી બાજુએ વિમલનાથની પ્રતિમા આવેલી છે. મંદિરના રંગમંડપના ઘુમ્મટમાં નેમિનાથના લગ્નના વરઘોડાનું ચિત્ર, તેમજ દીક્ષા કલ્યાણકનું ચિત્ર આલેખેલ છે. મંદિરની આજુબાજુ પર (બાવન) દેવ-કુલિકાઓ આવેલી છે. આથી આ તીર્થ બાવન જિનાલયવાળું ગણાય છે. સમગ્ર મંદિરને સુંદર શિલ્પોથી શણગારવામાં આવ્યું છે.

## પ્રભાસનું પાર્શ્વનાથનું મંદિર :

પ્રભાસમાં જુમ્મા મસ્જિદની ઉત્તરે પાર્શ્વનાથનું એક મંદિર આવેલું છે. તે મંદિર ખંડિત છે. એમાં સમચોરસ ગર્ભગૃહ, પ્રદક્ષિણાપથ, ગૂઢમંડપ અને શૃંગાર ચોકી આવેલાં છે. અંદરની દીવાલમાં હારબંધ ગવાક્ષો આવેલા છે. આ દેવાલય ચોવીસી પ્રકારનું જૈનમંદિર હોવાનો સંભવ છે. ગૂઢમંડપનો મધ્યભાગ બે મજલાનો છે. ઉપરના ભાગમાં બેવડા ઘુમ્મટ છે. ગર્ભગૃહ ઉપર કરોટકની રચના છે. મંદિર ચૌદમી સદીનું હોય તેમ જણાય છે.

### આબુનું પિત્તલહરનું મંદિર :

આ મંદિર વિ. સં. ૧૩૭૩ થી ૧૪૮૯ (ઈ. સ. ૧૩૧૬ થી ૧૪૩૩)ના ગાળામાં બંધાવ્યું હોય તેમ લાગે છે. આ મંદિર ભીમાશાહે બંધાવ્યું હતું. તેમાં મુખ્ય પ્રતિમા આદિનાથની છે. અહીં વિ. સં. ૧૫૨૫ (ઈ.સ. ૧૪૭૯)માં સુંદર અને ગદા નામના મંત્રીઓએ ૧૦૮ મણ પિત્તળની પ્રતિમા પધરાવી હતી. રંગમંડપ અને પ્રદક્ષિણા માર્ગનું બાંધકામ અપૂર્ણ છે.

### પાવાગઢનાં જૈન મંદિરો :

પાવાગઢનાં જૈનમંદિર ત્રણ સમૂહમાં વહેંચાયેલ છે : (૧) બાવન દેરી મંદિરો, (૨) કાલિકામાતાની ટ્રક ઉપર આવેલાં ચંદ્રપ્રભ અને સુપાર્શ્વનાથનાં મંદિરો, (૩) પાર્શ્વનાથનું મંદિર. આ સર્વ મંદિરો ચૌદમી–પંદરમીના અરસામાં બંધાવેલાં હોય તેમ લાગે છે.

બાવનદેરી સમૂહમાં હાલ ત્રણ મંદિર આવેલ છે. તેની ઉત્તર બાજુનું મંદિર મુખ્ય મંદિર છે.

### ખંભાતનું ચિત્તામણિનું પ્રાશ્વર્નાથનું મંદિર :

આ મંદિર શ્રીમાળીકુલના પરીખ વજિયા અને રાજિયા નામના બે ભાઈઓએ સં. ૧૬૪૪ (ઈ. સ. ૧૫૮૮)માં બંધાવી તેમાં પાર્શ્વનાથની અને મહાવીરની પ્રતિમાઓની સ્થાપના કરી. એમાં પાર્શ્વનાથ પ્રતિમા ચિંતામણિના નામે ઓળખાય છે. આ મંદિરને બાર સ્તંભો, છ દ્વાર અને સાત દેવકુલિકાઓ હતી. આગળ દ્વારપાલની બે ઊભી પ્રતિમાઓ હતી. મંદિરના ભોંયરા આગળ ગણેશની પ્રતિમા નજરે પડે છે. ભોંયરામાં કેટલીક દેવકુલિકાઓ છે, તેમાં મુખ્ય પ્રતિમાઓ આદિનાથ, મહાવીર અને શાંતિનાથ તીર્થંકરની જોવા મળે છે.

### કાવીનાં જૈનમંદિરો :

કાવીમાં વડનગરના બાંકુઆ નામના જૈન વણિકે ઋષભદેવ પ્રાસાદ નામે એક જૈન મંદિર બંધાવ્યું હતું. અહીંના લોકો તેને સાસુના દેરાસર તરીકે ઓળખે છે. તેમાં ગર્ભગૃહ, પ્રદક્ષિણા માર્ગ, અંતરાલ, સભામંડપ, વગેરેનો સમાવેશ થાય છે. ગર્ભગૃહની ઉપર શિખર આવેલું છે. અહીંની મુખ્ય પ્રતિમા આદિનાથની છે. એની આસપાસ બાવન દેવકુલિકાઓ છે. મંદિરની બહાર આદિનાથનાં પગલાંની સ્થાપના કરેલ છે.

કાવીમાં આવેલું બીજું એક જૈનમંદિર ધર્મનાથ પ્રાસાદના નામે ઓળખાય છે. આ મંદિર બાંકુઆના પુત્ર કુંવરજીએ વિ.સં. ૧૬૫૪ (ઈ.સ. ૧૫૯૮) માં બંધાવ્યું હતું. તેનું બીજું નામ રત્નતિલક છે. મંદિરમાં સભામંડપ, ગર્ભગૃહ, ભમતી વગેરે છે. ગર્ભગૃહમાં ધર્મનાથની પ્રતિમા સ્થાપેલ છે. આ ઉપરાંત બીજા ચાર તીર્થંકરોની પ્રતિમાઓ નજરે પડે છે. સ્થાનિક લોકો એને વહુના દેરાસર તરીકે ઓળખે છે.

## પાટણનું વાડી પાર્શ્વનાથનું મંદિર :

ઉત્તર ગુજરાતમાં મહેસાણા જિલ્લામાં આવેલ પાટણ ગામમાં ઝવેરીવાડમાં આ મંદિર આવેલું છે. આ મંદિર વિ. સં. ૧૬૫૧-૧૬૫૨ (ઈ. સ. ૧૫૯૪-૯૬)ના ગાળામાં ઓશવાલ જ્ઞાતિના કુંવરજી (કુંઅરજી) અને તેમના કુટુંબીઓએ બંધાવ્યું હતું. મૂળમંદિર હાલ અસ્તિત્વમાં નથી. હાલમાં નવું મંદિર બંધાવ્યું છે. અંદરના ઘુમ્મટમાં સુંદર પૂતળીઓ નજર પડે છે.

## શત્રુંજયનું આદિનાથનું મંદિર :

વિ. સં. ૧૫૮૭માં કર્માશાહે આ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવેલો. ત્યાર બાદ મંદિર જીર્ણ થઈ જતાં ઓશવાળ વંશના સોની વાદિયાના પુત્ર તેજપાલે હીરવિજયસૂરિની પ્રેરણાથી આ મંદિરનું સમારકામ કરાવ્યું. મંદિરને શિખર છે. ઉપર ૨૧ સિંહની આકૃતિઓ છે. ચારે બાજુ દેવકુલિકાઓ આવેલી છે. દરેકમાં જૈન પ્રતિમાઓ નજરે પડે છે. મંદિરને ચાર ગવાક્ષો, ૩૨ તોરણો, ૨૪ હાથી અને ૭૪ સ્તંભો છે. આ મંદિરનું સ્થાપત્યકીય સ્વરૂપ શત્રુંજય પરનાં પ્રાચીન મંદિરો જેવું છે. આદિનાથના ચોમુખ મંદિરનો મંડપ બે માળનો છે. અહીંની પ્રતિમા અસાધારણ મોટા કદની છે. ગર્ભગૃહના દ્વાર આગળ ગજારૂઢ નાભિરાજ અને મરુદેવી દેખાય છે.

## અમદાવાદનું ચિંતામણિ પાર્શ્વનાથનું મંદિર :

આ મંદિર અમદાવાદના શાંતિદાસ ઝવેરીએ સરસપુર વિસ્તારમાં બંધાવ્યું હતું. આ મંદિર હાલ મોજૂદ નથી. આ પાષાણના મંદિરમાં દેવકુલિકાઓ, ગર્ભગૃહ અને પ્રદક્ષિણા માર્ગ હતાં. તીર્થંકરની પ્રતિમા આરસની હતી. દીવાલો નરથર અને ગજથરથી શોભતી હતી. પાછળ ત્રણ દેવાલયો હતાં. દેવાલયોમાં વચ્ચે દીપ પ્રગટાવવામાં આવતો. મંદિરને બાવન જિનાલયો હતાં. મુઘલ બાદશાહ ઔરંગઝેબે પોતે જ્યારે ગુજરાતનો સૂબો હતો, તે સમયે આ મંદિરને મસ્જિદમાં ફેરવી નાખવાનો હુકમ કર્યો હતો. આથી શેઠ શાંતિદાસે મંદિરની

પ્રતિમાઓને ગુપ્ત માર્ગે અન્ય સ્થળે ખસેડી લીધી હતી. એ પછી બાદશાહ શાહજહાંને ફરિયાદ કરતાં બાદશાહે મુસ્લિમ કાનૂન મુજબ ખાનગી મિલકતને મસ્જિદ માટે છીનવી લઈ શકાય નહિ એમ જણાવી મસ્જિદને શાંતિદાસને સોંપી દેવાનો હુકમ કર્યો હતો. શાહજહાંના પુત્ર દારાશીકોહે મહેરાબ રહેવા દઈ આસપાસ દીવાલ બંધાવી મંદિરનો અન્ય ભાગ શાંતિદાસને સોંપી દીધો હતો, ત્યાં રહેતા ફકીરોને કાઢી મૂકયા હતા, પરંતુ આ ઈમારત પછી ન તો મસ્જિદ તરીકે વપરાઈ કે ન તો મંદિર તરીકે વપરાઈ. સમય જતાં ખંડેર થઈ ગઈ. એની અન્ય પ્રતિમાઓ ઝવેરીવાડમાં આદિશ્વર મંદિરના ભોંયરામાં અને મૂળનાયકની પ્રતિમા સૂરજમલના મંદિરમાં પધરાવેલ છે.

**અમદાવાદનું હઠીસિંહનું મંદિર :**

આ મંદિર અમદાવાદનું સૌથી મોટું દેવાલય છે. ગઈ સદીના પૂર્વાર્ધમાં અમદાવાદના નગરશેઠ હઠીસિંહે બંધાવ્યું હતું.

મંદિરની ફરતી દેવકુલિકાઓ આવેલી છે. મુખ્ય મંદિર મળી બાવન જિનાલયો છે. રંગમંડપ રંગીન પથ્થરો જડીને શણગાર્યો છે. ગૂઢમંડપમાં સ્તંભો નથી. ગૂઢમંડપની ઉપરનો ઘુમ્મટ પ્રમાણમાં ઊંચો છે. નૃત્યમંડપનો ઘુમ્મટ મુસ્લિમ અસરવાળો ગોળ છે.

એકંદરે આ મંદિર આબુ અને ગિરનારનાં જૈનમંદિરો કરતાં કલાની દૃષ્ટિએ ઊતરતી કક્ષાનું હોવા છતાં સોલંકીકાલ પછી ઘણા લાંબા સમયે અમદાવાદમાં આવી એક સુંદર કૃતિનું સર્જન કરીને શેઠ હઠીસિંહે જૈનમંદિરોમાં એક અપૂર્વ મંદિરનો ઊમેરો કર્યો છે.

**જૈનધર્મના પ્રભાવકો :**

ગુજરાતમાં જૈનધર્મને વિકસાવવામાં અનેક જૈન સૂરિઓ, રાજવીઓ, જૈનમંત્રીઓ, શ્રેષ્ઠીઓ, કવિઓ વગેરેએ નોંધપાત્ર ફાળો આપ્યો છે. અહીં સ્થળસંકોચના કારણે જૈનધર્મના થોડાક નામાંકિત પ્રભાવકોનો પરિચય આપવામાં આવ્યો છે.

**(૧) હેમચંદ્રાચાર્ય :**

હેમચંદ્રાચાર્યના જીવન વિશે સંસ્કૃત પ્રાકૃત અપભ્રંશ ગ્રંથોમાંથી પુષ્કળ માહિતી મળે છે.

હેમચંદ્રાચાર્ય સોલંકી રાજવી સિદ્ધરાજ અને કુમારપાલના સમયમાં એક ઉત્તમ કક્ષાના વિદ્વાન મનાતા. તેમનો જન્મ સંવત ૧૧૪૫ (ઈ. સ. ૧૦૮૯)માં

ધંધુકામાં થયો હતો. તેમની માતાનું નામ ચાહિણી (અથવા પાહિણી) અને પિતાનું નામ ચાચ હતું. તેમનું જન્મ નામ ચાંગ હતું. તેમણે દેવચંદ્રસૂરિ પાસે દીક્ષા લીધી હતી. દીક્ષા વખતે તેમનું નામ સોમચંદ્ર રાખવામા આવ્યું, પણ તેમને નાની ઉંમરે સંસ્કૃત, પ્રાકૃત ગ્રંથોનો ઉત્તમ અને ઊંડો અભ્યાસ કરતાં તેમના જ્ઞાનથી પ્રાભાવિત થઈ દેવચંદ્ર સૂરિએ તેમને આચાર્યપદે સ્થાપી તેમનું નામ હેમચંદ્રાચાર્ય રાખ્યું.

સોલંકી રાજવી સિદ્ધરાજ જયસિંહની પ્રેરણાથી તેમણે "સિદ્ધહૈમ" નામનું ઉત્તમ વ્યાકરણ રચ્યું હતું. આ ઉપરાંત તેમણે "અનેકાર્થસંગ્રહ", "અભિધાન ચિંતામણિ", "દેશીનામમાલા", દ્વયાશ્રય", "લિંગાનુશાસન", "છંદાનુશાસન", "કાવ્યાનુશાસન", ત્રિષષ્ટિ સલાકાપુરુષચરિત્ર" વગેરે ઉત્તમ ગ્રંથો રચ્યા છે.

કુમારપાલને ગાદી મેળવવામાં હેમચંદ્રાચાર્યે ઘણી જ મદદ કરી હતી. તેઓ પ્રખર જ્યોતિષી હતા.

### કુમારપાલ :

ચૌલુક્ય રાજવી કુમારપાલે જૈનધર્મને વિકસાવવામાં અગત્યનો ભાગ ભજવ્યો હતો. પોતે હેમચંદ્રાચાર્યની મદદથી ચૌલુક્ય રાજવી બન્યો હોવાથી તેને જૈનધર્મ પ્રત્યે અનુરાગ પ્રગટયો હતો. તેણે જૈનધર્મને રાજ્યાશ્રય આપી ગુજરાતમાં અનેક જૈનમંદિરો બંધાવ્યાં. તેણે હેમચંદ્રાચાર્યના શિષ્ય મંડળને સાહિત્યની ઉપાસનામાં ખૂબ પ્રેરણા આપી. પોતાના રાજ્યમાં અમારિ (અહિંસા) ઘોષણા પ્રવર્તાવી. તેણે પોતાના અમલ દરમ્યાન જૈન અને શૈવ બંને ધર્મના દેવાલયોને છૂટે હાથે દાન આપ્યું હતું.

### વસ્તુપાલ :

વસ્તુપાલ કવિ તથા સાહિત્યકારોનો આશ્રયદાતા હતો. તેણે જૈનધર્મને વિકસાવવામાં નોંધપાત્ર ફાળો આપ્યો છે.

તેનો જન્મ પાટણના એક પ્રાગ્વાટ કુટુંબમાં થયો હતો, તેની માતાનું નામ કુમારદેવી તથા પિતાનું નામ અશ્વરાજ હતું. તેણે યુવાવસ્થામાં ધોળકાના રાણા વીરધવલના મંત્રી તરીકે ઉત્તમ કામગીરી બજાવી હતી. તે પોતે કવિઓનો આશ્રયદાતા હતો. તેણે પોતે આદિનાથ, નેમિનાથ, અંબિકા વગેરેને લગતાં સ્તોત્રો રચ્યાં હતાં. પોતાના અમલ દરમ્યાન વર્ધમાન, તળાજા, સોમનાથ, મહુવા, ગિરનાર, આબુ, અંબાજી, ખંભાત, શત્રુંજય, પાટણ, દર્ભાવતી વગેરે અનેક ઠેકાણે જૈન

મંદિરો બંધાવ્યાં હતાં. અનેક ઠેકાણે જૈનમંદિરોનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. વસ્તુપાલે બંધાવેલ મંદિરોમાં ગિરનાર ઉપરનું મહાતીર્થાવતારનું મંદિર (વસ્તુ-પાલ વિહાર) નોંધપાત્ર છે.

### તેજપાલ :

વાઘેલા રાજવી વીસલદેવના મહામાત્ય તેજપાલે પોતાના ભાઈ વસ્તુપાલની માફક આબુ, ગિરનાર, ધોળકા, નવસારિકા, સૂરત, ભરૂચ, વડોદરા, ડભોઈ શત્રુંજય, કર્ણાવતી, પાવાગઢ, ખંભાત વગેરે સ્થળોએ અનેક જૈન મંદિરો બંધાવ્યાં તેમજ વિવિધ સ્થળોએ અનેક જૈન મંદિરોનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. તેની ધર્મભાવના-ની પ્રેરણાદાતા તેની પત્ની અનુપમાદેવી હતી. તેની પ્રેરણાથી તેણે પોતાના પુત્ર લુણસિંહના સ્મરણાર્થે આબુ ઉપર લૂણવસહિ નામનું ઉત્તમ જૈન મંદિર બંધાવ્યું.

### જગડૂશાહ :

કચ્છના દાનવીર જગડૂશાહ વિશે "જગડૂચરિત" નામનો ગ્રંથ રચાયો છે. કચ્છમાં જૈનધર્મને વિકસાવવામાં તેમણે મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો. તે વિક્રમની તેરમી સદીમાં ઉત્તરાર્ધમાં થયા. કચ્છના ભદ્રેશ્વર તીર્થ સાથે તેમનું નામ સુવર્ણા-ક્ષરે જોડાયેલું છે. અહીં જગડૂશાહે મહાવીર સ્વામીનું એક ઉત્તમ જૈનમંદિર બંધાવ્યું. હાલમાં આ મંદિર કચ્છનું અગ્રગણ્ય જૈન મંદિર ગણાય છે. તેણે પાટણના વાઘેલા રાજવી વીસલદેવના આમંત્રણને માન આપી પાટણ આવી, પોતાના સંગ્રહમાંથી દુકાળને વખતે છૂટે હાથે ગરીબોને અનાજ આપ્યું હતું.

### હીરવિજય સૂરિ :

બાદશાહ અકબરના દરબારમાં જૈનધર્મના સિદ્ધાંતો સમજાવી મહત્ત્વનું સ્થાન મેળવનાર હીરવિજયસૂરિ સૌપ્રથમ હતા. તેમનો જન્મ સં. ૧૫૮૩ (ઈ.સ. ૧૫૨૭) માં પાલણપુરમાં કુંરા નામના ઓસવાલને ત્યાં થયો હતો. તેમની માતાનું નામ નાથીબાઈ હતું. સં. ૧૬૨૧માં તેઓ તપાગચ્છના નાયક થયા. તેઓ ખંભાતમાં આવ્યા ત્યારે તેમના હાથે સંઘવી ઉદયકરણે ચંદ્રપ્રભુની પ્રતિષ્ઠા કરાવી. આ પછી હીરવિજયસૂરિની પ્રતિભાની જાણ થતાં બાદશાહ અકબરે તેમને દિલ્હી મળવા બોલાવ્યા.

અકબરનું આમંત્રણ સ્વીકારીને પગે ચાલતા ચાલતા હીરવિજયસૂરિ દિલ્હી પહોંચ્યા. ત્યાં બાદશાહના દરબારમાં ધર્મવિષયની વિવિધ ચર્ચા થઈ. આ ચર્ચાથી

બાદશાહ ઘણો જ ખુશ થયો. કેટલાક સમય ત્યાં રહી આગ્રામાં જઈ ચોમાસું ગાળ્યું.

બાદશાહ અકબરે તેમના પર ખુશ થઈ તેમના આદેશ પ્રમાણે કેદીઓને છોડી મૂકયા; પાંજરામાં પૂરેલા પક્ષીઓને છોડી મૂકયાં અને પર્યુષણના આઠ દિવસો દરમ્યાન હિંસા બંધ કરાવી. આ પછી બાદશાહે પોતાની જાતે બીજા ચાર દિવસ ઉમેરી બાર દિવસ સમગ્ર રાજ્યમાં અમારિવૃત્ત (અહિંસા) જાહેર કર્યું. આ માટે તેણે પોતાની સહી અને મહોરવાળાં છ ફરમાન લખી આપ્યાં. હીરવિજયસૂરિને 'જગદ્‌ગુરુ'નું બિરૂદ આપ્યું. આ પછી બાદશાહે તેમની પ્રેરણાથી જજિયાવેરો સ્વેચ્છાએ દૂર કર્યો. ત્યાર બાદ બાદશાહે હીરવિજયના ઉપદેશથી રવિવાર, ઇદનો તહેવાર, મહોરમ મહિનો વગેરે ઘણા દિવસો ઉમેરી બધા મળી એક વર્ષમાં છ માસ છ દિવસોએ કોઈ જીવની હિંસા કોઈપણ ન કરે એવો હુકમ કાઢયો.

હીરવિજયસૂરિ સાથે ભાનુચંદ્ર અને વિજયસેનસૂરિએ બાદશાહ અકબરને પ્રભાવિત કરી ગુજરાતમાં જીવહિંસા થતી અટકાવી હતી.

**શેઠ શાંતિદાસ ઝવેરી :**

અમદાવાદના નગરશેઠ કુટુંબના મુખ્ય પુરુષ શેઠ શાંતિદાસ હતા. તેઓ ઓસવાળ જ્ઞાતિના હતા. અનુશ્રુતિ પ્રમાણે શેઠ શાંતિદાસને સૂરતમાં મંત્ર સિદ્ધિ થઈ હતી. તેઓ બાદશાહ અકબરના કુટુંબ સાથે ઘનિષ્ઠ સંબંધ ધરાવતા હતા.

શાંતિદાસ એક ધાર્મિક સજ્જન હતા અને સાહસિક વેપારી પણ હતા. તેમનો મુખ્ય વેપાર ઝવેરાતનો હતો. તેમણે અમદાવાદમાં સરસપુરમાં ચિંતામણિ પ્રાર્શ્વનાથનું એક મંદિર બંધાવ્યું હતું. શાહજાદા ઔરંગઝેબે તેને અપવિત્ર કરી મસ્જિદમાં ફેરવી નાખ્યું. શાંતિદાસે બાદશાહ શાહજહાંને ફરિયાદ કરતાં શાહજહાંએ કોઈની મિલકત છીનવી લઈ તેમાં મસ્જિદ ન થાય એમ જણાવી તેમને થયેલ નુકસાન ભરપાઈ કરીને મંદિર પાછું સોપાવ્યું હતું. આ મંદિર તેમણે પોતાના કુટુંબના શ્રેયાર્થે બંધાવ્યું હતું. આ મંદિરની મુખ્ય પ્રતિમાને ભોંયરા વાટે ગુપ્ત માર્ગે ઝવેરીવાડમાં ખસેડી લેવામાં આવી હતી.

બાદશાહ શાહજહાંએ ઈ. સ. ૧૬૨૯માં ફરમાન દ્વારા ચિંતામણિ પાર્શ્વનાથ, શત્રુંજય, શંખેશ્વરજી, કેસરીયાજીનાં મંદિરો તેમજ અમદાવાદ, ખંભાત, સૂરત, રાધનપુરના કેટલાક ઉપાશ્રયો શેઠ શાંતિદાસની માલિકીના હોવાનું જણાવી રાજ્ય તરફથી તેનું રક્ષણ કરવાનો આદેશ આપ્યો હતો. ઈ. સ. ૧૬૫૬માં બીજા એક ફરમાન દ્વારા શત્રુંજય, પાલીતાણાનાં મંદિરોનો વહીવટ શાંતિદાસને

બાદશાહે આપ્યો હતો. બાદશાહ ઔરંગઝેબે શાંતિદાસને પાલીતાણાની ઈનામી જાગીરની સનદ તાજી કરી આપીને તે વંશપરંપરાગતની કરી આપી હતી. શાંતિદાસે અમદાવાદમાં ઝવેરીવાડ નામનો લત્તો વસાવ્યો હતો. તેમનું ઈ. સ. ૧૭૧૫ માં મૃત્યુ થયું.

**શ્રીમદ્ રાજચંદ્ર :**

શ્રીમદ્ રાજચંદ્રનો જન્મ સૌરાષ્ટ્રમાં આવેલ વવાણિયા ગામે સં. ૧૯૨૪ (ઈ. સ. ૧૮૬૭)માં થયો હતો. તેમના પિતાનું નામ રવજીભાઈ અને માતાનું દેવબાઈ હતું. બાળપણથી જ વૈરાગ્યવૃત્તિવાળા હોવાથી સંસારમાં રહ્યાં છતાં તેમણે આત્માના વિકાસ અર્થે કામ કર્યા કર્યું. નાની વયે જૈન દર્શનનો ઊંડો અભ્યાસ કરી ધર્મોપદેશનું કાર્ય કરવા લાગ્યા. આ માટે તેમણે કેટલાક ઉત્તમ ગ્રંથો રચ્યા. મહાત્મા ગાંધીજી પણ તેમના ધર્મ વિષેના જ્ઞાનથી ઘણા પ્રભાવિત થયા હતા.

તેમણે ચરોતરના નડિયાદ, ખંભાત અને તેની આસપાસના પ્રદેશને પોતાનું કાર્યક્ષેત્ર બનાવ્યું. આજે પણ અહીં તેમના અનેક અનુયાયી છે. તેમના આશ્રમો અને મંદિરો આણંદ, કરમસદ, રાસ, ખંભાત (વડવા) સીમરડા, કવિઠા, ભાદરણ, નાર, સુણાવ, વસો, ઈડર, (સાબરકાંઠા જિલ્લો) વગેરે સ્થળે આવેલાં છે.

**શેઠ કસ્તુરભાઈ લાલભાઈ:**

ગુજરાતના જાણીતા ઉદ્યોગપતિ કસ્તુરભાઈ લાલભાઈ જૈનસમાજના અગ્રગણ્ય કાર્યકર હતા. તેમણે પોતાના પિતાની માફક જૈન સમાજના અનેક અટપટા પ્રશ્નોમાં સમાજને દોરવણી આપી હતી. તેમણે જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક સંઘની સંસ્થા આણંદજી કલ્યાણજીની પેઢીનો ઉત્તમ વહીવટ કરીને અનેક જૈન તીર્થો અને મંદિરોની સાચવણી કરી છે. તેમના અધિકારોનું રક્ષણ કર્યું છે. તેમણે પાલિતાણાના ઠાકોરના અત્યાચાર સામે શત્રુંજયની યાત્રાનો બહિષ્કાર કરવાનો આદેશ આપી રાજાની શાન ઠેકાણે આણી હતી. તેમણે તારંગા, ગિરનાર અને કુંભારિયાનાં મંદિરોનો જીર્ણોદ્ધાર કરાવ્યો. ભારતીય સંસ્કૃતિના સંશોધન માટે લાલભાઈ દલપતભાઈ સંસ્કૃતિ વિદ્યામંદિર સ્થાપ્યું. આ સંસ્થાને મુનિશ્રી પુણ્યવિજયજીએ ૧૦,૦૦૦ હસ્તપ્રતો અને ૭૦૦૦ જેટલાં પુસ્તકોની ભેટ આપી સમૃદ્ધ બનાવી છે.

**જૈનધર્મના તહેવારો :**

આ ધર્મમાં જ્ઞાનપંચમી, કારતકી પૂર્ણિમા, મૌન એકાદશી, પર્યુષણ વગેરે તહેવારો ઊજવાય છે.

## સંદર્ભગ્રંથો


(૧) શ્રી કિ. ઘ. મશરૂવાળા. બુદ્ધ અને મહાવીર.

(૨) મુનિ ન્યાયવિજયજી. જૈન દર્શન.

(૩) પંડિત સુખલાલજી. જૈનધર્મનો પ્રાણ

(૪) ડૉ. રસેશ જમીનદાર. ક્ષત્રપકાલીન ગુજરાત, ઇતિહાસ અને સંસ્કૃતિ.

(૫) ગિ. વ. આચાર્ય. ગુજરાતના ઐતિહાસિક લેખો ભા. ૨, ૩

(૬) મો. દ. દેસાઈ જૈનધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ, મુંબઈ

(૭) ર. ભી. જોટ. (૧) ગુજરાતનું પાટનગર, અમદાવાદ
(૨) ખંભાતનો ઇતિહાસ, ખંભાત–૧૯૩૫

(૮) ડૉ. ધીરુભાઈ ઠાકર. પરંપરા અને પ્રગતિ, શ્રી કસ્તુરભાઈનું જીવનચરિત્ર, અમદાવાદ ૧૯૮૦

(૯) ડૉ. જે. પી. અમીન. ખંભાતનું જૈનમૂર્તિવિધાન, ખંભાત, ૧૯૮૨

(૧૦) પુ. છ. શાહ અને ચં. કૂ. શાહ. ચરોતર સર્વસંગ્રહ–૧

# ૬

# બૌદ્ધધર્મ

## પ્રાસ્તાવિક :

શ્રમણ સંપ્રદાયોમાં જૈનધર્મની જેમ બૌદ્ધધર્મ પણ મહત્ત્વનું સ્થાન ધરાવે છે. સમય જતાં એ ભારતમાંથી લુપ્ત થયો, પણ આસપાસના અનેક દેશમાં પ્રસર્યો.

બૌદ્ધધર્મના પ્રવર્તક ગૌતમ બુદ્ધનો જન્મ હિમાલયની તળેટીમાં આવેલા કપિલવસ્તુમાં થયો હતો. તેમના પિતાનું નામ શુદ્ધોધન અને માતાનું નામ માયાદેવી હતું. તેમનું જન્મ નામ સિદ્ધાર્થ હતું. ગૌતમ ગોત્રના હોવાથી તેઓ ગૌતમ તરીકે ઓળખાતા. અને ક્ષત્રિયોની શાકય શાખાના હોવાથી તેઓ શાકયસિંહ તરીકે ઓળખાતા. બાળપણમાં અનેક શાસ્ત્રોનો અભ્યાસ કરી તેમણે યશોધરા નામની કન્યા સાથે લગ્ન કર્યું હતું. તેનાથી તેમને રાહુલ નામે પુત્ર થયો હતો. વૈરાગ્યની ભાવના તીવ્ર બનતાં તેમણે લગ્ન પછી ગૃહત્યાગ કર્યો. વનમાં 'ગયા' પાસે જઈ કઠોર તપ કર્યું. અનેક વર્ષોની તપશ્ચર્યા બાદ સત્ય દર્શન પામતાં તેમણે જગતના કલ્યાણ માટેનું કાર્ય આરંભ્યું. સ્વઆનંદને સર્વાનંદમાં ફેરવી નાખવા કટિબદ્ધ થયા. વારાણસી પાસેના સારનાથમાંથી તેમણે ધર્મચક્ર પ્રવર્તાવ્યું. તેમણે સરળ ભાષામાં લોકોમાં ઉપદેશ આપવાની શરૂઆત કરતાં ધીરે ધીરે તેમના અનુયાયીઓની સંખ્યા વધવા લાગી. તેમની વિચારસરણી ભારતમાં બૌદ્ધધર્મ તરીકે પ્રચલિત થઈ.

ગૌતમ બુદ્ધના ઉપદેશનો મુખ્ય સાર એ છે કે જગત દુઃખમય છે. દુઃખનું મૂળ કારણ તૃષ્ણા છે. તૃષ્ણાનો નાશ થતાં દુઃખ દૂર થાય છે. તૃષ્ણાનો નાશ કરવા માટે મનુષ્યે આર્ય અષ્ટાંગ માર્ગ અપનાવવો જોઈએ. તેમનો ઉપદેશ ચાર આર્યસત્યો અને આર્ય અષ્ટાંગ માર્ગ તરીકે ઓળખાય છે. અષ્ટાંગ માર્ગમાં સમ્યક્ દૃષ્ટિ, સંકલ્પ, વાણી, કર્મ, ધ્યાન વગેરેનો સમાવેશ થાય છે. અહીં આત્મા અને પરમાત્માની ચર્ચા ન કરતાં જીવનમાંથી સર્વ દુઃખો દૂર

કરવાના ઉપાયો ઉપર ભાર મૂકવામાં આવેલ છે. આ સંપ્રદાયમાં શરૂઆતમાં મૂર્તિપૂજાને સ્થાન ન હતું. પણ શતકો બાદ અન્ય ધર્મોની સામે ટકી રહેવા પાછળથી મૂર્તિપૂજા અપનાવવામાં આવી. આ સંપ્રદાયમાં પણ વિવિધ દેવ-દેવીઓની પૂજા અને વિધિ–વિધાનો પ્રચલિત છે.

ધીરે ધીરે બૌદ્ધધર્મને રાજ્યાશ્રય મળવા લાગ્યો. મૌર્યકાલમાં અશોકે બૌદ્ધધર્મના પ્રચારમાં મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો. ત્યાર બાદ કનિષ્ક હર્ષ વગેરેએ તેને વિકસાવવામાં નોંધપાત્ર ફાળો આપ્યો. ગુપ્તકાલમાં બૌદ્ધધર્મને લગતી અનેક સુંદર પ્રતિમાઓનું સર્જન થવા લાગ્યું. આ સમયે મૂર્તિકલાની બે શૈલી અસ્તિત્વમાં આવી: (૧) ગાંધાર શૈલી, (૨) મથુરા શૈલી. ગુપ્તકાલમાં મથુરા શૈલીનો સુંદર વિકાસ થયો. અહીં ધ્યાની બુદ્ધો અને બોધિસત્વોની અનેક સુંદર પ્રતિમાઓનું સર્જન થવા લાગ્યું. ગૌતમ બુદ્ધનો વિષ્ણુના મુખ્ય દશાવતારમાં સમાવેશ થયો. બોધિ (જાગૃતિ, પૂર્ણજ્ઞાન) પ્રાપ્ત કરે તે બુદ્ધ. બુદ્ધ બે પ્રકારના મનાય છે– ધ્યાની (દૈવી) અને માનુષી. ધ્યાની બુદ્ધ પાંચ છે. તે પૈકી અમિતાભ વર્તમાન યુગના અધિષ્ઠાતા છે. માનુષી બુદ્ધ ૨૮ થયા, તે પૈકી પહેલાં ચાર વિશે અલ્પ માહિતી ઉપલબ્ધ છે. પછીના ૨૪ પૈકી છેલ્લા સાત વધુ મહત્ત્વના ગણાયા. તેમાં શાક્ય મુનિ (ગૌતમ) બુદ્ધ સહુથી છેલ્લા છે, ભાવિ બુદ્ધોમાં હવે પછી મૈત્રેય બુદ્ધ થવા નિર્માયા છે. દરેક બુદ્ધને પોતાની પત્ની હોય છે તેને 'બુદ્ધશક્તિ' કહે છે. જે બોધિ પ્રાપ્ત કરવા સાધના કરી રહ્યા હોય તેને "બોધિસત્વ" કહે છે. વર્તમાન યુગના ધ્યાની બુદ્ધ અમિતાભના બોધિસત્વ પદ્મપાણિ અવલોકિતેશ્વર છે. જગતની દેખરેખ રાખે છે. મૈત્રેય અને મંજુશ્રી અન્ય લોકપ્રિય બોધિસત્વો છે. બૌદ્ધ દેવીઓમાં 'તારા' મહત્ત્વની મનાય છે. ધ્યાની બુદ્ધોમાંથી અનેક બોધિસત્ત્વો અને તારાઓનો ઉદ્ભવ થયો છે. વળી, બીજા પણ અનેક દેવો બૌદ્ધધર્મમાંથી ખાસ કરીને એના ઉત્તરકાલીન સ્વરૂપોમાં પ્રાદુર્ભાવ પામ્યા હોય તેમ જણાય છે.

બૌદ્ધધર્મના મુખ્ય બે સંપ્રદાય છે–રૂઢિચુસ્ત મતના થેરવાદી કહેવાતા ને સુધારક મત "મહાસંઘિક". આગળ જતાં મહાસંઘિકો થેરવાદીઓને હીનયાન અને પોતાના મતને મહાયાન (મોટો માર્ગ) કહેવા લાગ્યા. આ બે યાનોમાં આગળ જતાં ૧૮ નિકાય પડયા. બૌદ્ધ દર્શનોમાં ચાર ભિન્ન દર્શન વિકસ્યાં. સૌત્રાન્તિક અને વૈભાષિક તથા માધ્યમિક અને યોગચાર.

### ગુજરાતમાં બૌદ્ધધર્મનો પ્રસાર :

ગુજરાતમાં પણ ધીરે ધીરે બૌદ્ધધર્મ વ્યાપક પ્રમાણમાં વિસ્તર્યો.

મૌર્યકાલમાં અશોકે બૌદ્ધધર્મમાંથી પ્રેરણા મેળવી. તેણે પ્રજાના કલ્યાણ માટે કેટલાક શિલાલેખો કોતરાવ્યા. તેની એક નકલ ગિરનારની તળેટી પાસે આવેલી એક શિલા ઉપર નજરે પડે છે.

ક્ષત્રપકાલમાં બૌદ્ધધર્મ ગુજરાતના મોટા ભાગમાં વિસ્તર્યો. સૌરાષ્ટ્રના જૂનાગઢ, ખંભાલિડા, બોરિયા, તળાજા વગેરે અનેક સ્થળોએથી બૌદ્ધ વિહારો અને ગુફાઓ મળી આવેલ છે. સાબરકાંઠા જિલ્લાના શામળાજી પાસેના દેવની મોરી નામના સ્થળેથી ક્ષત્રપકાલીન વિશાળ ઇંટેરી સ્તૂપ અને વિહાર મળી આવ્યાં હતાં. જૂનાગઢ પાસે ઇંટવાના ખોદકામમાં "રુદ્રસેન વિહાર" મળી આવ્યો છે. પ્રાચીન બૌદ્ધ સાહિત્યમાં ભરુકચ્છ અને સોપારક(સોપારા મુંબઈ પાસે)નો વારંવાર ઉલ્લેખ આવે છે. આ જોતાં આ સ્થળો બૌદ્ધધર્મનાં કેન્દ્રો હોય તેમ જણાય છે.

ગુજરાતમાં બૌદ્ધધર્મની નોંધ લેતાં ચીની યાત્રી યુઆન શુઆંગ જણાવે છે કે, "ભરૂચમાં બૌદ્ધ સંઘારામો છે, જેમાં ત્રણ હજાર મહાયાનના અનુયાયીઓ અભ્યાસ કરે છે. તે બધા સ્થવિર સંપ્રદાયના છે. તેવી જ રીતે કચ્છમાં પણ દસ વિહારો હોવાનું જણાવ્યું છે. ત્યાં એક હજાર બૌદ્ધ સંતો અભ્યાસ કરતા હતા. આનંદપુર(હાલનું વડનગર)માં દસ સંઘારામો હતા. સૌરાષ્ટ્રમાં પચાસ વિહારો હતા. વલભીમાં બૌદ્ધધર્મ વધારે પ્રચલિત હતો. અગાઉ અહીં બૌદ્ધ આચાર્યો સ્થિરમતિ અને ગુણમતિએ વલભી પાસેના વિહારમાં રહી પોતાના પ્રસિદ્ધ ગ્રંથોની રચના કરી હતી. છઠ્ઠી સદીમાં ગુજરાતના વતની ધર્મગુપ્તે કનોજ જઈ બૌદ્ધધર્મનું શિક્ષણ લઈ મધ્ય એશિયા થઈ ચીનમાં જઈ અનેક બૌદ્ધ ગ્રંથોનો ચીની ભાષામાં અનુવાદ કર્યો હતો. મૈત્રકોના તામ્રપત્રોમાં બૌદ્ધ વિહારોને દાન આપ્યાના ઉલ્લેખો છે. વલભીમાં દદ્દાવિહાર, બુદ્ધદાસવિહાર, બપ્પપાદીયવિહાર, કક્કવિહાર, ગોહકવિહાર, વિમલગુપ્તવિહાર, ભટાર્કવિહાર, યશશ્ચરવિહાર, અજિતવિહાર, શિલાદિત્ય વિહાર વગેરે બંધાયા હતા. તેનાં બે મંડલ હતાં. ભિક્ષુવિહારોનું દદ્દાવિહાર મંડલ અને ભિક્ષુણી વિહારોનું યક્ષશૂર વિહાર મંડલ. આ સર્વ વિહારોને મૈત્રક રાજવીઓ તરફથી અવારનવાર દાન મળતાં વલભી એ બૌદ્ધવિદ્યાનું કેન્દ્ર હતું. વલભીમાંથી કેટલીક બૌદ્ધ પ્રતિમાઓ મળી આવી છે. ટૂંકમાં મૈત્રકકાલ ગુજરાત–સૌરાષ્ટ્રમાં પ્રમાણમાં વિસ્તર્યો હતો.

અનુમૈત્રકકાલ દરમ્યાન ગુજરાતમાંથી બૌદ્ધધર્મ ધીરે ધીરે લુપ્ત થવા લાગ્યો. ભારતના અન્ય પ્રદેશોની જેમ અહીં પણ જૈન ધર્મને રાજ્યાશ્રય મળતાં બૌદ્ધધર્મને મરણતોલ ફટકો પડ્યો. તેમાં વધી પડેલાં તાંત્રિક તત્ત્વે તેના વિહારો

અને તીર્થોને પ્રવૃત્તિ વગરનાં બનાવ્યાં. ધીરે ધીરે બૌદ્ધ સાધુઓ નેપાળ અને તિબેટના પ્રદેશમાં ચાલ્યા ગયા. મહેસાણા જિલ્લામાં તારંગા નામે ઓળખાતી ટેકરી ઉપર એક ધારણ માતા નામે ઓળખાતા મંદિરમાં "વરદતારા" અને કેટલીક અન્ય બૌદ્ધ પ્રતિમાઓ આવેલી છે. એ સિવાય આ સમયના કોઈ અન્ય અવશેષ મળતા નથી. આ સમય પછી ગુજરાતમાં બૌદ્ધધર્મ પ્રચારમાં હોવાના કોઈ પુરાવા મળતા નથી. તાજેતરમાં શ્રી આંબેડકરની પ્રેરણાથી ગુજરાતમાં એમના અનુયાયીઓએ બૌદ્ધધર્મ અંગીકાર કરવા માંડયો છે. તેઓની સંખ્યા ઉત્તરોત્તર વધતી જાય છે. જો કે હજુ સુધી ગુજરાતમાં કોઈ નવું બૌદ્ધ ચૈત્ય બંધાયું નથી.

**ગુજરાતનું બૌદ્ધ સ્થાપત્ય :**

ગુજરાતમાં બૌદ્ધ ધર્મનો પ્રચાર ઈ. સ. પૂર્વેથી શરૂ કરીને નવમા દસમા સૈકા સુધી હતો. આ સમય દરમ્યાન બંધાયેલ સ્તૂપો, વિહારો, ગુફાઓ વગેરેના અવશેષો ગુજરાતનાં વિવિધ સ્થળોએથી મળી આવે છે.

**સ્તૂપો :**

બૌદ્ધધર્મમાં ત્રિરત્ન–બુદ્ધ, ધર્મ અને સંઘનું મહત્ત્વ વિશેષ હતું. આથી પ્રાચીનકાલમાં બુદ્ધ કે તેમના નોંધપાત્ર અનુયાયીઓના અવશેષો(વાળ, દાંત, અસ્થિ વગેરે)ને સાચવી રાખવા સ્મારકો રચાતાં. આવા સ્મારકો સ્તૂપ તરીકે ઓળખાતાં. આવા સ્તૂપોની રચના અંડાકાર ઘાટની હતી. તેમાં ઇંટોનું કે પથ્થરનું ચણતર કરવામાં આવતું. તેમાં આગાશીઓ, છત્રી, પ્રદક્ષિણા માર્ગ, વગેરેની રચના કરેલ છે. તેમાં અવશેષોને પેટીમાં મૂકી લેખ સાથે દાટવામાં આવતા. પાલીભાષામાં સ્તૂપને "થપ્પા" કહે છે. બ્રહ્મદેશમાં સ્તૂપને પેગોડા કહે છે અને સિલોનમાં "દાભગા" કહે છે. આવાં સ્મારકો–સ્તૂપો ગુજરાતમાંથી બોરિયા અને દેવની મોરી આગળથી મળી આવ્યા છે.

**બોરિયાનો સ્તૂપ :**

ગિરનારના જંગલમાં બોરિયા નામના સ્થળેથી એક અસ્તવ્યસ્ત સ્તૂપના કેટલાક અવશેષો મળી આવ્યા છે. સ્તૂપનું બાંધકામ પાકી ઇંટોનું છે. તેની આસપાસ આરસની સુંદર પટ્ટિકાઓ હતી. વેદિકા અને મથાળાનું છત્ર પથ્થરનાં હતાં. સ્તૂપના મધ્યભાગમાંથી એક માટીનું અસ્થિપાત્ર મળી આવ્યું છે આ પાત્રમાં પથ્થરનો દાબડો હતો. અને તેમાં અનુક્રમે નાના કદના તાંબાના, ચાંદીના અને સોનાના દાબડા હતા છેલ્લા દાબડામાં આંગળીના નખ જેવડા અસ્થિ

સાચવી રાખવામાં આવેલ હતા. આ અવશેષો જૂનાગઢના મ્યુઝિયમમાં સાચવી રાખવામાં આવેલ છે.

સ્તૂપમાંથી પ્રતિમા શિલ્પ કે કોઈ લેખ વગેરે મળેલ ન હોવાથી તે કયા સમયનો છે તે નક્કી થઈ શક્યું નથી. પરંતુ સામાન્ય રીતે તે ક્ષત્રપકાલીન હોવાની માન્યતા છે. અહીંથી મળતી ઇંટોનું માપ ૧૮, ૧૨ અને ૯ ઇંચનું હતું. બોરિયાના સ્તૂપ પાસેથી એક બીજો સ્તૂપ મળી આવેલ છે. જેને સ્થાનિક લોકો "બડી લખામેડી" નામે ઓળખે છે. એની બાજુમાં વિહારના અવશેષો હોય તેમ જણાય છે.

**દેવની મોરીનો સ્તૂપ :**

સાબરકાંઠા જિલ્લાના ભિલોડા તાલુકાના તીર્થધામ શામળાજી નજીક આવેલ દેવની મોરી નામના સ્થળેથી ખોદકામ કરતાં મળી આવેલ સ્તૂપ ગુજરાતનો એક નોંધપાત્ર સ્તૂપ મનાય છે. આ સ્થળે ગુજરાતની મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી તરફથી ખોદકામ કરાતાં આ સ્તૂપ મળી આવેલ છે. હાલમાં આ સ્તૂપ મેશ્વો નદી પર બંધાયેલ શ્યામ સરોવરમાં ડૂબી ગયેલ છે, પણ તેમાંથી મળેલા અવશેષો મ. સ. યુનિવર્સિટીના મ્યુઝિયમમાં સચવાયેલ છે.

સાબરકાંઠા જિલ્લામાં દેવની મોરી આગળના આ સ્થળને સ્થાનિક લોકો "ભોજરાજના ટેકરા" તરીકે ઓળખતા. ખોદકામ કરતાં મળેલ એક વિશાળ સ્તૂપનો ઉપરનો તથા બહારનો ભાગ તૂટી ગયેલ હતો. બાકીના અવશેષોમાં ખંડની અંદર છેક એક ચોરસ પીઠિકા અને તેની ઉપર બીજી ચોરસ પીઠિકા હતી અને એની ઉપરનો ભાગ ગોળાર્ધ અંડાકાર હતો. નીચલી પીઠિકા ૮૬ × ૮૬ ફૂટની અને ૮ ફૂટ ઊંચી હતી. દીવાલમાં બારબાર થાંભલાઓ હતા. આ થાંભલાઓ દ્વારા દીવાલોનું રક્ષણ થતું. સ્તૂપમાં વિવિધતા સર્જાતી હતી. ઉપરના ભાગમાં ટોડલાની સળંગ પટ્ટી હતી. તેના ઉપર સુંદર પાંદડાવાળી વેલ કોતરેલ હતી.

સ્તૂપની પીઠિકાને ફરતી જગ્યા પ્રદક્ષિણા માર્ગ માટે હોય તેમ લાગતું હતું. દરેક બાજુની દીવાલમાં આવેલા ગોખલાઓમાં ભગવાન બુદ્ધની સાથે ધ્યાની બુદ્ધોની પ્રતિમાઓ હતી. આ પ્રતિમાઓ પકવેલી માટીની અને બે ફૂટ જેટલી ઊંચી હતી. એક શિલ્પ પદ્માસન પર યોગાસનમાં બીરાજેલ ધ્યાની બુદ્ધનું હતું. ગોખની વચ્ચેના ભાગમાં તોરણો (કમાન) હતાં. સ્તૂપની અંદરની રચના બરાબર જળવાઈ રહી હતી. અંડની અંદરના ભાગમાં બુદ્ધની એક પુર્વાભિમુખ પ્રતિમા આવેલી હતી. એની નીચે માટીના અસ્થિપાત્રમાં પથ્થરનો દાબડો હતો.

આ દાબડાની બાજુ ઉપર તેમજ તળિયામાં સંસ્કૃતમાં એક લેખ કોતરેલો હતો. આ લેખ પરથી જાણવા મળે છે કે આ સ્તૂપ રાજા રુદ્રસેન ૧લાના રાજ્યકાલ દરમ્યાન (શક) વર્ષ ૧૨૭ (ઈ.સ. ૨૦૫)માં અગ્નિવર્મા અને સુદર્શન નામે બે બૌદ્ધ ભિક્ષુઓએ બંધાવ્યો હતો. પથ્થરના દાબડામાં બુદ્ધના દેહાવશેષ પધરાવેલા હતા. દાબડાના ઢાંકણાની અંદર ત્રિપિટકમાંનું બ્રાહ્મી લિપિમાં સૂત્ર કોતરેલું હતું. પથ્થરના દાબડાની અંદર તાંબાની દાબડી, ધાતુના ટૂકડા અને એક મણકો મૂકેલો હતો. તાંબાની દાબડીમાં ધાતુની શીશી ઘાટની નાની દાબડી, કપડાંની બે નાની થેલીઓ, લાકડાના કટકા વગેરે અવશેષો હતા. નાની દાબડીમાં જે કાળો ભૂકો હતો તે ભગવાન બુદ્ધની ચિતાના ચંદનના અવશેષ હોય તેમ લાગે છે.

સ્તૂપની ઉત્તરે બાંધેલ દીવાલ નદીના પાણીથી રક્ષણ મેળવવા માટે હોય તેમ જણાય છે. સ્તૂપની બાજુમાં ચાર નાના સ્તૂપ હતા. તે માનતા માટે બાંધેલા પ્રતીકરૂપ સ્તૂપ હોવાનું જણાય છે. દેવની મોરીના સ્તૂપ જેવી રચના ભારતમાં અન્ય કોઈ ઠેકાણે જોવા મળતી નથી.

**ચૈત્યગૃહો :**

ચૈત્ય સમૂહ માટેનું ઉપાસના–મંદિર છે. ચૈત્યનું પ્રવેશદ્વાર વિશિષ્ટ ઘાટનું હોય છે. એનું પ્રવેશદ્વાર ટોચથી પીપળાના પાન જેવા આકારનું ખૂબ સુંદર રીતે કોતરેલું હોય છે. એની કમાનની નીચે સ્તંભોની હાર હોય છે, ને કાચબાની પીઠની માફક એક છેડેથી વળાંકવાળું હોય છે. મધ્યના મંડપની સન્મુખ પ્રવેશદ્વાર હોય છે. મુખ્ય પ્રવેશદ્વાર ઉપર મોટા ગવાક્ષોની રચના કરેલી હોય છે. તે ચૈત્યગવાક્ષ તરીકે ઓળખાય છે. ચૈત્યગૃહોમાં ભગવાન બુદ્ધનાં દર્શન અને પૂજન અને ઉપાસના કરી શકાતાં. ગુજરાતમાંથી મળેલાં ચૈત્યોમાં બાવાપ્યારા, તળાજા, સાણા, ખંભાલીડા, અને ધાંગેશ્વરના ચૈત્યો નોંધપાત્ર છે.

**બાવાપ્યારાનું ચૈત્યગૃહ :**

આ ચૈત્યગૃહ જૂનાગઢમાં આવેલ બાવાપ્યારાની ગુફામાં આવેલ છે. ચૈત્યની ગુફાની દીવાલ અર્ધવર્તુળાકાર છે. તેનું પ્રવેશદ્વાર લગભગ ૧.૫ મીટર પહોળું હોય તેમ લાગે છે.

**તળાજાનું ચૈત્યગૃહ :**

ભાવનગર જિલ્લામાં તળાજાની ગામની પશ્ચિમે ચૈત્ય ગુફાઓનો એક સમૂહ આવેલો છે. ચૈત્યગુફામાં તોરણો અને પીઠિકા જળવાઈ રહેલ છે. (જુઓ ચિ.નં. ૧૮)

**સાણાનું ચૈત્યગૃહ :**

જૂનાગઢ જિલ્લાના ઉના તાલુકામાં વાહિયા ગામ પાસે આવેલી સાણાની ટેકરી પર લગભગ ૬૨ ગુફાઓ આવેલી છે. ભીમચોરીની બાજુમાં આવેલ ચૈત્ય ગુફા ૫.૫ મીટર લાંબી અને ૯.૪ મીટર પહોળી અને ૪ મીટર ઊંચી છે. આ ચૈત્યની પાછળની દીવાલ વિશિષ્ટ રીતે બંધાયેલ છે.

**ખંભાલીડાનું ચૈત્યગૃહ :**

આ ચૈત્યગૃહ સૌરાષ્ટ્રમાં ખંભાલીડા પાસે ભાદર નદીના કિનારે આવેલ છે. ચૈત્ય ગુફાના મુખ્ય દ્વાર આગળ, પુરા કદની પદ્મપાણિ અવલોકિતેશ્વર તથા વજ્રપાણિ નામના બોધિસત્વોની પ્રતિમાઓ આવેલ છે.

**ધીંગેશ્વરનું ચૈત્યગૃહ :**

બરડા ડુંગરમાં ભાણવડ પાસે આવેલ રાણપર ગામ નજીક એક ચૈત્ય અને એક નાની ગુફા આવેલ છે. તે ધીંગેશ્વરના ચૈત્યગૃહ તરીકે ઓળખાય છે. અહીંના લોકો ચૈત્યના સ્તૂપને ધીંગેશ્વરના શિવ તરીકે પૂજે છે.

આ ઉપરાંત ગુજરાતમાં સૌરાષ્ટ્રમાં ઢાંક, ઝીંઝુટી, મંદોર, જેતલડ વગેરે-માં આવેલી ગુફાઓ, તથા કચ્છની ખાપરા કોડિયાની ગુફાઓ વગેરે ગુજરાતમાં નોંધપાત્ર છે.

**વિહારો :**

બૌદ્ધ ભિક્ષુઓના નિવાસ માટેની ઇમારતોને વિહાર કહેવામાં આવે છે. સામાન્ય રીતે વિહારમાં મધ્યમાં ચોક રાખવામાં આવે છે. ચોકની ચારે બાજુ કુટીરોની રચના કરવામાં આવતી. આવા વિહારો સ્તૂપોની આસપાસ બાંધવામાં આવતા. ગુફાઓ પાસેના વિહારમાં ખુલ્લો ચોક જોવા મળતો નથી.

આવા વિહારો ગુજરાતમાં તળાજા, સાણા, બોરિયા, ઈંટવા, ખંભાલીડા, દેવની મોરી વગેરે સ્થળે આવેલા છે. આમાં ડુંગર ઉપરના તેમજ મેદાનમાં આવેલા વિહારોનો સમાવેશ થાય છે. આ સર્વમાં દેવની મોરીનો વિહાર નોંધપાત્ર છે.

**દેવની મોરીનો વિહાર :**

આ ઈંટેરી વિહાર શામળાજી પાસેના દેવની મોરી ગામેથી અત્યંત ખંડિત અવસ્થામાં મળી આવ્યો હતો. ૪૬ × ૪૯ મીટરનો વિહાર હતો. ચોકની બાજુમાં

ગુ. ૯

આઠ આઠ ઓરડીઓ આવેલી હતી. આ વિહારનું પ્રવેશદ્વાર ઉત્તર તરફનું હતું. ચોકમાં પાકી ઈંટોની ફરસબંધી હતી. દીવાલો મોટી ઈંટોની બાંધેલી હતી.એની ઉપર લંબચોરસ નળિયાંનું એક ઢાળિયું-છાપરું હતું. પાછલી હરોળના વચલા ખંડમાં પથ્થરની ફરસબંધીવાળું ભોંયતળિયું હતું. વિહારની નૈઋત્યના ખૂણે મોરી હતી. વિહારના બાંધકામમાં વપરાયેલા લાકડાનો કાટમાળ સંપૂર્ણપણે નાશ પામ્યો હતો. પણ તેના કેટલાક અવશેષોમાં લોખંડ વપરાયેલ જોવા મળે છે. ખંડ જુદા જુદા કદના હતા. દેવની મોરીના આ વિહારની પૂર્વમાં એક નાના વિહારના અવશેષ જોવા મળે છે.

## ગુજરાતમાંથી મળતી બૌદ્ધ પ્રતિમાઓ :

ગુજરાતમાંથી મળતી બૌદ્ધ પ્રતિમાઓમાં ધ્યાની બુદ્ધો, બોધિસત્વો, તેમજ બૌદ્ધ દેવદેવીઓનો સમાવેશ થાય છે.

## ધ્યાની બુદ્ધો :

બૌદ્ધધર્મમાં માન્યતા છે કે જગતનું આ સર્જન આદિ બુદ્ધ અને આદિ પ્રજ્ઞા(પ્રજ્ઞા પારમિતા)માંથી થયું છે. એમાંથી પાંચ ધ્યાની બુદ્ધો (૧) વૈરોચન, (૨) અક્ષોભ્ય, (૩) રત્નસંભવ, (૪) અમિતાભ, અને (૫) અમોઘ સિદ્ધિનો ઉદ્ભવ થયો. આ ધ્યાની બુદ્ધો અનુક્રમે ધર્મચક્ર, ભૂસ્પર્શ, વરદ, સમાધિ અને અભયમુદ્રામાં દર્શાવાય છે. તેમનું વાહન અનુક્રમે નાગ, ગજ, સિંહ, મયૂર અને ગરુડ છે.

ગુજરાતમાંથી ઉપલબ્ધ વિહારો અને સ્તૂપોમાંથી મળતી બૌદ્ધ પ્રતિમાઓ-માંથી કેટલીક પ્રતિમાઓ જુદા જુદા ધ્યાની બુદ્ધોની હોય તેમ જણાય છે.

ગાંધીસ્મૃતિ ભાવનગરમાં બુદ્ધની એક નાની પ્રતિમા છે. આ પ્રતિમા નાના ચૈત્યગૃહમાં પધરાવી શકાય અથવા મુસાફરીમાં સાથે રાખી શકાય એવી છે. આ પ્રતિમા અક્ષોભ્ય ધ્યાની બુદ્ધની અને મૈત્રકકાલીન હોવાનું મનાય છે.

અક્ષોભ્ય ધ્યાની બુદ્ધની એક પ્રતિમા ઘોઘામાંથી મળી આવી છે. પ્રતિમાનો જમણો હાથ જમણા પગમાં ઢીંચણ ઉપર ભૂમિસ્પર્શ મુદ્રામાં આવેલ છે. અંગ ઉપર ઉત્તરીય છે. ડૉ. યુ. પી. શાહ આ પ્રતિમાને આઠમા સૈકાની માને છે.

ખંભાત પાસેના નગરા ગામેથી એક બુદ્ધની પાષાણ પ્રતિમા મળી આવેલ છે. આ પ્રતિમામાં બુદ્ધને અર્ધપદ્માસનમાં બેઠેલા બતાવેલ છે. પ્રતિમા ખંડિત છે. આ પ્રતિમાને ડૉ. ર. ના. મહેતા વૈરોચન ધ્યાની બુદ્ધની અને ડૉ. કાંતિલાલ સોમપુરા રત્નસંભવ ધ્યાની બુદ્ધની હોવાનું માને છે.

ઉત્તર ગુજરાતના મહેસાણાથી ઈશાને આવેલ તારંગા નામની ટેકરી ઉપર આવેલ તારણમાતાના મંદિરમાં બુદ્ધની નવ પ્રતિમાઓનો સમૂહ આવેલો છે. આ ધારણમાતાના મંદિર નામે ઓળખાતા મંદિરમાં, અમિતાભ ધ્યાની બુદ્ધની એક પ્રતિમા આવેલ છે. નીચે મોરનું વાહન દેખાય છે. તેની ડાબી બાજુએ મૈત્રેય અને અવલોકિતેશ્વરની પ્રતિમાઓ આવેલી છે.

**અવલોકિતેશ્વર :**

આ બોધિસત્વ બૌદ્ધ સંપ્રદાયમાં બહુ જાણીતું છે. શરીરે અલંકારો ધારણ કરેલ છે. એક હાથ વરદ મુદ્રામાં છે. અવલોકિતેશ્વરની એક પ્રતિમા તારંગા ઉપર ધારણ માતાના મંદિરમાં આવેલી છે.

**તારા :**

બૌદ્ધ દેવદેવીઓમાં તારાનું સ્થાન ઘણું જ મહત્ત્વનું મનાય છે. તેનાં અનેક સ્વરૂપો છે. એનો જમણો હાથ વરદમુદ્રામાં હોય છે. ગુજરાતમાંથી તારાની એક-બે મૂર્તિ મળી છે. તેમાંની એક તારંગા પર્વત ઉપર આવેલ ધારણમાતાના મંદિરમાં આવેલ છે બીજી એક ૧.૨ મીટરની પ્રતિમા આ મંદિરની બાજુ-માં આવેલ એક નાની દેરીમાં આવેલી છે. પ્રતિમા સફેદ આરસની છે.

વીરમગામના એક દેવમંદિરમાંથી તારાની એક પ્રતિમા મળી છે. તેમાં દેવી લલિતાસનમાં બેઠેલ છે. ચતુર્ભુજ છે. પ્રભા મંડળ છે. મુકુટ ઉપર અક્ષોભ્ય ધ્યાની બુદ્ધને ધારણ કરેલ છે.

**એકજટા :**

આ વિનાશની દેવી તરીકે મનાય છે. આ દેવીની એક પ્રતિમા તારંગાના ધારણમાતાના મંદિરમાં આવેલી છે.

**અશોકાન્તા મારિચી :**

આ દેવીનું વાહન દેડકો છે. આ દેવીની પ્રતિમા તારંગા પર્વત ઉપર ધારણમાતાના મંદિરમાં આવેલી છે.

**મહામાયૂરી :**

આ દેવીની પ્રતિમા તારંગા ઉપરના ધારણમાતાના મંદિરમાં આવેલી છે. તેના જમણા હાથમાં મોરપીંછ અને ડાબો હાથ વરદમુદ્રામાં છે. માથા ઉપર અમોઘસિદ્ધિ ધ્યાની બુદ્ધને ધારણ કરેલ છે.

**જાંગુલી :**

આ બે મુખવાળી દેવી છે. આ સંપ્રદાયમાં સર્પદંશમાંથી મુક્ત થવા માટે આ દેવીની ઉપાસના કરવામાં આવતી હતી. તારંગા પર્વતના ધારણમાતાની પીઠિકામાં આ દેવીની એક પ્રતિમા આવેલી છે.

આ ઉપરાંત બૌદ્ધ સંપ્રદાયમાં હિંદુધર્મનાં કેટલાંક દેવદેવીઓ જેવાં કે ગણપતિ તથા સરસ્વતીનો સમાવેશ કરેલ છે. હિંદુધર્મના દેવો વિષ્ણુ, શિવ, લક્ષ્મી, પાર્વતી વગેરેને અહીં ઉતરતી કક્ષાનાં દર્શાવેલ છે.

## સંદર્ભ ગ્રંથો


(૧) ડૉ. કા. ફૂ. સોમપુરા — ભારતીય સ્થાપત્ય અને શિલ્પ

(૨) ડૉ. ઉ. પ્રે. શાહ — ગુજરાતમાં બૌદ્ધધર્મ, સ્વાધ્યાય પ્ર. ૧, અં. ૩, મે ૧૯૬૪

(૩) પ્રો. ર. છો. પરીખ અને પ્રો. હ. ગં. શાસ્ત્રી (સંપાદકો) — ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ ગ્રંથ ૨, ૩

(૪) Dr. K. F. Sompura — Buddhist Monuments and Sculptiures in Gujarat, A Historical Survey

(૫) ડૉ. નવીનચંદ્ર આચાર્ય — (૧) ગુજરાતમાં મળતી ધ્યાની બુદ્ધોની પ્રતિમાઓ–લેખ, પથિક-જાન્યુ.૧૯૭૨ (૨) બૌદ્ધ મૂર્તિવિધાન

(૬) ક. ભા. દવે — ગુજરાતનું મૂર્તિવિધાન



# જરથોસ્તી ધર્મ

ઈરાનમાં આરબોના ત્રાસથી પોતાનો ધર્મ સાચવવા કેટલાક જરથોસ્તીઓ પોતાનો દેશ છોડીને, સ્થાયી વસવાટ શોધતા ભારત આવવા નીકળ્યા. અનુશ્રુતિ પ્રમાણે જાણવા મળે છે કે, જરથોસ્તીઓ ઈરાન છોડીને હિંદ આવવા નીકળ્યા ત્યારે તેમને દરિયામાં ભયંકર તોફાન નડયું. તેઓ ડૂબી જવાની તૈયારીઓમાં હતા, ત્યારે વહાણ ઉપરના બુઝર્ગોએ અને પવિત્ર અગ્નિને લગતું કામ કરનારાઓએ માનતા માની કે જો આ મુશ્કેલીના વખતમાં બહેરામ ઈજદ ફરિસ્તો મદદ કરે તો હિંદની જમીન ઉપર ઊતરતાં તેની યાદમાં એક આતશ બહેરામ બાંધીશું. થોડા સમય પછી તોફાન શમી ગયું. તેઓ હિંદમાં આવી પહોંચ્યા. તરત જ તેમણે ફરિસ્તાના નામ ઉપરથી આતશ બહેરામની સ્થાપના કરી. પારસ (ઈરાન) દેશથી આવેલા આ જરથોસ્તીઓ અહીં "પારસી" નામે ઓળખાયા.

જરથોસ્તીઓ પશ્ચિમ હિંદના 'દીવ' બંદરે ઉતર્યા અને ત્યાં ૧૯ વર્ષ રહ્યા. ત્યારબાદ ત્યાંથી દક્ષિણ ગુજરાતના સંજાણ બંદરે (જિ. વલસાડ) ઉતર્યા હતા. ત્યાં આવી ત્યાંના રાજા જાદી રાણા પાસે તેમણે પોતાના રાજ્યમાં વસવા દેવાની રજા માગી. આથી જાદીરાણાએ તેમની પાસે દૂધનો પ્યાલો અને સાકર મોકલ્યાં. જરથોસ્તી ધર્મના વડાએ દૂધમાં સાકર નાખી. દૂધમાં સાકરની જેમ ભળી જવાની ખાતરી આપી. પરિણામે તેઓએ આ સ્થળે કાયમી વસવાટ કર્યો. આ બનાવ વિ.સં. ૭૭૨ (ઈ.સ. ૭૧૬)માં બન્યો હોવાનું કેટલાક સમય પહેલાં મનાતું, પણ હવે સંશોધનને અંતે એ ખરેખર વિ. સં. ૯૯૨ (ઈ.સ. ૯૩૬)માં બન્યો હોવાનું મનાય છે. જાદીરાણા એ સામાન્યતઃ શિલાહાર વંશનો રાજા વજ્જડ હોવાનું માનવામાં આવે છે. પરંતુ સંજાણના એક મઠને અપાયેલાં દાન અંગેનાં દાનશાસનો પરથી તાજેતરમાં જાણવા મળ્યું છે કે કૃષ્ણ ૨ જા ના સમય (ઈ. સ. ૮૯૦-૯૧૪)થી કૃષ્ણ ૩ જાના સમય (ઈ.સ. ૯૩૯-૯૬૮) સુધી ત્યાં રાષ્ટ્રકૂટોનું આધિપાત્ય પ્રવર્તતું હતું. અને એ દરમિયાન સંજાણમંડલ ઉપર શરૂઆતમાં

તજ્જિક (આરબ) માંડલિકોનું અને પછી યાદવ માંડલિકોનું શાસન રહેતું હતું. આ અનુસાર ઈ. સ. ૯૩૬માં જરથોસ્તીઓને સંજાણમાં વસવાની છૂટ આપનાર જાદીરાણો તે ત્યાંનો યાદવ (જાદવ) માંડલિક હોવા સંભવે છે. શિલાહારોનું આધિપત્ય તો ઈ.સ. ૧૦૦૦ના અરસામાં પસર્યું લાગે છે. સંજાણમાં વસતા જરથોસ્તીઓ આગળ જતાં ગુજરાતમાં અન્યત્ર વિસ્તર્યા. આજે દક્ષિણ ગુજરાત-માં જરથોસ્તી ધર્મનાં નોંધપાત્ર કેન્દ્રો આવેલાં છે. આ પ્રજા ખરેખર દૂધમાં સાકરની જેમ ગુજરાતી પ્રજા સાથે ભળી ગઈ છે. તેઓએ આ પ્રદેશની ગુજરાતી ભાષા, પોષાક અપનાવ્યાં છે. તેમણે ગુજરાતના કેળવણી, વેપાર વગેરે વિવિધ ક્ષેત્રે નોંધપાત્ર ફાળો આપ્યો છે. પારસીઓ ઘણા મિલનસાર અને શાંતિ-પ્રિય છે. મુંબઈને વિકસાવવામાં પારસીઓનો ફાળો ઘણો જ નોંધપાત્ર મનાય છે.

**પ્રસાર :**

ધીરે ધીરે પારસીઓ સંજાણથી આગળ વધીને નવસારી, વલસાડ, ઉદવાડા, સૂરત, અંકલેશ્વર, ભરૂચ, ખંભાત અને સૌરાષ્ટ્રના છેક વાંકાનેર સુધી વિસ્તર્યા. તેઓ જ્યાં જ્યાં વસ્યા ત્યાં ત્યાં તેમનો ધર્મ સાચવવા ધાર્મિક સ્થળો ઊભાં કર્યાં. આથી દરેક સ્થળે તેમના ધર્મગુરુઓ સ્થાયી વસવાટ કરવા લાગ્યા. સર્વ ઠેકાણે અગિયારી અને આતશની સ્થાપના થઈ. સમય જતાં ધર્મને સાચવવા માટે ધર્મગુરુઓએ ધાર્મિક ક્રિયાઓ માટે ઈ. સ. ૧૨૯૦ની આસપાસમાં જુદા જુદા વિસ્તારો વહેંચી લીધા. આ વિસ્તારો નીચે પ્રમાણે હતા :

(૧) સંજાણના ધર્મગુરુઓ માટે દેનાત્રાથી પાર નદી વચ્ચેનો વિસ્તાર
(૨) નવસારીના ધર્મગુરુઓ માટે વેરવ નદી અને તાપી નદી નજીક સુધીનો વિસ્તાર
(૩) ગોદાવરા ધર્મગુરુઓ માટે વેરવ નદીના નર્મદા તટના અંકલેશ્વર સુધીનો વિસ્તાર
(૪) ભરુચના ધર્મગુરુઓ માટે નર્મદાથી ખંભાત સુધીનો વિસ્તાર
(૫) ખંભાતના ધર્મગુરુઓ માટે ખંભાતની આસપાસનો વિસ્તાર.

**જરથોસ્તી ધર્મનું સ્વરૂપ :**

જરથોસ્તી ધર્મના મૂળ પ્રસારક અષો જરથુષ્ટ્ર કહેવાય છે. આ ધર્મના અનુયાયીઓ એકેશ્વરવાદ, અગ્નિ પૂજા વગેરેમાં માને છે. તેઓ મૂર્તિપૂજામાં માનતા નથી. તેઓ ધર્મમાં ખૂબ શ્રદ્ધા ધરાવે છે. તેમના ધર્મપુસ્તકનું નામ "અવેસ્તા" છે.

અનેક પારસીઓ "ગાથાના દિવસો"માં આ ગ્રંથનું પારાયણ કરે છે. વર્ષના છેલ્લા પાંચ દિવસો ગાથાના દિવસો તરીકે જાણીતા છે. તેમાંના દરેક દિવસ માટે ગાથાનું સંકલન થયું છે. આ ધર્મમાં સ્વચ્છતા, દાન અને ગાયનું વિશેષ મહત્ત્વ છે. તહેવારના દિવસોમાં ગરીબોને અન્ન અને વસ્ત્રદાન કરવામાં તેઓ પુણ્ય માને છે. કેટલાક અગિયારીમાં વાસણોનું દાન આપે છે.

પારસીઓ મૂર્તિપૂજક ન હોવાથી એમની અગિયારીઓ ઘણી સાદી હોય છે. અગિયારી (અગ્ન+આગારિકા) એટલે પવિત્ર (અગ્નિ) આતશ રાખવાનું સ્થાન. જરથોસ્તી ધર્મમાં અગ્નિને પાપ સામે લડનાર દેવ તરીકે ઓળખવામાં આવે છે. આથી તેઓ અગ્નિની પવિત્રતા ખૂબ જાળવે છે તેઓ અગિયારીના અગ્નિને કોઈ અપવિત્ર કરી ન જાય તેની ખાસ કાળજી રાખે છે. અહીં ધર્મગુરુને "મોબેદ" તરીકે ઓળખવામાં આવે છે. જરથોસ્તીઓ દરેક ધાર્મિક વિધિ મોબેદ મારફતે કરાવે છે. મોબેદ વધારે પવિત્ર કાર્યો કરીને દસ્તૂર બને છે.

જરથોસ્તીઓ ગાયને પવિત્ર માને છે. તેઓમાં સંપૂર્ણ સફેદ આખલાનું વિશેષ મહત્ત્વ છે. દરેક ઘરમાં ગૌમૂત્ર સાચવવામાં આવે છે. તેઓ રોજ સવારે ઊઠીને ગૌમૂત્ર કપાળે અને શરીરના અન્ય ભાગોએ લગાડે છે. ગૌમૂત્ર લગાડતી વખતે "શિકસ્તે શિકસ્તે સેતાન' (સેતાન હું તનેય રાજ્ય આપું છું) એમ બોલે છે. જમીનને સ્પર્શ કરી વંદન કરે છે. કસ્તીને છોડબાંધ કરી રાત્રે આવેલા ખરાબ વિચારો માટે પસ્તાવો કરીને તેવાં આસુરી તત્ત્વો સામે ઝઝુમવાની તાકાત આપવા પ્રાર્થના કરે છે. આ પછી ધર્મચુસ્ત પારસીઓ પોતાની અન્ય દૈનિક ક્રિયાઓ કરે છે.

આ ધર્મમાં દરેક દિવસ કોઈને કોઈ દેવ સાથે સંકળાયેલ છે તેથી શુભ-કાર્ય માટે મુહૂર્ત જોવાનું કોઈ મહત્ત્વ અહીં નથી.

જરથોસ્તીઓ સ્પષ્ટપણે માને છે કે ધર્મ માનવીના કલ્યાણ માટે હોવો જોઈએ. આથી આ ધર્મમાં સારાં કર્મોનું મહત્ત્વ વિશેષ છે. અપરિણીત રહેવું, તેને તેઓ પાપ માને છે. સંન્યાસીની માફક એકલા જ મોક્ષના અધિકારી બનવું, તેના કરતાં સમગ્ર માનવજાતને મોક્ષની અધિકારીણી બનાવવા પ્રયત્નશીલ બનવું તેને વધારે મહત્ત્વનું માને છે.

## સામાજિક રિતરિવાજો :

અહીં સમાજમાં દીકરા-દીકરીનું સરખું મહત્ત્વ હોવાથી બાળકનો જન્મ આનંદદાયક મનાય છે. નવજાત બાળકની આભડછેટ રાખવામાં આવે છે.

પ્રસૂતાને અડકનાર સ્નાન કરીને અન્ય કાર્ય કરે છે. નામકરણનો વિધિ આનંદથી ઊજવાય છે.

જેમ બ્રાહ્મણોમાં ઉપનયન સંસ્કારનું મહત્વ છે, તેમ આ ધર્મમાં "કસ્તી"-નું મહત્ત્વ છે. કસ્તી દેવાના વિધિને "નવજયોત" કહેવામાં આવે છે. આ વિધિ બાદ બાળક પારસી બને છે એમ મનાય છે. અહીં સ્ત્રી–પુરુષ બંન્નેને કસ્તી ધારણા કરવાનો અધિકાર છે. જેમ બ્રાહ્મણો ખભે જનોઈ પહેરે છે તેમ પારસીઓ કેડે કસ્તી બાંધે છે. કસ્તી સફેદ ઘેટાના ઊનને હાથે કાંતીને બોતેર તાર ગૂંથીને બનાવવામાં આવે છે. કસ્તીના બે છેડા માનવીને સ્વર્ગ અને પૃથ્વીની સાથે જોડનારા મનાય છે. કેડે ત્રણ આંટા મારી કસ્તી બાંધવામાં આવે છે. આ ત્રણ આંટા મનશ્ની, ગયશ્ની, કુનશ્ની (સુવિચાર, સુવાણી, અને સુકર્મ)ના પ્રતીક છે. કસ્તી ધારણ કરનાર સફેદ સદરો ધારણ કરે છે. બ્રાહ્મણોમાં યજ્ઞોપવિત આપતી વખતે જેમ બાળકને મેખલા અને કૌપીન ધારણ કરાવવામાં આવે છે તેમ અહીં સફેદ સદરો પહેરાવવામાં આવે છે.

લગ્નો માતાપિતાની સંમતિથી ગોઠવાય છે. સગાઈ નક્કી થયા પછી વરપક્ષ અને કન્યાપક્ષ તરફથી દાગીનાની આપલે વિધિ થાય છે. કન્યાપક્ષના માણસો જ્યારે સગાઈ માટે આવે ત્યારે તેમને ફૂલ કે ચોખાથી વધાવવામાં આવે છે. કન્યાપક્ષ તરફથી હાર પહેરાવીને વીંટી આપવામાં આવે છે. લગ્નના દિવસે પીઠી ચોળવી, કન્યાદાન, કન્યા વિદાય વગેરે વિધિ હિંદુઓ જેવી હોય છે. છૂટાછેડા માટે આપણા જ્ઞાતિ પંચ જેવી અદાલતો હોય છે. અદાલતને પ્રતીતિ થાય કે પતિ–પત્ની ત્રણ વર્ષથી એકબીજાને મળ્યા નથી તો તેમને છૂટાછેડાની છૂટ આપે છે. છૂટાછેડાથી સામાજિક પ્રતિષ્ઠા ઘટે છે એવી ખોટી માન્યતા અહીં પ્રચલિત નથી. અહીં વિધવા લગ્ન સહજ રીતે થાય છે. આંતરજાતીય લગ્ન તરફ પારસીઓ ઘણી જ નફરત ધરાવે છે. છતાં આવું લગ્ન કરનારને કોઈ અટકાવતું નથી. અન્ય જાતિઓની વ્યક્તિઓ આ સમાજના અન્ય તહેવારોમાં ભાગ લઈ શકે છે, પણ તેને પારસી અગિયારીમાં પ્રવેશ મળતો નથી. પારસી પંચાયતોના ધર્માદા ફંડનો લાભ મળતો નથી.

માનવીના મૃત્યુ સમયે દીવો પ્રગટાવવામાં આવે છે એ પછી સુખડ કે લોબાનનો ધૂપ કરવામાં આવે છે. મોબેદને પ્રાર્થના માટે બોલાવવામાં આવે છે. મરનાર અહૂરમઝદની કૃપા પામે એવી પ્રાર્થના કરવામાં આવે છે. મરનારના શરીરને જીવ હોય ત્યારે ભીના વસ્ત્રથી સાફ કરવામાં આવે છે. મૃત્યુ બાદ મૃતદેહને પાણી અડાડવું, તેને પાપ માનવામાં આવે છે. ત્યાર પછી મરનારને નીચે ઉતારી

ઉત્તર બાજુએ માથું રાખી સુવાડવામાં આવે છે. ત્યાર પછી તેના પર ગૌમૂત્ર છાંટવામાં આવે છે. પછી નવાં વસ્ત્રો ધારણ કરાવી શબવાહિનીમાં મૂકીને દોખ-મામાં લઈ જવામાં આવે છે. પારસી અગ્નિ, પૃથ્વી અને પાણીને પવિત્ર માને છે તેથી શબને બાળતા, દાટતા કે પાણીમાં પધરાવતા નથી, પણ મરનારના શબને દોખમામાં મૂકી પક્ષીઓને હવાલે કરે છે.

## જરથોસ્તી ધર્મનો ગુજરાતમાં પ્રસાર :

અનુ-મૈત્રક કાલ દરમિયાન સંજાણમાં સ્થિર થયેલા જરથોસ્તીઓએ ધીરે ધીરે ગુજરાતમાં અન્ય સ્થળોએ વસવાટ કર્યો. ૧૦મી-૧૧મી સદીમાં મુંબઈ પાસેથી કન્હેરી ગુફાઓમાં જરથોસ્તીઓનાં નામ કોતરાયેલાં જોવા મળે છે. સિદ્ધરાજ જયસિંહના સમયમાં ખંભાતમાં અગ્નિ પૂજકોની વસ્તી હતી. અંકલેશ્વરમાં પારસીઓના ધર્મગ્રંથ વિસ્પરદની નકલ કરવામાં આવી હતી. એ પરથી જાણવા મળે છે કે, ૧૩મા સૈકામાં અંકલેશ્વરમાં પારસીઓ વસતા હતા. ઈ. સ. ૧૩૦૯માં શેઠ પેસ્તનજીએ ભરૂચમાં દોખમું બંધાવ્યું હતું. ચૌદમા સૈકામાં આવેલ ઈટાલિયન મુસાફિર ઓડરિક નોંધે છે કે, થાણા અને ચેઉલ-ચોલના પરગણામાં પારસીઓ શબને ખેતરમાં ખુલ્લા મુકીને પક્ષીઓની મદદ વડે એનો નિકાલ કરાવતા. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે થાણા અને ચેઉલના પ્રદેશમાં પારસીઓ વસતા હતા. સમય જતાં થાણામાં વસતા પારસીઓ ઉપર ખ્રિસ્તીધર્મ સ્વીકારવાનું દબાણ આવતાં તેઓ યુક્તિપૂર્વક થાણાની બહાર નીકળી ગયા હતા.

ચૌદમા સૈકામાં ધીરે ધીરે સંજાણમાં પારસીઓની વસ્તી વધતાં તેઓ બીજે સ્થળે વસવા લાગ્યા. ધાર્મિક વિધિઓ કરાવવા માટે ધર્મગુરુઓ પણ સાથે ગયા. આ સમયે ધર્મગુરુઓ વચ્ચે મતભેદ ન પડે તે માટે સંખ્યાને ધ્યાનમાં રાખી પારસીઓના સંજાણ, ગોદાવરી, ભરૂચ અને ખંભાત એમ પાંચ પંથક નક્કી કરવામાં આવ્યા હતા. આ બધો વખત પારસીઓનું મુખ્ય મથક સંજાણ રહ્યું હતું, પણ સંજાણ ઉપર મુસ્લિમોનું આક્રમણ થતાં તેઓને સ્થળાંતર કર-વાની ફરજ પડી. પવિત્ર આતશને નવસારી લાવવામાં આવ્યો. આ પવિત્ર આતશ ક્યારે નવસારીમાં આવ્યો તે વિશે વિદ્વાનોમાં મતભેદ છે, પણ શ્રી કરાકાના મત મુજબ આ પવિત્ર આતશ ઈ. સ. ૧૪૧૯માં નવસારીમાં લાવવામાં આવ્યો હોય તેમ જણાય છે. આ પછી પારસીઓ લગભગ સો વર્ષ બાદ પોતાની ધાર્મિક સ્વતંત્રતા સ્થિર કરી શકયા. નવસારીમાં આવ્યા બાદ પારસીઓએ સારી એવી પ્રગતિ સાધી.

નવસારીમાં આ સમયે જે મૂળ પારસીઓ વસતા હતા તે ભાગરિયા કે ભાગલિયા કહેવાતા. કેમ કે તેઓ પોતાની કમાણીનો ભાગ વહેંચી લેતા હતા. ધાર્મિક વિધિ કરાવવાના હકની બાબતમાં નવસારીના ભાગલિયા અને સંજાણના મોબેદો વચ્ચે ઘણીવાર ઝઘડા થતા. આ ઝઘડાએ ભયંકર સ્વરૂપ લીધું.

ઈ. સ. ૧૫૭૩માં નવસારીના પારસી વડા દસ્તૂર મહેરજી રાણાની અકબર સાથે મુલાકાત થઈ. અકબર તેમની સાથેની ધર્મચર્ચાથી પ્રભાવિત થયો. તેમને દિલ્હી આવવા આમંત્રણ આપ્યું. ધીરે ધીરે અકબર ઉપર પારસી ધર્મગુરુઓનો પ્રભાવ વધતો ગયો. પારસી પ્રતિનિધિઓના મંડળો પાસેથી જરથોસ્તી ધર્મના સિદ્ધાંતો સમજી અકબરે ઈરાની પંચાંગ પ્રમાણે પોતાનો 'ઈલાહી' સંવત ગોઠવ્યો. જરથોસ્તી ધર્મના તહેવારો અને ઉત્સવો સમગ્ર રાજ્યમાં ઊજવવાની જાહેરાત કરી. દસ્તૂર કુટુંબના નિભાવ અર્થે અકબરે નવસારીના પારચોલ પરગણામાં ૨૦૦ વીઘા જમીન ભેટ આપી. આ દસ્તૂરના અવસાન બાદ તેના કુટુંબના નિભાવ અર્થે તેના પુત્ર કૈકોબાદને બીજી ૧૦૦ વીઘા જમીન ભેટ આપવામાં આવી. આ ફરમાન અકબરે અનુક્રમે ઈ. સ. ૧૫૯૦ અને ૧૬૦૩માં કર્યાં હતાં. બાદશાહ જહાંગીરે પણ ઈ. સ. ૧૬૧૮માં નવસારીના દસ્તૂરોને ભૂમિદાન કરેલું. બાદશાહ જહાંગીર જ્યારે અમદાવાદ આવ્યો ત્યારે, નવસારીના ધર્મગુરુઓ તેમને અમદાવાદમાં મળવા આવ્યા હતા. તેમના તરફથી ભેટ આપેલ જુઈનાં અત્તરની ચાર બાટલીઓથી બાદશાહ જહાંગીર ઘણો જ ખુશ થયો. દસ્તૂરોને ૧૦૦ રૂપિયા રોકડા અને ૧૦૦ વીઘાં જમીનનું દાન આપવામાં આવ્યું.

ઔરંગઝેબના સમયમાં પારસીઓ ઉપર જજિયાવેરો નાખવામાં આવ્યો હતો. પણ સૂરતના દાનવીર પારસી રુસ્તમ માણેકની વિનંતીથી ઈ. સ. ૧૬૬૦ માં બાદશાહે આ વેરો રદ કર્યો હતો. સમય જતાં નવસારીના ભાંગરિયા અને સંજાણના મોબેદો વચ્ચેનો ઝગડો વધતાં ગાયકવાડ સરકારના હુકમથી ઈ. સ. ૧૭૪૧માં આતશ બહેરામને નવસારીથી વલસાડ લઈ જવામાં આવ્યો. આ પછી નવસારીનો ઝગડો શાંત થયો.

સમય જતાં પારસીઓ ધંધાર્થે સૂરતમાં વસવા લાગ્યા. અહીં તેઓએ જુદા જુદા ધંધાઓ વિકસાવ્યા. ઈ. સ. ૧૭૩૩માં પીંઢારાઓના ત્રાસને લીધે પવિત્ર આતશને નવસારીથી સૂરત લઈ જવામાં આવ્યો હતો. પણ તરત પાછો નવસારી લાવવામાં આવ્યો હતો. આ પછી આ પવિત્ર આતશને ઈ. સ. ૧૭૪૧માં વલસાડ લાવવામાં આવ્યો, પણ રાજકીય અંધાધૂધીને કારણે ઈ. સ. ૧૭૪૨ના ઓકટોબરની ૨૮મી તારીખે આ આતશને વલસાડથી ઉદવાડા લઈ

જવામાં આવ્યો. ઉદવાડામાં શેઠ બનાજીએ બંધાવેલ આતશ બહેરામના સ્થાનમાં આ પવિત્ર અગ્નિને રાખવામાં આવ્યો છે. આમ, ઈરાનથી લાવેલા પવિત્ર અગ્નિને લગભગ અઢીસો વર્ષથી પારસીઓ ઉદવાડામાં જતનપૂર્વક જાળવે છે. આ કારણથી પારસીઓ માટે ઉદવાડા મોટું તીર્થધામ બન્યું છે. આખા ભારતમાં પારસીઓની વધુ વસ્તી ગુજરાતમાં છે ને તેઓની માતૃભાષા ગુજરાતી છે.

### અમદાવાદની પારસી ધર્મશાળાના શિલાલેખો :

અમદાવાદમાં જૂની અને નવી ધર્મશાળાઓ નામે ઓળખાતી ધર્મશાળાઓમાં કેટલાક શિલાલેખો કોતરેલા જોવા મળે છે. આ લેખો યજ્દજરદી સંવત ૧૨૩૫ (ઈ. સ. ૧૮૬૬) ય. સં. ૧૨૬૧ (ઈ. સ. ૧૯૮૨) ય. સં. ૧૨૬૨ (ઈ. સ. ૧૮૯૩)ની સાલના છે. આ સંવત ઈરાનના સાસાની વંશના છેલ્લા પાદશાહ યજ્દ ગર્દના રાજ્યારોહણ(ઈ. સ. ૬૩૦–૩૧)ના વર્ષથી ગણાય છે. એનું વર્ષ સૌર છે. એમાં ૩૦–૩૦ દિવસના ૧૨ મહિના હોય છે. ને છેલ્લા મહિનાના ૩૦મા રોજ પછી પાંચ દિવસ ગાથાના ઉમેરવામાં આવે છે. એ રીતે વર્ષ કુલ ૩૬૫ દિવસનું થાય છે. આ ધર્મશાળાઓ પારસી દાનવીરો તરફથી પોતાના સ્વજનોના શ્રેયાર્થે બંધાવેલી છે. ઈ. સ. ૧૮૬૬ના લેખમાં શેઠ સોરાબજી જમશેદજી જીજીભાઈએ પોતાની દીકરીના શ્રેયાર્થે ધર્મશાળા બંધાવી હતી તેમ જણાવ્યું છે. ઈ. સ. ૧૮૯૨નો લેખ ધર્મશાળાનો પાયો નાખ્યો તે મતલબનો છે. ઈ. સ. ૧૮૯૩ના લેખમાં અમદાવાદના અગ્રગણ્ય ઉદ્યોગપતિ નવરોજી પેસ્તનજી વકીલે પોતાની પત્નીના શ્રેયાર્થે નવી ધર્મશાળા બંધાવી તેવો ઉલ્લેખ છે.

### પારસી અગિયારીઓ :

અમદાવાદ, સુરત, વલસાડ, નવસારી, ઉદવાડા વગેરે સ્થળોએ પારસીઓની અગિયારીઓ આવેલી છે. અહીં પવિત્ર અગ્નિનું જતન કરવામાં આવે છે. અમદાવાદમાં પારસીઓની બે અગિયારીઓ આવેલી છે. એક ખમાસા ચોકી પાસે અને બીજી કાંકરિયા તળાવની ઉત્તરે. આ બંનેમાં લેખ કોતરેલા છે. લેખો પારસી છાંટવાળી ગુજરાતી ભાષામાં કોતરેલા છે. લેખમાં અહુરમઝદનો તથા શહેનશાહી, કદમી જેવા વિભાગો, ઈસ, દેજગરદી, સંવત વગેરેના ઉલ્લેખો મળે છે. આ લેખો પારસી દાનવીરોએ અગિયારીઓને કરેલા દાન અંગેના છે. આવી જ રીતે સુરત, વલસાડ, ઉદવાડાની અગિયારીઓમાંથી પણ પારસી દાનવીરોના દાનનો ખ્યાલ આપતા લેખો મળી આવે છે.

**પારસીઓનું તીર્થક્ષેત્ર :**

ગુજરાતમાં પારસીઓનું નોંધપાત્ર તીર્થધામ ઉદવાડા છે. તે દક્ષિણ ગુજરાતમાં વલસાડ પાસે આવેલું છે. ઈરાન છોડી પારસીઓ પોતાના ધર્મની રક્ષા માટે ભારતમાં આવ્યા ત્યારે પોતાની સાથે પવિત્ર અગ્નિ લાવેલા. આ અગ્નિને ઉદવાડામાં સાચવવામાં આવેલ છે. અહીં પારસીઓની અગિયારી આવેલી છે. પારસીઓને રહેવા-જમવા માટેની ઉત્તમ સગવડતા અહીં છે. ભારતભરના પારસીઓ અહીં દર્શનાર્થે આવે છે.

**સંદર્ભગ્રંથો**


(૧) ફીરોઝ, કાવસજી દાવર — ઈરાનનો ચિરાગ

(૨) દસ્તૂર રુસ્તમજી. તેહમલજી .મીસ્ત્રી — કિસ્સે સંજાણ

(૩) પટેલ બહેનજી. બહેરામજી — પારસી ધર્મસ્થળો

(૪) મિનાચેયર એ. દાદરવાલા — ઈરાન, બાઈબલ અને યહૂદીઓ

(૫) પ્રો. ર. છો. પરીખ અને ડૉ. હ.ગં. શાસ્ત્રી (સં) — ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ, ગ્રં. ૩, મૈત્રકકાલ અને અનુમૈત્રક કાલ

(૬) ડૉ. હ. ગં. શાસ્ત્રી — (૧) ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ (૨) ભારતીય અભિલેખ વિદ્યા

(૭) Shahporji K. Hodiwala — Parsis in Ancient India

(૮) Samual Laing — A Modern Zoroastrain

# ૮

# ઈસ્લામ ધર્મ

હજરત મહંમદ પયગંબર સાહેબે પ્રવર્તાવેલો ધર્મ, તે ઈસ્લામ ધર્મ કહેવાય છે. ઈસ્લામના અનુયાયીઓ મુસલમાન તરીકે ઓળખાય છે. ઈસ્લામનું મુખ્ય ધ્યેય માનવીને શાંતિ આપવાનું છે. ઈસ્લામનો સામાન્ય અર્થ, ઈશ્વરને શરણે જવું એવો થાય છે. ઈસ્લામ શબ્દનો ઉદ્દ્ભવ "સલમ"માંથી થયો છે. તેનો અર્થ ગરદન ઝુકાવવી, માથું નમાવવું, એવો થાય છે. શાંતિ એ ઈસ્લામનો મૂળ મંત્ર છે.

ઈસ્લામનો ઉદ્દ્ભવ એશિયા ખંડના અરબસ્તાન પ્રદેશમાં થયો હતો. તેના મુખ્ય પ્રવર્તક હજરત મહંમદ પયગંબર સાહેબનો જન્મ ઈ. સ. ૫૭૦માં અરબસ્તાનના પ્રસિદ્ધ શહેર મક્કામાં થયો હતો. બાળપણમાં માતાપિતાની છત્ર-છાયા ગુમાવતાં દાદાના આશ્રયે રહેવું પડ્યું. દાદાનું મૃત્યુ થતાં કાકા અબુ-તાલિબની દેખભાળ હેઠળ રહેવા લાગ્યા. કૌટુંબિક આપત્તિઓને લીધે મહંમદને કોઈપણ પ્રકારની કેળવણી મળી ન હતી. બાળપણ ઘેટાંબકરાં ચરાવવામાં વિતાવ્યું. આ સમય દરમ્યાન તેઓ ઘણો સમય ચિંતનમાં ગાળતા. બાર વર્ષની વયે કાકા સાથે વેપારમાં જોડાયા. લગભગ પચીસ વર્ષ તેમણે વેપારમાં ગાળ્યાં. આ સમય દરમ્યાન તેમણે વિવિધ દેશોનો પ્રવાસ કર્યો. તેઓ એક પ્રમાણિક વેપારી તરીકે પંકાયા. તેમણે ખદીજા નામની સ્ત્રી સાથે લગ્ન કર્યું. આ લગ્નથી તેમની કીર્તિ વધી. તેઓ એક વ્યવહારુ અને પ્રમાણિક વેપારી તરીકે ઓળખાવા લાગ્યા. લગ્ન બાદ તેઓ પોતાનો ઘણોખરો સમય ધાર્મિક ચિંતનમાં ગાળવા લાગ્યા. તેમણે લગભગ ૪૦ વર્ષની ઉંમરે ધર્મોપદેશ આપવાનું શરૂ કર્યું. "ઈશ્વર એક જ છે અને એ પૂજ્ય છે" એ સિદ્ધાંતનો પ્રચાર કર્યો. મક્કાના મૂર્તિપૂજકો તેમના આ ઉપદેશથી છંછેડાયા. જેમ જેમ તેમના અનુયાયીઓ વધતા ગયા તેમ તેમ તેમને મારી નાખવાના પ્રયત્નો વધારે થવા લાગ્યા. આથી ઈ. સ. ૬૨૨માં મહંમદ સાહેબ મક્કા છોડી મદીના ગયા. આ દિવસથી હિજરી સંવત શરૂ થયો. મદીનાના લોકોએ મહંમદ સાહેબનું પ્રેમથી સ્વાગત કરી,

તેમનો ધર્મ સ્વીકાર્યો. મહંમદ સાહેબે અરબસ્તાનમાં એકેશ્વરવાદનો પ્રચાર કરી અજ્ઞાનતા અને અંધશ્રદ્ધામાં ડૂબેલી પ્રજાને માર્ગદર્શન આપ્યું. આ ધર્મ ધીરે ધીરે સમગ્ર વિશ્વમાં પ્રસર્યો.

ભારતમાં ઈસ્લામનું આગમન એ રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસનું નોંધપાત્ર પ્રકરણ મનાય છે. ઈસ્લામ એ બહારથી આવેલો ધર્મ છે ભારતમાં તેનું આગમન આરબો દ્વારા થયું. ઈસ્લામની અસર નીચે આરબો ઝનૂની બન્યા અને તલવારની અણીએ તેમણે ભારતમાં ઈસ્લામનો પ્રચાર કરવા માંડ્યો. તેમણે સિંધ પ્રદેશમાં ઈસ્લામના પ્રચારની શરૂઆત કરી, પણ તેમાં તેઓ ફાવ્યા નહિ. એ પછી બારમી સદીમાં ઉત્તર ભારતમાં મુસ્લિમોની સત્તા સ્થપાતાં ઈસ્લામ રાજ્યધર્મ બન્યો. પરિણામે સુલતાનોએ ઈસ્લામનો ઝડપી વિકાસ કરવા પ્રયત્નો કર્યા.

મુસ્લિમ રાજ્ય એક સંપ્રદાયિક રાજ્ય હોવાથી મુસ્લિમ સુલતાનોએ ઈસ્લામનો પ્રચાર જજીયાવેરો, ધર્માન્તર પ્રવૃત્તિ, મંદિર તોડવાં વગેરે વિવિધ રીતે કરવા માંડ્યો. ભારતમાં ભૂતકાળમાં આવેલી અનેક પ્રજાઓ પોતાના સ્વતંત્ર આચાર-વિચાર અને સંસ્કૃતિ સાથે આવી હોવા છતાં ભારતની પ્રજા સાથે ભળી ગઈ હતી, પણ ભારતની એ કમનસીબી છે કે બહારથી ભારતમાં આવેલી મુસ્લિમ પ્રજા ભારતીય પ્રજા સાથે એકતા સાધી શકી નહિ. અંગ્રેજોએ આવી આ બાબતમાં ઘી હોમ્યું. બંને પ્રજાઓ કાયમી લડતી રહે તેવી પરિસ્થિતિ સર્જી. હિંદના ભારત અને પાકિસ્તાન એવા બે ટૂકડા કર્યા. આજે પણ ધર્મને નામે આ પ્રદેશોમાં વારંવાર હુલ્લડો ફાટી નીકળે છે.

**ઈસ્લામ ધર્મના મુખ્ય સિદ્ધાંતો :**

ગુજરાતના મુસલમાનો ઈસ્લામના નીચેના સિદ્ધાંતોમાં ખૂબ શ્રદ્ધા ધરાવે છે.

ઈસ્લામનાં બે મહત્વનાં અંગ છે :

(૧) ઈમાન, (૨) દીન.

(૧) **ઇમાન** : એટલે માનવું, શ્રદ્ધા રાખવી, વિશ્વાસ રાખવો. ઈસ્લામમાં છ બાબતો ઉપર શ્રદ્ધા રાખવાનું કહે છે : (૧) અલ્લાહ, (૨) ફિરસ્તાઓ, (૩) કુરાને શરીફ, (૪) પયગંબર, (૫) કયામત, (૬) કિસ્મત. કયામત એટલે ન્યાયનો દિવસ. કિસ્મતમાં જણાવ્યું છે કે ખુદાની ઇચ્છાથી મનુષ્યના સર્વ સુખ દુઃખ નક્કી કરેલ છે. ઈસ્લામમાં પાંચ પયગંબરો થયાનું મનાય છે : (૧) હજરત

નોહા, (૨) હજરત અબ્રાહમ, (૩) હજરત મૌઝીઝ, (૪) હજરત ઈસુ, (૫) હજરત મહંમદ. આ સર્વમાં હજરત મહંમદ સૌથી છેલ્લા છે.

(૨) દીન : દીન એટલે ધર્મમાં જણાવેલ કાર્યોનું શ્રદ્ધાપૂર્વક આચરણ કરવું. ઈસ્લામ ધર્મમાં પાંચ કાર્યોને પવિત્ર ગણ્યાં છે :

(૧) કલમા, (૨) નમાઝ, (૩) રોજા, (૪) જકાત, (૫) હજ. કલમામાં અલ્લાહ વિના બીજો કોઈ ઈશ્વર નથી અને હજરત મહંમદ પયગંબર છે. એનું ઉચ્ચારણ વખતોવખત કરવા જણાવ્યું છે. નમાઝ પાંચ વાર કરવાની હોય છે. (૧) સવારની નમાઝ, (૨) બપોરની નમાઝ, (૩) નમતા બપોરની નમાઝ, (૪) સૂર્યાસ્ત સમયની નમાઝ, (૫) રાત્રી પડયા પછીની નમાઝ (સલાતુલઈશા). નમાઝ વખતે "વજુ" કરવાનું કહ્યું છે. જેમાં પાણી વડે શરીરને સ્વચ્છ કરવાનું હોય છે. રોજા એટલે ઉપવાસ, જકાત એટલે દાન, અને હજ એટલે કાબા શરીફની યાત્રા. આમ, ઈસ્લામમાં એકેશ્વરવાદ, દીન, યાત્રા વગેરેનો મહિમા ગાયો છે. ગુજરાતમાથી મુસલમાનો દર વર્ષે પુષ્કળ સંખ્યામાં મક્કા હજ કરવા જાય છે.

## ગુજરાતમાં ઇસ્લામનો પ્રસાર :

ગુજરાતમાં ઈસ્લામનો પ્રસાર અનુમૈત્રક કાલમાં લગભગ આઠમી સદીથી શરૂ થયો. મુસ્લિમ સત્તાની સહુ પ્રથમ શરૂઆત સિંધમાં થઈ પણ તેઓ ગુર્જર–પ્રતીહારોની પ્રબળ સત્તાને લીધે આગળ વધી શકયા નહીં. આ સમયે ગુજરાતના કાંઠા પર આરબો તથા હિંદી મુસાફરો મોટી સંખ્યામાં વસતા હતા. એવું શહરીયાર જેવા આરબ મુસાફરો અને અન્ય તવારીખકારો નોંધે છે. ભરૂચની ઉત્તરે આવેલા ગંધાર બંદરમાં મસ્જિદ બંધાઈ હતી. અલમુસુદી (ઈ. સ. ૯૧૬) ખંભાતના બનિયા-રાજાને બીજા ધર્મોના અનુયાયીઓ સાથે વાદવિવાદ કરવાનો શોખ હોવાનું, તથા ખંભાત અને અણહિલવાડ પાટણ જેવાં નગરોમાં મસ્જિદો તથા મુસલમાનોની વસ્તી હોવાનું જણાવે છે. આ સમયે મોટે ભાગે મુસ્લિમો વેપારી પ્રજા તરીકે ગુજરાતમાં વસતા હતા. અહીં તેમને ચાંચિયાઓનો ત્રાસ સહન કરવો પડતો ન હતો. તેઓ ગુજરાતમાં શાંતિથી વેપાર કરી શકતા હતા.

સોલંકીકાલ દરમ્યાન ભીમદેવ ૧લાના સમયમાં ગઝનાના સુલતાન મહમૂદે સોમનાથ પર આક્રમણ કરતાં મુસ્લિમો સાથેના સંબંધો ખરાબ થયા. આ પછી મુસલમાનોનાં આક્રમણો ધીરે ધીરે વધવા લાગ્યાં. આમ છતાં ઈસ્લામના પ્રચારકો દરવેશો, ફકીરો વગેરે તરફ ગુજરાતના રાજવીઓનું વર્તન ઘણું જ ઉદાર રહેતું. તેઓ બહુ જ શાંતિથી હજરત મહંમદ પયગંબરના ઉપદેશનો પ્રચાર કરતા. ખંભાત, કાવી, ઘોઘા, ગંધાર અને પીરમ જેવા બંદરોમાં મુસ્લિમોની વસ્તી સવિશેષ હતી.

ભરૂચમાં દસમી સદીમાં બાબા રેહાન અને એના નાના ભાઈ તથા ચાળીસ દરવેશોની એક ટુકડી સાથે ઈસ્લામના પ્રચાર અર્થે આવેલ, એ સર્વ ત્યાં શહીદ થયા હતા.

કહેવાય છે કે મિસરના અલમુસામિશર બિલ્લાહના ફરમાનથી અબ્દુલ્લાહ અને અહમદ નામના બે મિશનરીઓને ભારતમાં ઈસ્લામનો પ્રચાર કરવા મોકલવામાં આવ્યા હતા. તેઓ ઈ. સ. ૧૦૬૭માં ખંભાત બંદરે ઉતર્યા હતા. ઈસ્લામનો પ્રચાર કરવા જતાં તેમનું ઈ. સ. ૧૧૩૧માં એમનું અવસાન થયું. ખંભાતમાં એની દરગાહ ઉપર ઝિયારત કરવા ગુજરાતમાંથી અનેક શિયા-પંથી વહોરાઓ આજે પણ જાય છે.

અનુશ્રુતિ પ્રમાણે જાણવા મળે છે કે ચૌલુક્ય રાજવી કર્ણદેવ પહેલાના સમયમાં (ઈ. સ. ૧૦૧૬–૧૦૯૪) એક મહાત્મા ઈસ્લામના પ્રચારકના પ્રભાવથી પ્રેરાઈને મુસલમાન બની ગયા હતા. ધીરે ધીરે એમના શિષ્યોએ પણ ઈસ્લામનો સ્વીકાર કર્યો. આ શિષ્યોમાં કર્ણદેવના એક ભારમલ નામના પ્રધાનનો સમાવેશ થતો હતો. આ વાતની જ્યારે કર્ણદેવને ખબર પડી ત્યારે તે પોતે તપાસ કરવા ખંભાત ગયો. જ્યારે તે પ્રધાનના મકાનમાં પ્રવેશ્યો ત્યારે તેણે જોયું તો પ્રધાન પોતે નમાઝ પઢતો હતો. એની કબર ખેડા જિલ્લાના ઉમરેઠ ગામમાં શિયા વહોરાના કબ્રસ્તાનમાં આવેલી હોવાનું મનાય છે. આ ભારમલ પ્રધાન વિશેના કોઈ ઉલ્લેખો સોલંકીકાલીન અભિલેખો કે સાહિત્યમાં મળતા નથી.

બીજી અનુશ્રુતિ પ્રમાણે જાણવા મળે છે કે "એક ઈસ્લામના પ્રચારકે એક ખેડૂતના સૂકાઈ ગયેલા કૂવામાં દૂવા કરી પાણી લાવી આપ્યું. આથી તે ખેડૂતે તથા તેની પત્નીએ ઈસ્લામ ધર્મનો અંગીકાર કર્યો. એમની કબરો ખંભાતમાં કાકા અકેલા અને 'કાકા અકેલી' ની કબરોને નામે ઓળખાય છે."

ધીરે ધીરે સોલંકીકાલમાં મુસ્લિમોની વસ્તીનો વધારો અંદરના ગુજરાતના ભાગમાં થવા માંડયો. ઘણા મુસ્લિમ પ્રચારકો પાટણમાં આવી વસવા લાગ્યા. રાજા જયસિંહ સર્વધર્મ સમભાવની વૃત્તિવાળો હોઈ, પોતાના રાજ્યમાં કોઈપણ ધર્મના અનુયાયીને કનડગત ન થાય તેની ખાસ કાળજી રાખતો. ખંભાતના કેટલાક પારસી-ઓએ મુસલમાનો પર હુમલો કરી તેમને નુકસાન પહોંચાડયું. આથી જયસિંહે તપાસ કરી પારસીઓને મસ્જિદ બાંધવા માટે ખર્ચ આપવા હુકમ કર્યો હતો.

અગિયારમી સદીના અંતમાં અનેક મુસ્લિમ સંતો ગુજરાતમાં ઊતરી આવ્યા હતા.

પરિણામે સમય જતાં ગુજરાતમાં મુસ્લિમ, વહોરા મેમણ, ખોજા વગેરે અનેક જાતીઓ અસ્તિત્વમાં આવી. વડોદરા જિલ્લાના ડભોઈ ગામમાં કેટલાક મુસ્લિમ સંતોની પેટલાદમાં બાબા અર્જુનશાહ નામના એક સંતની કબર છે. એમનું મૃત્યુ ઈ.સ ૧૨૩૬માં થયું હતું. એમ જાણવા મળે છે કે તેમણે અમદાવાદ પાસે આવેલ આશાવલમાં ઈ. સ. ૧૦૫૩માં એક મસ્જિદ બંધાવી હતી. ત્યાંથી મળતા એક અભિલેખ પરથી જાણવા મળે છે કે એ મસ્જિદ સાર્વજનિક ઉપયોગ માટેની છે એમ જાહેર કરવામાં આવ્યું હતું.

આ સમય દરમ્યાન થઈ ગયેલા મહામાત્ય વસ્તુપાલે મુસ્લિમ પ્રજાજનો માટે મસ્જિદ બંધાવી હતી. એમ પ્રબંધકોશ, વસ્તુપાલ ચરિત્ર, વિવિધતીર્થકલ્પ વગેરે ગ્રંથોમાંથી જાણવા મળે છે.

સોલંકીકાલ દરમ્યાન ઈ. સ. ૧૨૬૪માં સોમનાથના નાખુદા પીરોજે મહાજનના આગેવાનો પંચકુલ પાસેથી જમીન ખરીદી ત્યાં મસ્જિદ બંધાવી. તેના નિભાવ માટે પંચકુલ તરફથી વ્યવસ્થા કરવામાં આવી હતી.

વિ. સં. ૧૩૧૫માં (ઈ. સ. ૧૨૫૯)માં કચ્છમાં દાનવીર જગડૂશાહે ભદ્રેશ્વરમાં "ખીમલી" નામની મસ્જિદ બંધાવી હતી.

ઈ. સ. ૧૨૮૬-૮૭માં હાજી અબ્દુલ કાસિમ નામના એક મુસ્લિમ પ્રચારકે જુનાગઢમાં મસ્જિદ બંધાવી હતી. આ મસ્જિદ ચીની મસ્જિદના નામે હાલમાં ઓળખાય છે.

આમ, સોલંકીકાલ દરમ્યાન ગુજરાતમાં ધીરે ધીરે ઈસ્લામનો પ્રચાર વધવા લાગ્યો હતો. ઘણા નીચલી વર્ણના લોકો ઇસ્લામ તરફ આકર્ષાયા હતા. ઘણા મોહમ્મદ ઘોરીના કેદી બનેલા સૈનિકોએ ઇસ્લામને અપનાવ્યો હતો. કેટલાક પરદેશથી આવેલા મુસલમાનોએ રાંદેરમાં પોતાનું સ્થાન જમાવ્યું હતું. રાધનપુર પાસે આવેલા સમીના કસબાતીઓ પોતાને સુલતાન મહમૂદ ગઝનવી સાથે આવેલા સૈયદોના વંશજો તરીકે ઓળખાવે છે. અમદાવાદના કસબાતી લોકો પોતાને વાઘેલા રાજાના ખુરાસાની સૈનિકોના વંશજો તરીકે ઓળખાવે છે. આ સમય દરમિયાન મુસ્લિમો સત્તા પર ન હોવાથી તેઓએ ઇસ્લામના પ્રચાર માટે ગુજરાતની પ્રજા ઉપર કોઈ અત્યાચાર કર્યો ન હતો. તેઓ શાંતિથી પોતાનું કાર્ય કરતાં કરતાં ગુજરાતીની પ્રજા સાથે એકરૂપ બની ગયા હતા. આ સમયે કોઈપણ દેવમંદિરો મુસ્લિમ પ્રચારકોનાં ભોગ બન્યાં ન હતાં.

૧૦

ચૌલુકય વંશના અંત પછી ગુજરાતમાં મુસ્લિમ સત્તાની સ્થાપના થઈ. મુસ્લિમ સુલતાનોએ ગુજરાતમાં ઇસ્લામનો ફેલાવો કરવા માટે ઘણા પ્રયત્નો કર્યા. ઇસ્લામ ધર્મને રાજ્યાશ્રય મળેલ હોઈ, તેમણે હિંદુઓ ઉપર અંકુશ મૂકતા કાયદાઓ કર્યા. હિંદુઓના મંદિરોનો નાશ કર્યો. જજિયાવેરો દાખલ કર્યો. વટાળ-પ્રવૃત્તિ આદરી. જાહેરમાં મૂર્તિપૂજા બંધ કરાવી. હોળી અને દિવાળી જેવા ઉત્સવો જાહેરમાં ઊજવવા ઉપર પ્રતિબંધ મૂકયો. સુલતાન અહમદશાહ ૧ લો, મહમૂદ બેગડો, મહમૂદ ૨ જો, મુઘલ બાદશાહ ઔરંગઝેબ વગેરેએ ઇસ્લામનો પ્રચાર કરવા માટે સખત પ્રયત્નો કર્યા હતા.

ગુજરાતના મુસ્લિમોમાં સુન્ની અને શિયા બંને શાખાના અનુયાયી વસતા હતા. સુન્ની પંથનો પ્રચાર રાજ્યકર્તાઓએ કરેલ જ્યારે શિયા પંથનો પ્રચાર ધર્મો-પદેશકોએ કરેલ. આ સંતો દાઈ અને પીર તરીકે ઓળખાતા. શિયા મજહબનો ફેલાવો કરવા ઈરાનથી ખાસ ધર્મગુરુઓને મોકલવામાં આવ્યા હતા. આ સર્વમાં દાઈ અબ્દુલા, હસન અલ્લા વગેરે મુખ્ય હતા.

ગુજરાતના મુસલમાનો સામાન્ય રીતે રૂઢિચુસ્ત મનાય છે. તેઓ ધર્મના આદેશો શ્રદ્ધાપૂર્વક પાળે છે. ગુજરાતમાં આ સમયે મુસલમાનોમાં સૈયદો, પઠાણ, તુર્ક, મુઘલો વગેરે વિભાગો પડી ગયા હતા. ગુજરાતમાં સૈયદોની દસ મુખ્ય શાખાઓ છે. બુખારી, કાદરી, રફાઈ, ચિસ્તી, મશહદી, શિરાઝી, ઉરેઝી, ઇદ્રુસી, તીઝીમી અને ભૂખરી સૈયદો. શેખના પાંચ પ્રકારો છે: સિદ્દી, ફારૂકી, અબ્બાસી, ત્રિસ્તી, કુરેશી કસ્બાઓમાં કેટલેક ઠેકાણે મુસ્લિમ વહોરાઓ વસે છે. ખાસ કરીને દાહોદમાં અને સિદ્ધપુરમાં વહોરાઓની વસ્તી વિશેષ છે. તેમના સાત પ્રકાર છે: દાઉદીયા, સુલેમાનીઆ, અલીમા, ઝેદીઆ, હજુનીઆ, ઇસમાઈલીયા, નઝીરીઆ. આ વોરાઓ શિયા પંથના અનુયાયીઓ હોવાથી બાદશાહ ઔરંગઝેબના વખતમાં તેમના ઉપર ઘણી જ આફતો આવી પડી હતી. ગુજરાતના ઘણા મુસલમાનો ઓલિયા કે પીરની માનતાઓ માનતા હતા.

મુસલમાનોના ધાર્મિક મકાનોને ત્રણ વિભાગમાં વહેંચી શકાય: (૧) મસ્જિદો, (૨) ઇદગાહ (નમાઝ પઢવાની જગ્યા), (૩) ઇમામવાડો. ગુજરાતમાં સૂરત અને ખંભાતના ઇમામવાડા ભવ્ય છે.

## ગુજરાતના વહોરા :

ઈ. સ. ૧૫૩૯માં ઇસ્લામના ૨૪ મા દાઈ તુર્કોના જુલ્મને કારણે, ભારતમાં આવ્યા. તેમણે સિદ્ધપુરમાં ગાદી સ્થાપી. તેમના પુત્ર પચીસમા દાઈ સૈયદ જલાલ

સમસુદ્દીને અમદાવાદમાં ગાદી ફેરવી. વહોરાઓએ દાઉદ બીન કુતુબ શાહને વડા મુલ્લાજી તરીકે સ્વીકાર્યા. ઈ. સ. ૧૫૯૦માં દાઉદી અને સુલેમાની ફિરકા અસ્તિત્વમાં આવ્યા. તેઓની વસ્તી ગુજરાતમાં સિદ્ધપુર, અમદાવાદ, દાહોદ, નડિયાદ વગેરે સ્થળોએ વિશેષ પ્રમાણમાં છે. નડિયાદના વહોરાઓ મઝહબી સફીદા તરીકે ઓળખાય છે. આ કોમ ધર્મભીરુ હોય છે. તેઓ નાનાં નાનાં ગામડાંઓમાં વેપાર કરતા હોય છે. આ સર્વ વહોરાઓ મુલ્લા યા મહમૂદ અલીના બોધથી મુસલમાન થયા છે. તેઓની જમાત સમય જતાં સાત વિભાગમાં વહેંચાઈ ગઈ : (૧) દાઉદીયા, (૨) સુલેમાનીઆ, (૩) અલીઆ, (૪) જેદીઆ, (૫) હજુમીયા, (૬) ઇસ્લામીયા, (૭) નઝીરીયા. ગુજરાતના ખૂણે ખૂણેથી શિયા પંથના વહોરાઓ ખંભાતમાં ઝિયારત માટે આવે છે. ગુજરાતના ઘણા વહોરાઓ રાજસ્થાનમાં ડુંગરપુર જિલ્લામાં મહી નદીના કિનારે આવેલા ગલીયાંકોટમાં યાત્રાર્થે આવે છે. વહોરા કોમમાં આ તીર્થનો વિશેષ મહિમા છે. અહીં મોટી દરગાહ આવેલી છે. તેની નજીક શીતળા માતાનું મંદિર આવેલું છે. આ સ્થળે વહોરાઓ માટે જમવાની તથા રહેવાની ખાસ સગવડ કરવામાં આવી છે.

### ગુજરાતના ખોજા :

ગુજરાતમાં આવેલા નિઝારીઓએ પાટણમાં આવી ધર્મપ્રચારનું કાર્ય આરંભ્યું. અનુશ્રુતિ પ્રમાણે જાણવા મળે છે કે તેમણે પાટણની એક હિંદુ પ્રતિમાને બોલતી કરી. એની પાસે પોતાના સંપ્રદાયની પ્રતિષ્ઠા પ્રતિપાદિત કરાવી. આ ઉપરથી ઘણા હિંદુઓ મુસલમાન થયા. હિંદુઓને આકર્ષવા માટે તેમણે હિંદુશાહી નામ ધારણ કરવા માંડયું. સમાધી જેવી હિંદુવિધિ અપનાવી.

તેમના અનુયાયીઓ ખોજા તરીકે ઓળખાય છે. તેઓ દિવસમાં ત્રણ નમાઝ પડે છે. સૂફીવાદ ઉપર હિંદુ ધર્મની વ્યાપક અસર જોવા મળે છે. ખોજા જમાત વિષ્ણુના દસ અવતારોને માને છે. અને પયગમ્બરને વિષ્ણુના એક અવતાર તરીકે ઓળખાવે છે.

ખોજાઓને શિયા વહોરાની જેમ નામદાર આગાખાનને ઘણા કરવેરા આપવા પડે છે. આ એક અગત્યની વેપારી કોમ છે.

### પંથો :

સમય જતાં ઇસ્લામ ધર્મમાં ગુજરાતમાં નીચેના પંથો પ્રચલિત થયા.

## (૧) પીરાણા પંથ :

ઇમામશાહના નવા પંથને પીરાણા પંથ તરીકે ઓળખવામાં આવે છે. ઇમામશાહ ગુજરાતમાં આવીને અમદાવાદની ઉત્તરે આશરે નવ માઈલ ઉપર આવેલા ગીરમથા નામના ગામમાં સ્થાયી થયા હતા. આ ગામને આજે પીરાણા તરીકે ઓળખવામાં આવે છે.

પીરાણા ગામમાં પાંચ રોજા છે. ઈમામશાહનો, નુરશાહનો, સુરાભાઈનો, બાબા મુહમ્મદનો અને બાકર અલીનો. આ પાંચે રોજાના પીરને માનનારા જુદા જુદા લોકો છે. પણ એ બધાયે પીરાણાના મુખ્ય પીરને માન આપે છે. ઈમામશાહને માનનારાઓમાં મોટો વર્ગ હિંદુઓનો છે.

ઈમામશાહ ઈ. સ. ૧૪૯૯માં ઈરાનથી આવેલા અને ગીરમથા ગામ પાસેના મોટા ટેકરા ઉપર રહેતા હતા. એમણે ઘણા ચમત્કારો કર્યા હતા એમ કહેવાય છે. એમના ચમત્કારથી ઘણા હિંદુઓ ખાસ કરીને પાટીદારો એમના સેવક બન્યા. કહેવાય છે કે એક સંઘ કાશીએ જતો હતો. તે ગીરમથા ગામ આગળ આવતાં, ઈમામશાહે કપડું ઢાંકી ત્યાં જ દરેકને કાશીનાં દર્શન કરાવ્યાં. આ ચમત્કારથી આ બધા ઈમામશાહના સેવકો બન્યા. તેમણે ઉપદેશ અને ચમત્કારોથી ઘણા લેઉઆ અને કડવા પાટીદાર, કણબીઓને તથા શેખડાઓને આકર્ષ્યા હતા. ધર્માન્તર પછી તેઓ મોમના અને મતિયા કણબી તરીકે ઓળખાયા. સામાન્ય રીતે તેના અનુયાયીઓ હિંદુ રીતરિવાજ પાળે છે. દીપની પૂજા કરે છે. શબને હિંદુ રીત પ્રમાણે બાળે છે. પણ કેટલુંક બાળ્યા પછી થોડાંક હાડકાં દાટવા માટે રાખે છે.

તેઓ ગુજરાતમાં ઈસ્લામની મહાન સંસ્કૃતિના સંસ્કારોવાળા મુસલમાનો તરીકે ઓળખાવવાને બદલે ફક્ત પીરાણાવાળા તરીકે ઊતરતા દરજ્જાના હિંદુઓ અને ઊતરતી કક્ષાના મુસલમાનોની એક નજીવી કોમ તરીકે ઓળખાય છે. તેમના સંપ્રદાયના ક્રિયાકાંડ અને ઈમામો વિશેની માહિતી "સતધર્મની વેલ" નામના એક પુસ્તકમાંથી મળે છે.

ઈમામશાહીઓ અલ્લાહને એક સર્વોત્કૃષ્ટ કિરતાર તરીકે અને મોહમ્મદ મુસાને તેના રસુલ અને પયગંબર તરીકે સ્વીકારે છે. તેઓ નમાઝને ખાસ મહત્ત્વ આપતા નથી. તેઓ હિંદુઓના અવતારના સિદ્ધાંતમાં માને છે. આ સંપ્રદાયના અનુયાયીઓ જગતની ઉત્પત્તિ વિશેની માન્યતાઓ અને તેના સિદ્ધાંતોને સ્વીકારે

ઈમામશાહનો ધર્મ પાળનારને **"મોમના"** કહેવાય છે.

ઉતરતા દરજ્જાના હિંદુ અને ઉતરતા દરજ્જાના મુસલમાન તરીકે ઓળખાય છે.

૧. અલ્લાહને માને છે.
૨. મુહંમદ પૈગમ્બરને માને છે.

મોહંમદ પૈગમ્બરને ગુરૂ માને છે.

કુરાન (એનું બીજું નામ: સતપંથી અથર્વ વેદ) ને દૈવી ગ્રંથ માને છે.



છે. ઈસ્લામના પયંગબર સાહેબને ગુરુ માને છે. કુરાનને તેઓ દૈવી ગ્રંથ ગણે છે. કુરાનને તેમના ઈમામો અલંકાર અને સરળ દૃષ્ટાંતો દ્વારા સમજાવે છે.

આ ઈમામશાહના અનુયાયી મતિયાઓએ તેમના ધર્મગુરુને પકડવા બદલ ઔરંગઝેબના સમયમાં ભરૂચમાં તોફાન કરી શરૂઆતમાં ભરૂચ શહેરને કબજે કર્યું હતું, પણ પાછળથી બાદશાહના સૈન્ય સામે તેઓ ટકી શક્યા નહિ. ઔરંગઝેબના હુકમથી તેમના ઉપર સખ્ત ત્રાસ ગુજારવામાં આવ્યો હતો.

આજે આ પંથ ગુજરાતમાં અસ્તિત્વ ધરાવે છે.

## (૨) મહેદવી પંથ :

આ પંથના અનુયાયીઓ ગુજરાતના ઘણાખરા ભાગમાંથી મળી આવે છે. કેટલાક ધર્માન્તર કરીને મુસલમાન થયેલા છે. તેઓ મોટે ભાગે "ગયર મહેંદી" અર્થાત્ કયામત પહેલા આવનારા ઈમામ મહેંદીમાં શ્રદ્ધા ધરાવતા નથી. તેઓ ગયર મહેંદી ઉપનામને સ્વીકારતા નથી. તેઓ મોહમ્મદ મહેંદી જોનપુરીના અનુયાયીઓ છે અને પોતાને "મહેદવી" તરીકે ઓળખાવે છે.

મોહમ્મદ મહેંદી જોનપુરી વિશે કેટલીક અનુશ્રુતિઓ પ્રચલિત છે. એક અનુશ્રુતિમાં જણાવ્યું છે કે "એક વખત એક જુવાન માણસે પોતાની માશુક સાથે આખી રાત ગાળી હતી. પરંતુ પ્રભાતમાં તેની સાથે કજીઓ થતાં, તે ગુસ્સામાં સીધો સાબરમતી નદી તરફ ગયો હતો. આ વખતે સૈયદ મોહમ્મદ પોતાના કેટલાક મુરીદો સાથે સવારની નમાજ પઢવા નદી ઉપર જઈ રહ્યા હતા. તેમણે આ યુવાનને જોઈ કહ્યું કે, દુન્યવી ઇશ્ક તરફ ગુસ્સામાં મેં ફેરવીને આવેલાને હું ઈશ્કે હકીકનો રસ્તો દેખાડું. આ સાંભળતાં યુવાન એકદમ ચીસ પાડીને પગમાં પડી ગયો. ભાનમાં આવતાં તે વળી શખ્સનો ચુસ્ત મુરીદ બની ગયો. તેણે સંસારનો ત્યાગ કર્યો.

બીજી અનુશ્રુતિમાં જણાવ્યું છે કે, "એક દિવસ તેમણે પોતાના એક શિષ્યને કહ્યું કે 'હું તમને તમારાં જ ચક્ષુથી અલ્લાહને બતાવું.' આ વાતની અમદાવાદના ઉલેમાને ખબર પડતાં, તેણે સૂબાને આ માટે ફરિયાદ કરી. શહેર કાજીએ તેમને પૂછ્યું કે 'તમે ઈલ્મ એટલા માટે મેળવ્યાં છે કે એક સૈયદને કતલ કરવામાં આવે?' આ મતભેદને લીધે સૈયદ અમદાવાદ છોડી પાટણ ચાલ્યા ગયા. તેઓ અવનવા ચમત્કાર બતાવી લોકોની મુશ્કેલીઓ દૂર કરતા. આથી લોકો તેમના તરફ સદ્ભાવ રાખતા."

તેમના "મહેદી" હોવાના દાવા વિશે 'મિરાતે અહમદી'માં જણાવ્યું છે કે "તેમણે પોતે ઇમામ મહેંદી હોવાનો દાવો કર્યો ન હતો. પરંતુ તેમના ચમત્કારોથી તેમના મુરીદોએ પોતાની મેળે તેમને ઇમામ મહેંદી માની લીધા હતા. ઈ. સ. ૧૫૦૩ના એપ્રિલની ૨૩મી તારીખે તેમનું મૃત્યુ થયું.

સલ્તનતકાલ દરમ્યાન તેમના અનુયાયીઓ ગુજરાતમાં શાંતિથી રહેતા, અને વિના હરકતે તેમનો ધર્મ ખુલ્લી રીતે પાળતા. ધીરે ધીરે છેલ્લો મુઝફ્ફરશાહ ૩ જો સૂબો ઇતિદખાન બીજો, અમીરો, શેરખાન, પટ્ટણી, મુસાખાન, ફૂલાદી અને પાલનપુરના નવાબો વગેરે સર્વ આ પંથના અનુયાયી બન્યા હતા.

ઈ. સ. ૧૬૪૫માં મુઘલ શાહજાદો ઔરંગઝેબ અમદાવાદનો સૂબો બન્યો ત્યારે ફરીથી આ કોમની પજવણી શરૂ થઈ ગઈ. ઈમામ મહેંદી જાહેર થયા હતા અને ચાલ્યા ગયા હતા એમ કહેવા માટે તે વખતે તેમનામાંના કેટલાકની કતલ કરવામાં આવી.

અમદાવાદ શહેર બહાર ઉત્તરે આવેલ "ગુલાબબાગ" પાસેના યુદ્ધમાં મહદેવી આગેવાન પાલનપુરના સૈયદ રાજુ અને તેમના કેટલાક અનુયાયીઓની ઔરંગઝેબના હુકમથી કતલ કરવામાં આવી હતી. સૈયદ રાજુ અને તેમની સાથે શહીદ થયેલા તેમના અનુયાયીઓની કબરો હજુપણ શાહીબાગ વિસ્તારમાં આવેલી છે. તે કબરો એક કિલ્લામાં આંતરી લેવામાં આવી છે. તેની દેખરેખ પાલનપુરના નવાબ તરફથી રાખવામાં આવે છે.

ઉત્તર ગુજરાતમાં આ પંથના ઘણા અનુયાયીઓ છે. પાલનપુરના મહેદવીઓ પોતાને સૈયદો અને પીરઝાદા કહેવડાવે છે. પાલનપુરની આજુબાજુના ગામડામાં રહેનાર મુરીદોમાંથી જો કોઈ મરી જાય તો, સૌથી પહેલાં મૈયતને પીરઝાદાના મકાને લાવવામાં આવે છે. અહીં કેટલીક ગુપ્ત વિધિઓ શરૂ થાય છે. પછી મૈયત (શબ)ને દફન માટે લઈ જવામાં આવે છે.

મહેદવીઓની માન્યતા મુજબ સૈયદ મોહમ્મદ જોનપુરી ઈમામ મહેંદી હતા. તેઓ રાતની ઈશાની નમાઝ પછી આ દુઆ પઢે છે. "લા ઈલાહા ઈલ્લલ્લાહા મોહમ્મદ રસૂલલ્લાહા: અલ કુરઆનો વ લ મહેદી ઇમામોના" ઘણી વખત મહેદવીઓ નમાઝ પઢી રહ્યા પછી હાથ ઉઠાવી દુઆ માગતા નથી.

તેઓ માત્ર તેમના વર્ગમાં જ લગ્ન વહેવાર રાખે છે. તેમના કોઈ જમાત પટેલ હોય છે. તેઓ દાયરા બનાવે છે. પ્રત્યેક દાયરાના પોતાના નિયમો હોય છે.

### (૩) દાદુપંથ :

પ્રસિદ્ધ દાદુપંથના સ્થાપક દાદુ, કમાલના શિષ્ય ગણાય છે. તેમનો જન્મ કાશીમાં એક મોચીને ત્યાં થયો હતો. કેટલાક તેમનો જન્મ અમદાવાદમાં થયો હોવાનું માને છે. તેમના અનુયાયીઓ એમ સાબિત કરવા માગે છે કે તેઓ નાગરબ્રાહ્મણને ત્યાં જન્મેલ હતા.

તેમનાં લખાણો પરથી સાબિત થાય છે કે તેઓ જાતે મુસલમાન પીંજારા હતા. દાદુનું ચિત્ત નાનપણથી જ ધર્મ તરફ વળેલું હતું. તેમનું સંસારી નામ દાઉદ હતું. તેમની પત્નીનું નામ 'હવા' હતું. તેમને ગરીબદાસ અને મકીનદાસ નામે બે પુત્રો હતા, અને નાનીબાઈ તથા માતાબાઈ નામે બે પુત્રીઓ હતી. ઈ. સ. ૧૫૪૪માં જન્મીને ઇ. સ. ૧૬૦૩ જેઠ વદ આઠમને શનિવારે રાજસ્થાનના નરાણા ગામે તેમણે દેહત્યાગ કર્યો હતો. દાદુપંથીઓનો અહીં મોટો મઠ છે.

દાદુનો પંથ પરબ્રહ્મ સંપ્રદાય અથવા સહજ સંપ્રદાય તરીકે ઓળખાય છે. બાબુ ક્ષિતિમોહનસેન એને બ્રહ્મસમાજ કહે છે. આમાં હિંદુ-મુસલમાન સર્વ જોડાઈ શકે છે. અહીં શાસ્ત્રને મહત્ત્વ આપવામાં આવતું નથી. પણ આત્માનુભવને મહત્ત્વ આપવામાં આવે છે. તેમના ઉપદેશમાં અહંકારને ત્યજીને બધાએ ભાઈ-બહેનની માફક એક થઈને વર્તવું તેમ જણાવ્યું છે. ભગવાનનું ધામ અંતરમાં છે. પ્રેમથી તેને પામી શકાય છે. આ તેમના ઉપદેશનો મુખ્ય સાર હતો. મૂર્તિપૂજા બાહ્યાચાર, વ્રત વગેરેમાં તેઓ માનતા નહિ.

કહેવાય છે કે દાદુનો અકબર બાદશાહ સાથે મેળાપ થયો હતો. અકબરે મળવા માટે કહેવડાવ્યું, ત્યારે દાદુએ કહ્યું કે "મોટા સમ્રાટને અમારા જેવા ગરીબોને મળીને શું કામ છે? પણ જો ભક્ત અકબરને મળવાની ઇચ્છા હોય તો તે ભલે આવે. કહે છે કે અકબર સાથે ચાલીસ દિવસ સુધી દાદુનો મેળાપ થયો હતો. અકબરના ધાર્મિક વિચારોમાં દાદુના બોધ વચનોની ઘણી જ અસર વર્તાતી હતી. દાદુને અકબરના દરબારના પંડિતોએ પ્રશ્ન પૂછેલો કે તમે કોને પૂજો છો? તમારું પુસ્તક કયું? ત્યારે તેમના જવાબમાં દાદુએ કહ્યું છે કે, "મારું શરીર મારું પુસ્તક છે. પરમેશ્વર એના સંદેશાઓ એમાં લખે છે. મારું જીવન મારો પંડિત છે. અંતર્યામી એ મારું દેવળ છે. અંતરમાં હું એને પૂજું છું. કહેવાય છે કે, "દાદુ સાથેના પરિચય પછી મુઘલ બાદશાહ અકબરે પોતાના સિક્કાઓ ઉપર પોતાનું નામ કાઢી નાખ્યું હતું અને તેના બદલામાં "અલ્લા-હુ

અકબર" એમ અંકિત કરાવ્યું હતું. અંબરના રાજા ભગવાનદાસ દાદુના મુખ્ય શિષ્ય હતા.

ગુજરાતમાં દાદુપંથીઓ આજે પણ અસ્તિત્વ ધરાવે છે.

## ગુજરાતના કેટલાક નામાંકિત મુસ્લિમ સંતો :

કોઈપણ પ્રદેશના સાંસ્કૃતિક ઇતિહાસમાં સાધુસંતોનું સ્થાન ઘણું મહત્ત્વનું હોય છે. તેમણે સર્જેલા ધર્મસંસ્કારોને લીધે જ પ્રજાજીવન અનેક યાતનાઓ સામે ટકી રહ્યું હોય છે. ગુજરાતમાં સલ્તનતકાલ દરમ્યાન કેટલાક નામાંકિત મુસ્લિમ સંતો થઈ ગયા. તેમાં અહમદશાહ ૧ લાના સમયમાં સરખેજના સંત અહમદખટ્ટુ ગંજબક્ષ અને વટવાના પ્રસિદ્ધ સંત હઝરત કુતુબે આલમશાહ મુખ્ય છે.

## શેખ અહમદ ખટ્ટુ ગંજબક્ષ :

ગુજરાતના પાટનગર અમદાવાદની સ્થાપનામાં જે ચાર અહમદો હતા તે પૈકી એક પવિત્ર અને સંત પુરુષ અહમદખટ્ટુ ગંજબક્ષ હતા. તેમની ગણના તે જમાનાના ભારતના ઉત્તમ મુસ્લિમ સંતોમાં થતી હતી. તેઓ ક્યાંના વતની હતા તેની કોઈ માહિતી મળતી નથી. પણ કેટલાક એમને નાગોર પાસેના ખટ્ટુ ગામના હોવાનું માનતા હતા. તેમનો જન્મ દિલ્હીમાં થયો હતો. તેમનું જન્મ નામ વજી-ઉદ્દીન હતું. યુવાનીમાં તેમણે ભાગે આવેલી મિલકત મોજશોખમાં ઉડાવી દીધી. પણ ખટ્ટુ ગામના એક પ્રસિદ્ધ સંત ઈશાક મગરૂબીના પરિચયમાં આવતાં તેમનામાં વૈરાગ્ય જાગ્યો. તેઓ તેમના શિષ્ય બન્યા. તેમણે પ્રવર્તાવેલ સંપ્રદાય મઘરબી તરીકે ઓળખાયો.

તેઓ માનવતાના સાચા પૂજારી હતા. કહેવાય છે કે દિલ્હીમાં તૈમૂરે ચલાવેલી કતલ તેમણે બંધ કરાવી હતી. ઈ. સ. ૧૩૭૪માં મક્કાની યાત્રા કરવા ખંભાત બંદરે આવ્યા હતા. મક્કાથી પાછા ફરતાં ગુજરાત પ્રત્યે અનુરાગ જન્મતાં સાબરમતી નદીને સામે પાર સરખેજ ગામમાં સ્થિર થયા. થોડોક સમય બાદ મુઝફ્ફરશાહ અને તેમના પુત્ર મહમદશાહ સાથે પરિચય વધતાં તેઓ વચ્ચે ગુરુ-શિષ્યનો સંબંધ બંધાયો. કહેવાય છે કે પિતા–પુત્ર વચ્ચે તકરાર થતાં આ સંતના આશીર્વાદ મેળવવા માટે મહમ્મદશાહે ઘણી મોટી રકમ આ સંતને ભેટ મોકલી હતી. પણ આ નાપાક રકમનો સંતે સ્વીકાર ન કર્યો. સમય જતાં તેઓ ગંજબક્ષ તરીકે ઓળખાવા લાગ્યા. મહમ્મદશાહ પછી તેમનો પુત્ર અહમદશાહ ૧ લો આ સંતનો પરમ શિષ્ય બન્યો. અમદાવાદની સ્થાપનામાં આ સંતે મહત્ત્વનાં સૂચનો કર્યાં. તેમણે અમદાવાદનો પાયો નાખવા માટે પાંચ પવિત્ર અહમદો ભેગા કરવાનું

સૂચન કર્યું હતું. અહમદશાહે જેણે એક પણ નમાઝ ન પાડી હોય તેવા પાંચ અહમદો ભેગા કર્યા. તેમાં સૌ પ્રથમ શેખ અહમદખટ્ટુ ગંજબક્ષ હતા. ઘણા લોકો તેમના શિષ્ય બન્યા હતા. ઈ. સ. ૧૪૬૬માં તેમનું મૃત્યુ થયું. તેમની દરગાહ અમદાવાદ પાસેના સરખેજ ગામમાં આવેલી છે. અહીં અનેક શ્રદ્ધાળુ આજે પણ આવે છે.

**હજરતે કુતુબેઆલમશાહ :**

ગુજરાતના મુસ્લિમ સંતોમાં વટવાના બુખારી સૈયદોનું નામ ઘણું મશહૂર છે. સામાન્ય જનતામાં કુતુબેઆલમશાહનું નામ ઘણું જ જાણીતું છે. બહુ જ નાની ઉંમરમાં પિતાની છત્રછાયા ગુમાવતાં તેમણે પોતાના કાકા પાસેથી શિક્ષણ મેળવ્યું. હિ. સં. ૮૦૨માં તેઓએ પાટણમાં વસવાટ કર્યો. ત્યારબાદ તેઓ આશાવલ આવ્યા. અહમદશાહને અમદાવાદ વસાવવા માટે આ સંતના આશીર્વાદ પ્રાપ્ત થયા હતા. આ વખતે તેમણે કહ્યું હતું કે અહમદાબાદ પરમેશ્વરની કૃપાથી હમેશાં આબાદ રહેશે. આ સંત વિષે અનેક દંતકથાઓ પ્રચલિત છે.

એક વખતે કુતુબે આલમશાહ રાતના નમાઝ પઢવા માટે ઊઠતાં અંધારામાં તેમના પગમાં એક માટીનું ઢેફું અથડાયું. તેમના પગમાં લોહી નીકળ્યું. આ જોતાં તેઓ બોલી ઉઠયા કે 'યે કયા હૈ? લોહા હય ! લક્કડ હય યા પથ્થર હૈ ! સવારમાં જોયું તો માટીના ઢેફામાં લોખંડ, લાકડું ને પથ્થર એમ ત્રણેયનો સમાવેશ થતો હતો. કુતુબે આલમ સાહેબે આ ઢેફાને દાટી દેવાનો હુકમ કરતાં કહ્યું કે આ વાત જાહેર કરવી નહીં. અને જે આ ઢેફું બહાર કાઢશે તેનો વંશ રહેશે નહિ. છેવટે એક સેવકે વંશ વિનાના રહેવાનું પસંદ કરીને આ ઢેફું બહાર કાઢયું હતું. અકબર આ માટીના ઢેફાને જોઈને ઘણો જ આશ્ચર્ય પામ્યો હતો. અને તેનો કેટલોક ભાગ આગ્રા લઈ ગયો હતો. આજે આ ઢેફાનો બાકીનો ભાગ વટવામાં તેમના રોજામાં છે. તે ચમત્કારિક પથ્થર તરીકે ઓળખાય છે. સમય જતાં તેમનાં કુટુંબની બે શાખાઓ થઈ. કુતુબે આલમશાહની ગાદીના સૈયદો કુતુબી સૈયદ તરીકે ઓળખાય છે. ને તેમના પુત્ર શાહઆલમની ગાદીના અનુયાયીઓ શાહી સૈયદો તરીકે ઓળખાય છે.

**સૈયદ ઉસ્માન શમ્મે બુરહાની :**

આ સંત વટવાના સૈયદ કુતુબે આલમશાહના પ્રથમ શિષ્ય હતા. મિરાતે અહમદીમાં તેમને ગુજરાતના નોંધપાત્ર સંતોમાંના એક ગણ્યા છે. તેમના વિશે કેટલીક દંતકથાઓ પ્રચલિત છે. તેમના ગુરુના આદેશથી ઉપદેશ આપવાનું શરૂ કર્યું, પણ વસ્તીમાં રહી તેમને તે કામ ફાવ્યું નહિ. આથી તેઓ સર્વનો ત્યાગ કરી

નદી કિનારે રહેવા લાગ્યા. તેમનું ઉપનામ 'શમે બુરહાની' એટલે દીવાનો પ્રકાશ હતું. કહેવાય છે કે એક દિવસ તેઓ નદીએ નહાવા ગયા હતા. ઘરે પાણી લઈ જવા માટે તેમની પાસે કોઈ સાધન ન હતું. એટલામાં એક ગદાધર નામનો છોકરો ગાગર ભરી પાણી લઈ જતો હતો. તેની પાસેથી ગાગર માગીને પાણી ઘેર પહોંચાડયું. પછી તે છોકરાને પોતાની પાસે રહેવાનું કહ્યું. તો તેણે કહ્યું કે મારા પિતા પાસે પૈસા નથી તેથી અમે કેવી રીતે ઘર વસાવી શકીએ ? સૈયદ સાહેબે કહ્યું કે ઠીક તું સાબરમતીમાંથી ગાગર ભરીને ઘેર જા. એ પાણી ભરેલી ગાગર તેણે ઘેર જઈ ઠાલવી તો તેમાંથી પાણીના બદલે સોનામહોરો નીકળી. આ ચમત્કાર પછી તે છોકરાનું આખું કુટુંબ સૈયદ સાહેબ પાસે રહેવા લાગ્યું. આ સંતે કેટલાક સુફી સંપ્રદાયને લગતા ગ્રંથો લખ્યા છે. તેમના નામ ઉપરથી અમદાવાદની પાસે ઉસ્માનપુરા ગામ વસાવ્યું હતું. અહીં આજે પણ મહમૂદ બેગડાએ બંધાયેલ તેમની મસ્જિદ મોજુદ છે.

**શાહઆલમ :**

આ સંત ગુજરાતના સુલતાન મહમૂદ બેગડાના સમયના એક નામાંકિત સંત હતા. તેમની કીર્તિ આજે પણ સમગ્ર ગુજરાતમાં ફેલાયેલી છે. તે મઘરબી પંથના અનુયાયી હતા. તે એક ચમત્કારિક સંત તરીકે ઓળખાતા. મિરાતે અહમદીમાં તેમના વિશે પ્રસંગ નોંધ્યો છે કે શેખકમાલ અને શાહઆલમનો ધોબી એક જ હતો. તેને એક પણ પુત્ર ન હતો. તેથી તેણે બંને સંતો પાસે સંતાનની માગણી કરી. શેખ કમાલ પાસે તેણે પુત્રીની માગણી કરી અને શાહઆલમ પાસે પુત્રની માગણી કરી. છેવટે તેને ત્યાં પુત્રનો જન્મ થયો. દંતકથા છે કે આ પુત્રને લઈ જ્યારે ધોબી શાહઆલમ પાસે જતો ત્યારે તે પુત્ર રહેતો, અને શેખ કમાલ પાસે જતો ત્યારે તે પુત્રી બની જતો.

ટૂંકમાં, મહમૂદ બેગડાના સમયમાં થયેલા સંતોમાં શાહઆલમ સાહેબનું નામ મોખરે છે. તેમનો રોજો ચંડોળા તળાવ પાસે આવેલો છે. તે શાહઆલમના રોજાના નામે ઓળખાય છે. તેની જાળીની કોતરણી ભવ્ય છે. અમદાવાદના સ્થાપત્યમાં આ રોજો એક નોંધપાત્ર ઈમારત ગણાય છે.

આ ઉપરાંત ચિશ્તી ખાનદાન તથા મલેક મુહમદ ઈખ્તિયાર, શેખસલાહુદ્દીન, સૈયદ મહમૂદ એરજી વગેરે નોંધપાત્ર સંતો હતા.

**ગુજરાતનું ઇસ્લામી સ્થાપત્ય :**

ઈ. સ. ૧૩૦૪માં ગુજરાતમાં મુસ્લિમ સત્તાની સ્થાપના થઈ તે પહેલાં ગુજરાતમાં ભદ્રેશ્વર, પ્રભાસ, માંગરોળ, ખંભાત, પેટલાદ, ડભોઈ, ઉમરેઠ, રાંદેર,

આશાવલ, પાટણ, જુનાગઢ વગેરે સ્થળોએ મુસ્લિમો વસતા હોવાથી, ત્યાં નાની મોટી મસ્જિદો અસ્તિત્વમાં આવી હતી. આ ધર્મસ્થાનો મોટે ભાગે ધનિક વેપારીઓએ બંધાવ્યાં હતાં. આ સર્વમાં નીચેની મસ્જિદો નોંધપાત્ર છે.

## સલ્તનતકાલ પૂર્વેનાં ઇસ્લામી સ્મારકો :

### (૧) પેટલાદની બાબા અર્જુનશાહની મસ્જિદ :

આ મસ્જિદ પેટલાદમાં બાબા અર્જુનશાહની દરગાહના નામે ઓળખાય છે. તેઓ મધ્ય એશિયામાંથી આવી ઇસ્લામના પ્રચાર અર્થે અહીં વસેલા. તેમનું મૃત્યુ ઈ.સ. ૧૨૩૬માં થયું હતું. એમની કબર ઉપર આરસમાં અરબી ભાષામાં સુંદર લેખ છે. તેમાં ઈશ્વર સિવાય બીજો કોઈ ઈશ્વર નથી. મહમ્મદ પ્રભુના પયગમ્બર છે વગેરે કુરાનનાં વાક્યો લખેલાં છે. આ મસ્જિદમાં અલ્લાઉદ્દીનના સમયનો ઈ.સ. ૧૩૧૩નો લેખ છે. બીજા લેખમાં પેટલાદમાં મસ્જિદ બંધાયાનો ઉલ્લેખ છે.

### (૨) ખંભાતની જામે મસ્જિદ :

આ મસ્જિદનું મકાન મુસ્લિમ યુગની શરૂઆતમાં બંધાવેલ મકાનોના જેવી બાંધણીનું છે. આ ઈમારત ઈ.સ. ૧૩૨૫માં એટલે કે સુલતાન મુહમ્મદ તુઘલકના રાજ્ય વખતે બંધાઈ હતી. આ મસ્જિદ પૂર્વ–પશ્ચિમ ૧૨ ફૂટ લાંબી અને ઉત્તર-દક્ષિણ ૨૫૨ ફૂટ પહોળી છે. વચમાં વિશાળ પ્રાર્થનાખંડ આવેલ છે. ચોકની ત્રણેય બાજુ થાંભલા અને ઘુમ્મટવાળી પડાળિયો છે. વચ્ચેના મહેરાબ ઉપર કુરાને શરીફનાં વાક્યો કોતરેલાં છે. મસ્જિદની પાછળ દક્ષિણ બાજુએ એક મોટો રોજો આવેલ છે. ખંભાત શહેરથી બે માઈલ દૂર એક ઈદગાહ આવેલી છે. તેમાં હી.સં. ૭૮૩(ઈ.સ. ૧૩૮૧)નો લેખ છે.

### (૩) ભરૂચની જામે મસ્જિદ :

અહીં સુલતાન અલ્લાઉદ્દીન ખલજીના આગમન વખતે અસ્તિત્વમાં આવેલ એક વિશાળ મસ્જિદ આવેલી છે. તેના સ્તંભો હિંદુમંદિરના અવશેષો હોવાની શાખ પૂરે છે.

### (૪) ભદ્રેશ્વરની ખીમલી મસ્જિદ :

આ મસ્જિદ ભદ્રેશ્વરના દાનવીર જગડૂશાહે બંધાવેલી હોવાનું મનાય છે. તેના ઉપર કોઈ લેખ ન હોવાથી તેનો ચોક્કસ સમય કહી શકાતો નથી. આ મસ્જિદ હિંદુમંદિર સ્થાપત્યની શૈલીની છે. મસ્જિદના થાંભલાની નીચેનો ભાગ

ચોરસ, વચમાં અષ્ટકોણ અને ઉપર ગોળ છે. એનો મુખ્ય ભાગ થાંભલાઓની ચાર હારોનો બનેલો છે. મહેરાબવાળી પશ્ચિમની દીવાલ ઊભી છે.

**બીજી મસ્જિદો :**

આ ઉપરાંત ધોળકામાં હિલાલખાન કાજીની મસ્જિદ, જૂની જામે મસ્જિદ, માંગરોળની જામે મસ્જિદ છે. મસ્જિદે રહેમાન અને રાવમી મસ્જિદ, સિકંદર સૈયદની દરગાહ, ભદ્રેશ્વરની ખીમલી મસ્જિદ વગેરે ધર્મસ્થાનો ગુજરાતમાં મુસ્લિમ સત્તાની સ્થાપના પૂર્વે બંધાયેલાં હોવાનુ મનાય છે.

આ સર્વ ઇસ્લામી ઇમારતોમાં ઇસ્લામી સ્થાપત્યનાં મૂળભૂત લક્ષણો અલ્પપ્રમાણમાં હતાં. આ ઇમારતો કેવળ ધર્મપ્રચાર અર્થે જ બનાવવામાં આવી હોય તેમ સ્પષ્ટ જણાય છે. ઈ.સ. ૧૩૦૪માં ગુજરાતમાં મુસ્લિમ સલ્તનતની સ્થાપના થતાં મસ્જિદ અને રોજાનું સ્વરૂપ બદલાવા માંડયું છે. ધીરે ધીરે કલાત્મક મસ્જિદોનું સર્જન થવા લાગ્યું. મુસ્લિમ સંતો, ઓલિયાઓ અને નામાંકિત વ્યક્તિઓની કબર ઉપર મકબરા કે દરગાહો બંધાવા લાગી. આમાં મૂળ કબર જમીનમાં હોય છે. જ્યારે એની ઉપરના ખંડમાં નકલી કબર હોય છે. આ સમયે મુસલમાનોની વસ્તી વધતાં ઈસ્લામી બાંધકામોની સંખ્યા વધવા લાગી. ઘણાં ધર્મસ્થાનો હિંદુમંદિરોના કાટમાળમાંથી બંધાવવામાં આવ્યાં હતાં.

**સલ્તનતકાલીન ઇસ્લામી સ્મારકો :**

ગુજરાતમાં મુસ્લિમ સત્તા સ્થપાતાં વિવિધ પ્રકારનાં ઇસ્લામી સ્મારકો રચાયાં. તે સર્વમાં—

(૧) ભરૂચની જામે મસ્જિદ, (૨) ખંભાતની જામી મસ્જિદ (ઈ.સ.૧૩૨૫), ધોળકાની મસ્જિદ, અમદાવાદમાં અહમદશાહની મસ્જિદ, હૈબતખાનની મસ્જિદ, જામેમસ્જિદ, સૈયદ આલમની મસ્જિદ, અહમદશાહનો રોજો, રાણીનો હજીરો, કુતુબુદ્દીનની મસ્જિદ, મલેકશાબાનનો રોજો, બીબીજીકી મસ્જિદ, સરખેજનો રોજો, રૂપમતીની મસ્જિદ, ચાંપાનેરની મસ્જિદ (ચિત્ર નં. ૧૯) દરિયાખાનનો રોજો, શાહઆલમનો રોજો, બાઈહરીરની મસ્જિદ અને રોજો, રાણીસિપ્રીની મસ્જિદ, જૂનાગઢમાં ઉપરકોટની મસ્જિદ, વેરાવળમાં માંડવી જકાત પાસેની મસ્જિદ વગેરે સ્થાપત્યની દૃષ્ટિએ નોંધપાત્ર છે.

**મુઘલકાલીન ઈસ્લામી સ્મારકો :**

મુઘલકાલ દરમ્યાન મુસ્લિમ આક્રમણો ઓછાં થતાં હિંદુ મંદિરો તોડીને

મુસ્લિમ સ્થાપત્યો રચાયાના દાખલા ઓછા મળે છે. ફક્ત સિદ્ધપુરના પ્રાચીન રુદ્રમાળના ખંડેરોમાં બંધાયેલ મસ્જિદનો એક જ દાખલો મળે છે.

આ સમયે રચાયેલ ઈસ્લામી સ્મારકોમાં વડોદરાનો કુતુબુદ્દીનનો મકબરો, અમદાવાદમાં મીર અબુતુરાબનો રોજો, શેખ વજીઉદ્દીનનો રોજો, હાજીસાહેબની મસ્જિદ (દરિયાપુર), સુજાતખાનની મસ્જિદ, અનવરખાન બાબીનો મકબરો (અમદાવાદ), પીરમશાહની મસ્જિદ (અમદાવાદ) વગેરે નોંધપાત્ર છે.

આ ઉપરાંત વિરપુર(જિ. ખેડા)ના દરિયાઈ પીરની દરગાહ, તેમજ નડિયાદ, ઉમરેઠ, શામળાજી વગેરે સ્થળોની દરગાહો ગુજરાતમાં મહત્ત્વનું સ્થાન ધરાવે છે.

**પયગંબરનાં પગલાં :**

આ પગલાંની પધરામણી મુઘલ બાદશાહ અકબરના સમયમાં મીર અબુતુરાબે કરી હતી. મિરાતે અહમદીમાં જણાવ્યા પ્રમાણે અબુતુરાબ મક્કેથી કદમ મુબારકની નિશાનીવાળો એક પથ્થર લાવ્યા હતા અને બાદશાહ અકબરના કહેવાથી એમણે આશાવલ(હાલનું અસારવા)માં પોતાના મકાન આગળ એ પવિત્ર પગલાંને પધરાવ્યાં હતાં. હાલમાં આ મકાનની કોઈ નિશાની જણાતી નથી. સંભવ છે કે એ મીર અબુતુરાબના રોજા પાસે હશે. મરાઠાઓના આક્રમણને લીધે આ પગલાંને શહેરમાં લાવી તેના પર દરગાહ બંધાવવામાં આવી હતી.

**મક્કાનું પ્રવેશદ્વાર સૂરત :**

મુઘલકાલ દરમ્યાન સૂરત એ મક્કાનું પ્રવેશદ્વાર ગણાતું. બાદશાહ જહાંગીરના સમયમાં સૂરત બંદરની જાહોજલાલી પણ ખૂબ વધી હતી. મક્કા-મદીના હજ કરવા જતા યાત્રાળુઓ આ બંદરેથી જહાજમાં રવાના થતા. હજ કરવા જવાના સમયે અહીં હાજી ફકીર અને મુસ્લિમ સંતો અને ધર્મપ્રેમીઓનો મોટો મેળો જામતો. આ સમયે યાત્રાળુઓને ઊતરવા માટે બંદરની આવકમાંથી એક હકીકત ખાન નામના સરદારે મોટી ધર્મશાળા બંધાવી હતી. આજે તે જગા સૂરતમાં મુઘલ-સરાહના નામે ઓળખાય છે. આ મકાન માટે જે આરસની તકતી કોતરવામાં આવી હતી તે હાલમાં મુંબઈના પ્રિન્સ ઓફ વેલ્સ મ્યુઝિયમમાં સચવાયેલ છે. તેમાં જણાવ્યું છે કે અહીં ઉતરનારા પવિત્ર પુરુષો, ગરીબો, મક્કા-મદીનાના યાત્રીઓ પાસેથી કંઈ પણ લેવામાં આવશે નહિ.

મક્કાનું પ્રવેશદ્વાર ગણાતા આ સ્થળને હાજીઓ બાલ (બાબ) ઉલ-મક્કા કહેતા. અહીં નાનપુરા વિસ્તારમાં મક્કાઈ પુલ પાસે વિશાળ દરવાજો હતો. આ દરવાજામાંથી હાજીઓ નાવડી મારફતે બંદર ઉપર જતા. હાલમાં મક્કાના પ્રવેશ-

દ્વારની યાદગીરી રૂપે સૂરતમાં નાનપુરા વિસ્તારમાં મકાઈપુરા નામે ઓળખાતી જગા મોજુદ છે.

### ગુજરાતમાં ઊજવાતા મુસ્લિમ તહેવારો :

ખાસ કરીને ઇસ્લામી તહેવારો હિજરી સંવત પ્રમાણે નક્કી થાય છે. મહોરમ એ હિજરી સંવતનો પહેલો માસ ગણાય છે. ગુજરાતમાં મુસ્લિમો મહોરમ, ઈદેમિલાદ, શબેમેરાજ, રમઝાનઈદ, વગેરે તહેવારો બહુ જ ઉત્સાહથી ઊજવે છે.

### ગુજરાત પર ઇસ્લામની અસર :

ચૌદમી સદીમાં ગુજરાતમાં મુસ્લિમ સત્તાની સ્થાપના થતાં ગુજરાતમાં ઇસ્લામનો પ્રચાર વ્યાપક પ્રમાણમાં થયો. મુસ્લિમ સુલતાનોએ ધાર્મિક ઝનૂનથી પ્રેરાઈને અનેક મંદિરોનો નાશ કર્યો. અનેક ઠેકાણે મસ્જિદો બનાવી. ધીરે ધીરે મુસલમાનો અને હિંદુઓ રાજકીય અને સામાજિક ક્ષેત્રે એકબીજાની નિકટ આવવા લાગ્યા.

સુલતાન અહમદશાહે રાજદરબારમાં હિંદુઓને મહત્ત્વના હોદ્દા આપવાની શરૂઆત, કરતાં હિંદુઓ રાજકીય ક્ષેત્રે નોંધપાત્ર ભાગ ભજવવા લાગ્યા. તેમની કુશાગ્ર બુદ્ધિના પરિણામે રાજ્યની આવક વધી. મલેક ગોપી જેવા સરદારોએ સૂરત બંદરને વિકસાવી ગુજરાતના વેપારને સમૃદ્ધ બનાવ્યો. રાજ્યના મહત્ત્વના પ્રશ્નો જેવા કે વારસા હક્ક વગેરેમાં હિન્દુઓ મહત્ત્વનો ભાગ ભજવતા.

ઇસ્લામના પ્રચારથી ગુજરાતમાં મુસ્લિમ સમાજ અસ્તિત્વમાં આવ્યો. ગુજરાતમાં માંસાહાર વધ્યો. મુસ્લિમ આક્રમણોને લીધે જ્ઞાતિનાં બંધનો કડક બન્યાં. લગ્ન અને ભોજન વહેવાર ઉપર સખ્ત પ્રતિબંધો આવ્યા. નારી સમુદાય અજ્ઞાનતા અને અંધશ્રદ્ધામાં સડવા લાગ્યો. મુસ્લિમ શિક્ષણપ્રથાનો પ્રસાર વધતાં અરબી–ફારસીનું મહત્ત્વ વધ્યું. તેને પરિણામે નાગરો અને કાયસ્થો જેવી જ્ઞાતિઓના અધિકારીઓ ફારસી ઉપર કાબૂ જમાવવા લાગ્યા. કુરાનના અભ્યાસને મુસ્લિમ શિક્ષણમાં કેન્દ્રસ્થાને મૂકવામાં આવ્યો. કેટલાક હિંદુ લેખકો એ પણ ફારસી ગ્રંથ લખ્યા છે.

મુસ્લિમોના પરિચયને લીધે ગુજરાતી પ્રજાના ખોરાકની વાનગીઓ, પોષાક અને ભાષા વગેરેમાં ફેરફારો થયા. મકાનની આગળની ખુલ્લી જગામાં ખડકી બાંધવાને બદલે બાગ બનાવવાનો શોખ વધ્યો. હિંદુઓમાં પરદા પદ્ધતિ દાખલ થવા લાગી. જે લોકો હિંદુઓમાંથી મુસ્લિમો બન્યા તેમની રહેણીકરણી ઉપર

હિંદુ ધર્મની અસર વર્તાતી હતી. ખોજા, વહોરા વગેરે કોમોમાં હિંદુ રિવાજો પળાતા દેખાતા હતા.

પીરને હિંદુઓ અને મુસલમાનો બંને પૂજવા લાગ્યા.

## સંદર્ભ ગ્રંથો


(૧) Muhammad Ibrahim Dar — Literary and cultural activities in Gujarat, Bombay.

(૨) M. A. Chaghatai — Muslim monoments of Ahmedabad, through their Inscriptions.

(૩) મોલાના અબ્દુલ અલી સૈફી — મજલિસે સેફિયા

(૪) કરીમ મહંમદ માસ્તર — મહાગુજરાતના મુસલમાનો

(૫) અલી મોહમ્મદ ખાન — મિરાતે અહમદી

(૬) ક્ષિતિમોહન સેન — મધ્યયુગની સાધના ધારા

(૭) ર. ભી. જોટ — ગુજરાતનું પાટનગર, અમદાવાદ

(૮) ડૉ. છોટુભાઈ નાયક — ગુજરાત પર અરબી–ફારસીની અસર

(૯) ડૉ. ર. ના મહેતા — વર્ણકસમુચ્ચય ભાગ–૨






## શીખ ધર્મ

દેશના ડાબા ને જમણા અંગ જેવી બે કોમ હિંદુ અને મુસ્લિમ ધર્મને નામે બરબાદ થઈ રહી હતી ત્યારે તેમને એકતાને તાંતણે બાંધવાનો પ્રયત્ન શીખ ધર્મે કર્યો. 'શિષ્ય' શબ્દ ઉપરથી પંજાબી ભાષાનો 'સિક્ખ' શબ્દ બન્યો છે. બીજા શબ્દોમાં કહીએ તો શીખ એટલે શિષ્ય. આ ધર્મમાં જણાવ્યું છે કે 'સત્' નામની ઓળખ ગુરુથી થાય છે ને તે માટે સત્યનિષ્ઠ ગુરુનું શરણ સ્વીકારવું જોઈએ. વીરતા, સ્વાર્પણ ને ગુરુભક્તિ માટે શીખ પ્રજા ભારતીય પ્રજામાં ખૂબ આદર પામી છે.

ઈ.સ.ના ૧૧મા સૈકાથી આપણા દેશ ઉપર જે વિદેશી આક્રમણો શરૂ થયાં તેને લઈને પ્રજાનું સામાજિક અને ધાર્મિક જીવન અસ્તવ્યસ્ત બની ગયું હતું. જીવનમાંથી શ્રદ્ધાનું બળ નાશ પામ્યું. સ્વમાન અને સમભાવની ભાવના નષ્ટ થઈ ગઈ. સમાજમાંથી સત્ય ન્યાય અને ધર્મનો લોપ થઈ ગયો. ધર્મને નામે જાદુ, ચમત્કાર, વહેમ, અંધશ્રદ્ધા વગેરે અનિષ્ટો દેશમાં ઠેર ઠેર વ્યાપક બન્યાં. મુસ્લિમ સુલતાનોને બાદશાહો અનેક પ્રકારે ધર્માન્તર કરાવતા હતા. આખા સમાજમાં ભય અને ધમકીનું વાતાવરણ ફેલાએલું હતું. સમાજમાં બ્રાહ્મણો અને મૌલવીઓ જ્ઞાની હોવાનો દંભ કરી ધર્મને નામે સાંપ્રદાયિક સંકુચિતતા વિકસાવતા. હતા.

સમાજમાં આ પ્રકારનો સંઘર્ષ ચાલી રહ્યો હતો ત્યારે બીજી બાજુ સંતોની પરંપરા ભક્તિભાવે ધર્મનું ચૈતન્ય ટકાવી રાખવા પ્રયત્ન કરતી હતી. ઈશ્વર કોઈ કોમનો ન હોઈ શકે પણ સર્વનો છે. એ વાત ઉપર તેમણે ભાર મૂકયો. નાત-જાતનાં બંધનો તોડીને સાર્વવર્ણિક ધર્મ ફેલાવ્યો.

આ સંત પરંપરામાં પ્રથમ રામાનંદ થયા. રામાનંદ બાદ તેના શિષ્યોએ ગુરુનું કાર્ય આગળ ધપાવ્યું. આ શિષ્યોમાં કબીર અને નાનકનું નામ આગળ પડતું છે.

## ગુરુનાનક :

નાનકનો જન્મ વિ. સં. ૧૫૨૬ (ઈ.સ. ૧૪૬૯)માં પંજાબમાં લાહોર પાસે આવેલા તલવંડી ગામમાં થયો હતો. પિતાનું નામ કાલુરામ અને માતાનું નામ તૃપ્તાજી હતું. નાનકનું ચિત્ત બાળપણથી જ ભણવા તરફ ચોંટતું ન હતું. સંત સમાગમ અને ઈશ્વરભજનમાં તેઓ મસ્ત રહેતા હતા. તે જમાનામાં મુસલમાની રાજ્ય હોવાથી ફારસી ભાષા જાણનારને રાજ્યમાં નોકરી જલદી મળતી હતી. તેથી નાનકને મૌલવી પાસે ફારસી ભણવા મોકલ્યા. મૌલવી પાસેથી જ્ઞાન મેળવવાને બદલે નાનકે મૌલવીને ફારસી કક્કાનો અર્થ સમજાવવા માંડયો. દુન્યવી દૃષ્ટિએ નાનકના વિચિત્ર વર્તનને લીધે કુટુંબીજનોની નજરમાં તેઓ ગાંડા અને ધૂની ગણાવા લાગ્યા. કેટલાક વખત બાદ તેમનું લગ્ન સુલક્ષણા નામની કન્યા સાથે કરવામાં આવ્યું. સંતાનોના પિતા બન્યા. નાનક સંસારમાં રહેતા હોવા છતાં, ઈશ્વર ભજનને ભૂલ્યા ન હતા. તેઓ સુલતાનપુરના નવાબને ત્યાં મોદીખાના ઉપર નોકરી કરતા હતા. અહીં પણ નાનક ગરીબો પ્રત્યે રહેમ રાખતા હતા. ઈર્ષાળુ લોકો નાનકની વિરુદ્ધ નવાબના કાન ભંભેરવા લાગ્યા. અંતે તેમણે નવાબની નોકરી છોડી દીધી. તેઓ એકાંતમાં રહેવા લાગ્યા. જંગલમાં સાધુ–સંતોના સમાગમમાં ભટકવા લાગ્યા. દિવસો સુધી સ્મશાનમાં પડી રહેવા લાગ્યા. આમ કરતાં કરતાં તેમણે ઈશ્વર વિષે ખૂબ ચિંતન કર્યું અને મનની શુદ્ધિ કરી. કહેવાય છે કે આ સમય દરમ્યાન તેઓને ઈશ્વરનો સાક્ષાત્કાર થયો. ઈશ્વરે આદેશ આપ્યો "જપ યજ્ઞ શ્રેષ્ઠ છે" માટે તે કર્યા કરો. લોકોને તેનો ઉપદેશ આપો. આ પછી તેમણે ભારતના ખૂણે ખૂણે ફરીને ૨૦ વર્ષ સુધી "સત્" નામનો મહિમા ગાયો. ધર્મોપદેશ કરતી વખતે તેઓ સંગીતનો ઉપયોગ કરતા. નાનકને આંગણે હિંદુ–મુસ્લિમ શિષ્યોનો દરબાર ભરાતો હતો. આમ, નાનકે પરોપકારી જીવન ગુજારીને ૭૦ વર્ષની ઉંમરે સમાધિ લીધી. આજે આ જગ્યા "નાનકાના દહેરા" નામે પ્રસિદ્ધ છે. ભારતીય સમાજ જીવન પર નાનકના વિચારોની અસર નોંધપાત્ર છે.

## નાનકનો ઉપદેશ :

નાનકની ઉપદેશ કરવાની પદ્ધતિ બુદ્ધ અને મહાવીરની જેમ સાદી, સરળ અને લોકભોગ્ય હતી. સાદી ભાષામાં ભજનો, પદો અને કીર્તનો રચીને તેમણે ધર્મોપદેશ કર્યો હતો. નાનકે જાતે કોઈ ગ્રંથ લખ્યો નથી. પરંતુ પાંચમા ગુરુ અર્જુનદેવે તેમનો ઉપદેશ જાળવી રાખવા, તેમની વાણીને ગ્રંથસાહેબના પ્રથમ મહોલ્લામાં ગોઠવી છે. નાનકની વાણી "જપજી" નામે ઓળખાય છે. આ વાણીમાં

પરમાત્માના જપનો મહિમા ગાવામાં આવ્યો છે. નાનકના પદોમાં જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિની છાંટ જોવા મળે છે.

એમના ઉપદેશનો સાર એ છે કે, માનવી એ પ્રથમ માનવી છે પછી તે હિંદુ કે મુસલમાન છે. અજ્ઞાન દૂર કરવા માટે, અસત્યમાંથી સત્ય તરફ જવા માટે, મનુષ્યે સત્‌ગુરુનું શરણું લેવું જોઈએ. ઈશ્વરનું વખતોવખત સ્મરણ કરવા માટે તેમના નામનો જપ કરવો જોઈએ.

અનેક તીર્થોમાં સ્નાન કરવાથી કે માથું મુંડાવવાથી ઈશ્વરની પ્રાપ્તિ થતી નથી. ભલાઈનાં કાર્યો કરવાથી ઈશ્વરને પ્રાપ્ત કરી શકાય છે. સત્કર્મ એ જ મુક્તિના માર્ગનો દરવાજો છે. ઈશ્વરના દરબારમાં જવા માટે મન, વચન અને કાર્યની નિર્દોષતા આવશ્યક છે.

ગુરુ નાનકના ઉપદેશમાં કોઈપણ જગ્યાએ સાંપ્રદાયિકતા દેખાતી નથી, પણ માનવધર્મ ટપકતો જોવા મળે છે. તેમનો માર્ગ હિંદુ–મુસ્લિમ દરેકને ઉપયોગી થાય તેવો છે. ભારતની પરંપરામાં નાનક આ કારણથી હિંદુઓના ગુરુ અને મુસલમાનોના પીર તરીકે ઓળખાય છે.

## શીખધર્મની ગુરુ પરંપરા :

ગુરુ નાનક પછી તેમની વિચારધારાને બીજા નવ ગુરુઓએ ચાલુ રાખી અને શીખ ધર્મને વ્યવસ્થિત કર્યો. ગુરુ નાનક પોતાની પાછળ કોઈ સંપ્રદાય મૂકી જવા માગતા ન હતા. પણ પોતાનું કાર્ય ચાલુ રહે તે હેતુથી ગુરુ ગાદી પોતાના શિષ્ય લહનાને આપી તેનું નામ "અંગદ" રાખ્યું. આથી ગુરુ અંગદ શીખ ધર્મના વિકાસમાં બીજા ગુરુ તરીકે જાણીતો છે. પોતાના કાર્યને લોકપ્રિય બનાવવા માટે તેમણે લંગર(મફત ભોજન)ની વ્યવસ્થા કરી અને ગુરુમુખી લિપિની શોધ કરી. તેમની વાણી ગ્રંથ સાહેબના બીજા મહોલ્લામાં સચવાયેલ છે.

અમરદાસ એ શીખ ધર્મના ત્રીજા ગુરુ તરીકે ઓળખાય છે. તેઓ વૈષ્ણવ હતા. તેમણે મુસલમાનોની કનડગત સામે શીખ ધર્મનું ચેતન ટકાવી રાખ્યું. સાધુ સંતો માટે અન્નક્ષેત્રો શરૂ કર્યાં. પડદાપ્રથા અને સતીપ્રથા અટકાવવા પ્રયત્ન કર્યો. તેમની વાણી ગ્રંથ સાહેબના ત્રીજા મહોલ્લામાં સચવાઈ છે.

શીખ ધર્મના વિકાસમાં ચોથા ગુરુ તરીકે રામદાસ પ્રખ્યાત છે. તેઓ અમરદાસના જમાઈ થતા હતા. મુસ્લિમ રાજ્ય સામે ટક્કર લેવા માટે તેમણે શિષ્યો પાસેથી નિયમિત દક્ષિણા લેવી શરૂ કરી. તેમણે અમૃતસરના સરોવરનો પાયો નાખ્યો હતો. તેમજ હરિમંદિર બાંધવાની શરૂઆત કરી હતી મુઘલ બાદશાહ અકબર

તેમના ગુણોથી પ્રભાવિત થયા હતા. તેમની વાણી ગ્રંથ સાહેબના ચોથા મહોલ્લામાં સચવાયેલી છે. આ ગુરુએ ગાદીનો વારસો શિષ્યને બદલે પુત્રને આપવાનું શરૂ કર્યું; આ તેમની ભયંકર ભૂલ હતી. શીખ ધર્મની પડતીનાં આનાથી બી વવાયાં.

ગુરુ અર્જુનદેવ શીખ ધર્મના ઇતિહાસમાં પાંચમા ગુરુ તરીકે પ્રખ્યાત થયેલા છે. અમૃતસરમાં હરિ મંદિર બંધાવવાનું કાર્ય તેમણે પૂરું કર્યું. આ મંદિર આજે સુવર્ણમંદિર તરીકે ઓળખાય છે. તેમનું બીજું નોંધપત્ર કાર્ય ગ્રંથસાહેબનું સંપાદન છે. તેમણે પોતાની આગળ થઈ ગયેલા ગુરુની વાણીને ગ્રંથસ્થ કરવા પ્રત્યન કર્યો. તેમની વાણી ગ્રંથ સાહેબના પાંચમા મહોલ્લામાં સંગ્રહવામાં આવી છે અને સુખમનીના નામે પ્રખ્યાત છે.

ગુરુ અર્જુનદેવ પછી તેમના પુત્ર હરગોવિંદ ગાદીએ બેઠા. તે છઠ્ઠા ગુરુ તરીકે ઓળખાય છે. હરગોવિંદે શીખોને હથિયાર ધારણ કરવાની પ્રેરણા આપી. ભક્તિજ્ઞાન અને વૈરાગ્યની સાથે શૌર્યનો ઉપદેશ આપ્યો. મુઘલ બાદશાહ જહાંગીર સામે ટક્કર લીધી. શીખોની એકતા સાધવા તેમણે સક્રિય પ્રયત્નો શરૂ કર્યા. શીખોને હથિયાર ધારણ કરવાનો આદેશ આપ્યો. તેમની વાણી ગ્રંથસાહેબના છઠ્ઠા મહોલ્લામાં ગોઠવવામાં આવી છે.

સાતમા ગુરુ હરરાય બાળપણથી જ સંત હતા. તેમણે ઔરંગઝેબ સામે ૧૬ વર્ષ સુધી ટક્કર લીધી અને શીખ ધર્મનો પ્રચાર કર્યો. કહેવાય છે કે શાહજહાંનો પુત્ર 'દારા' આ ગુરુનો પરમ ભક્ત હતો. તેમની વાણી ગ્રંથ સાહેબના સાતમા મહોલ્લામાં સચવાયેલ છે.

હરરાય પછી શીખ પરંપરામાં આઠમા ગુરુ તરીકે હરિકૃષ્ણ આવે છે. તેમને પણ અગાઉના ગુરુઓની પરંપરા ટકાવી રાખી અને ભજન દ્વારા ધર્મનો મહિમા વધાર્યો. તેમની વાણી ગ્રંથસાહેબના આઠમા મહોલ્લામાં સચવાયેલ છે.

નવમા ગુરુ તેગબહાદુર શીખ પરંપરામાં નામાંકિત વિભૂતિ મનાય છે. શાંતિ અને વૈરાગ્યની તેઓ જીવંત પ્રતિમા હતા. માનવકલ્યાણ માટે તેમણે અનેક કૂવાઓ અને સરોવરો બંધાવ્યાં હતાં. છેક આસામ સુધી યાત્રા કરીને તેમણે શીખ ધર્મનો પ્રચાર કર્યો હતો. મુઘલ બાદશાહ ઔરંગઝેબે ધર્માન્તર કરાવવા આ ગુરુ પર ઘણા અત્યાચાર કર્યા, પણ તેઓ પોતાના માર્ગમાંથી ચલિત થયા નહિ અને ધર્મની વેદી ઉપર જ પોતાની જાતનું બલિદાન આપી દીધું. તેમનો ઉપદેશ ગ્રંથ સાહેબના નવમા મહોલ્લામાં સચવાયેલો છે.

ગુરુ તેગબહાદુર પછી છેલ્લા અને દસમા ગુરુ આવે છે ગુરુગોવિંદસિંહ. તેમણે ઘણી કુમળી વયે શીખોનું નેતૃત્વ લીધું. શસ્ત્ર અને શાસ્ત્રમાં પારંગત થઈ તેમણે ધર્મસુધારણા અને સમાજસુધારણાનું કાર્ય આરંભ્યું. કહેવાય છે કે ધર્મથી ચલિત કરવા તેમના બે પુત્રોને ઔરંગઝેબે દીવાલમાં જીવતા ચણી લીધા, છતાં તેઓ ધર્મથી ચલિત ન થયા. ધીરજ અને કરુણા એ તેમના જીવનની બે બાજુઓ હતી. શીખોને વ્યવસ્થિત કરવા તેમણે "ખાલસા" નામની સંસ્થા શરૂ કરી. તેઓ કહેતા કે તમારો ધર્મ "સિંહનો" ધર્મ છે. તેથી સિંહનું નામ રાખો. આ પદ્ધતિમાં તેમણે શીખોને પાંચ કક્કા ધારણ કરવાનો ઉપદેશ આપ્યો. આ પાંચ કક્કા તે કેશ (લાંબાવાળ), કંઘી (નાની કાંસકી), કિરપાણ (નાની તલવાર), કચ્છ અને કડુ. આ પાંચ ચિહ્નો આજે પણ શીખ ધર્મનાં આવશ્યક અંગો ગણાય છે. ખાલસા પદ્ધતિની સાથે, તેમણે ગુરુ પરંપરા બંધ કરાવી અને ગ્રંથ સાહેબને ગુરુસ્થાને બેસાડયા.

ગુરુ નાનક પછી આ બધા શીખગુરુઓએ શીખ ધર્મને ટકાવી રાખવા માટે તનતોડ પ્રયત્નો કર્યા. ધર્મકાર્યોની સાથે સાથે તેમણે વાવ, કૂવા, સરોવર અને ધર્મશાળાઓ બંધાવી માનવકલ્યાણનાં અનેક કાર્યો કર્યાં.

## ગુજરાતમાં શીખ ધર્મનો પ્રસાર:

ગુજરાતમાં શીખપ્રજા કોઈ એક ઠેકાણે સમૂહમાં વસતી નથી. તેઓ ધંધાર્થે છૂટાછવાયા વસતા હોવાથી શીખ ધર્મનાં કોઈ કેન્દ્રો ગુજરાતમાં અસ્તિત્વમાં નથી. અમદાવાદ, વડોદરા વગેરે સ્થળોએ તેમનાં ગુરુદ્વારો આવેલાં છે. અમદાવાદમાં શીખોનાં ત્રણ મુખ્ય ગુરુદ્વારો (૧) સરસપુર, (૨) મણિનગર અને (૩) દૂધેશ્વર રોડ પર આવેલાં છે. તેમાં સરસપુરવાળું ગુરુદ્વાર પ્રેમસભા અકાલીદળ, મણિનગરનું ગુરુદ્વાર ગુરુનાનક દરબાર અને દૂધેશ્વર રોડ પરનું ગુરુદ્વાર ગુરુદ્વારાસીંગ સભાના નામે ઓળખાય છે. મણિનગર અને સરસપુરનાં ગુરુદ્વારોમાં કેટલાક લેખ જોવા મળે છે. તેમાંથી આ ગુરુદ્વારોની શિલારોપણ વિધિ તથા પાલખીના સુશોભન અંગેની માહિતી મળે છે.

સરસપુર બાલાપીર વિસ્તારમાં આવેલા પ્રેમસભા અકાલી દ્વારના પ્રવેશદ્વારની જમણી બાજુએ બહારની દીવાલ ઉપર વિ. સં. ૨૦૨૭(ઈ.સ ૧૯૭૦)ની સાલનો લેખ જોવા મળે છે. લેખની ભાષા દ્વિભાષી છે. ઉપરનું લખાણ અંગ્રેજીમાં અને નીચેનું લખાણ ગુજરાતીમાં છે. લેખની શરૂઆત આશીર્વાદથી શરૂ કરેલ છે. પંક્તિઓની બન્ને બાજુએ શીખ ધર્મનું મંગલ ચિહ્ન છે. લેખને અંતે "પ્રેમસભા અકાલીદલ ગુરુદ્વાર" નામ તેના અધ્યક્ષના નામ તથા હોદ્દો સાથે લખેલ છે.

આ લેખ દ્વારા જાણવા મળે છે કે ગુરુદ્વારા પ્રેમસભા અકાલીદલ તથા ગુરુનાનક ખાલસા સ્કૂલ સરસપુરની શિલારોપણ વિધિ સંતશ્રી ૧૦૮ પંડિત નેહમલસિંધજી મહારાજના વરદ હસ્તે વિ. સં. ૨૦૨૭ના પોષ માસની ૧૩ અને ઈ.સ. ૧૯૭૦, ડિસેમ્બરની ૨૭ મી તારીખ ને રવિવારે કરવામાં આવી હતી.

લેખમાંથી દાનની રકમ અને દાતાઓનાં નામ મળે છે.

મણિનગર પાસે પુનિત આશ્રમ નજિક ગોળલીમડા વિસ્તારમાં આવેલા ગુરુદ્વારમાંથી મળેલા લેખ ગુરુનાનકના દરબારની અંદરની એક પાલખીની પાછળની બાજુએ કોતરેલા છે. આ લેખ પરથી જાણવા મળે છે કે શ્રીમતી લક્ષ્મીબાઈ ભોજરાજમલે પોતાના પતિની યાદમાં પાલખી અને આરસના મંચના સુશોભન માટે દાન આપ્યું હતું.

આ ત્રણેય લેખો પરથી જણાય છે કે ગુજરાતમાં શીખ ધર્મનો પ્રસાર આ સદીમાં જ થયેલો છે. લગભગ ૫૦ વર્ષ પહેલાં આ ગુરુદ્વાર અસ્તિત્વમાં આવેલ છે. તેમાં શીખ ધર્મના અનુયાયીઓ ભક્તિભાવે જાય છે. ત્યાં ગ્રંથસાહેબ પૂજન, અર્ચન વગેરે થાય છે. કથા–વાર્તા સંભળાવવામાં આવે છે. અહીં ગ્રંથ સાહેબની પૂજા વૈષ્ણવ મંદિરને અનુરૂપ થાય છે. વારતહેવારે ભજનો થાય છે. પ્રસાદ વહેંચાય છે. અહીં પણ દાનનો મહિમા વર્તાય છે. ગુરુદ્વારાના નિભાવ અર્થે દાન આપવામાં આવે છે. ગુરુદ્વારોનું સંચાલન શીખોની બનેલી જુદી જુદી કમિટિઓ દ્વારા થાય છે. અહીંનાં લખાણોમાં ગુરુમુખી લિપિનો ઉપયોગ થયેલો જોવા મળે છે.

ઉત્સવોમાં નાનક જયંતી અને ગુરુગોવિંદસિંહ જયંતીનો ઉત્સવ બહુ જ ધામધૂમથી ઊજવવામાં આવે છે. નાનક જયંતીનો ઉત્સવ કાર્તિક સુદ પુનમ અને જેઠ સુદ સાતમના રોજ ઊજવાય છે. આ દિવસોએ એ ગુરુદ્વારોમાં અખંડ પાઠ થાય છે. હથિયારોનું પૂજન કરે છે. ગરીબોને ભોજન અપાય છે.

## સંદર્ભ ગ્રંથો


(૧) ડૉ. હ. ગં. શાસ્ત્રી અને ડૉ. ભારતીબેન શેલત — અમદાવાદના ગુરુદ્વારના શિલાલેખ, બુદ્ધિપ્રકાશ, એપ્રિલ ૧૯૮૧.

(૨) દલપતસિંહ પઢિયાર — 'ગુરુનાનક'–ગુજરાત વિદ્યાપીઠ, ૧૯૭૧

(૩) ડૉ. ચીનુભાઈ નાયક અને ડૉ. પનુભાઈ ભટ્ટ — જગતના ધર્મોની વિકાસ રેખા. અમદાવાદ. ૧૯૬૪.




# ૧૦

# યહૂદી ધર્મ

યહૂદી પ્રજા સેમેટિક જાતીની છે. તેઓ પશુપાલન અર્થે જુદા જુદા પ્રદેશોમાં ફરતા રહેતા. ઈ.સ. પૂ. ૨૦૦૦ના અરસામાં આ પ્રજાએ ભૂમધ્ય સમુદ્રની પૂર્વે જોર્ડન નદીની પેલે પાર અબ્રાહમ નામના અગ્રણીના માર્ગદર્શન હેઠળ વસવાટ કર્યો. અહીં તેઓ હિબ્રુ પ્રજા તરીકે ઓળખાવા લાગ્યા. પરંતુ ઈ.સ. પૂર્વે બારમા સૈકામાં પયગંબર મોઝીઝ ઇજિપ્તમાંથી નાસી આવીને પેલેસ્ટાઈનમાં વસ્યા ત્યારથી પેલેસ્ટાઈન તેઓની માતૃભૂમિ બન્યું. આ પ્રજાનો ધર્મ યહૂદી ધર્મ તરીકે ઓળખાય છે. ધર્મને નામે તેમને વખતોવખત માતૃભૂમિનો ત્યાગ કરવો પડ્યો હોવાથી, આ પ્રજા સમગ્ર જગતમાં છૂટીછવાઈ પથરાયેલી છે. તેથી યહૂદી ધર્મ હાલમાં કયા વિસ્તારમાં સવિશેષ પ્રચલિત છે તે કહી શકાતું નથી. હાલમાં ઈ. સ. ૧૯૭૩થી ઈઝરાયેલ યહૂદી પ્રજાનું મુખ્ય મથક બન્યું છે.

જગતના વિદ્યમાન ધર્મોમાં યહૂદી ધર્મ ઘણો પ્રાચીન છે. તેનો મુખ્ય દેવ 'યહોવાહ' નામથી ઓળખાય છે. આ ધર્મના શાસ્ત્રોના ચોવીસ ગ્રંથો છે. તે સર્વ હિબ્રુ ભાષામાં લખાયેલ છે. જૂનો કરાર એ આ ધર્મનો મહત્ત્વનો ગ્રંથ મનાય છે.

યહૂદી ધર્મના મુખ્ય દેવ યહોવાહના નામે જાણીતા છે. આ દેવનું મુખ્ય સ્થાન સિનાઈ પર્વત (ઇજિપ્ત પાસે) હોવાનું મનાય છે. યહૂદીઓની માન્યતા પ્રમાણે આ દેવ વાદળો અને વીજળીના કડાકાઓમાંથી ઉત્પન્ન થાય છે. આથી તે કોઈ આકાશીદેવ હોવાનું અનુમાની શકાય. તે ફળદ્રુપતાના દેવતા તરીકે પૂજાય છે. યુદ્ધમાં તે લશ્કરની આગળ ચાલે છે એમ મનાય છે. આ દેવે પયગંબર મોઝીઝને દસ આજ્ઞાઓ આપી હોવાનું કહેવાય છે. આ દસ આજ્ઞાઓ દ્વારા મોઝીઝે લોકોને સામાજિક અન્યાયોમાંથી છોડાવી ધર્મનિષ્ઠ અને શ્રદ્ધાળુ બનાવ્યા.

યહૂદી ધર્મના પ્રવર્તકોએ એકેશ્વરવાદનો પ્રચાર કર્યો. તેમણે ઉપદેશ આપ્યો કે, સમગ્ર વિશ્વનો દેવ એક છે. દસ આજ્ઞાઓ દ્વારા વિવિધ દેવોની પૂજા, ખૂનામરકી, વ્યભિચાર, મૂર્તિપૂજા વગેરેને સમાજમાંથી દૂર કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો. દસ આજ્ઞાઓ દ્વારા યહોવાહે જણાવ્યું કે "હું જ તારો પ્રભુ છું. આ

દ્વારા એકેશ્વરવાદનો પ્રચાર થયો. યહૂદીઓએ બાઈબલમાં ભગવાનને માનવી અને પશુના રક્ષક તરીકે સંબોધ્યા છે. અહીં માનવી માનવી વચ્ચેના વ્યવહારના નિયમો નક્કી કરવામાં આવ્યા છે.

આ યહૂદી પ્રજાનું ભારતમાં ક્યારે આગમન થયું, તે અંગે જુદી જુદી માન્યતાઓ પ્રચલિત છે. એક માન્યતા અનુસાર ઈ. સ. પૂ. ૭૨૨માં એસેરિયનોના ત્રાસથી બચવા પેલેસ્ટાઈન છોડીને કેટલાક યહૂદીઓ ભારત આવ્યા તેમ મનાય છે. બીજી એક માન્યતા એવી છે કે ઈ.સ.પૂ. ૫૮૭માં ખાલ્ડીયનના રાજા નેબુશદરેઝારના ત્રાસથી બચવા કેટલાક યહૂદીઓ ભારતમાં આવ્યા, તો કેટલાક માને છે કે ઈ. સ. ૭૦માં રોમન સમ્રાટ નીચેના સેનાપતિએ જેરુસલેમ જીતી લેતાં ઘણા યહૂદીઓ ભારતમાં આવ્યા. આ ઉપરાંત બીજી પણ એવી અનુશ્રુતિ છે કે ઈ. સ. પૂ. ૧૭૫માં ઈજિપ્તના ગ્રીક રાજવી એન્ટીઓકસે ઈઝરાયેલ જીતતાં યહૂદીઓ વેપાર માટે પશ્ચિમ ભારતના કોંકણ કિનારાના થેઉલ બંદરે ઊતર્યા. ભારતમાં યહૂદીઓ બે જૂથમાં આવ્યા હતા. એક જૂથ કેરાલામાં વસ્યું, તે મલયાલમ ભાષા બોલવા લાગ્યું. બીજું મહારાષ્ટ્રમાં વસ્યું, તે મરાઠી ભાષા બોલવા લાગ્યું.

આમ, આ પ્રજા ૨૦૦ વર્ષ પૂર્વે મહારાષ્ટ્રના કોલાબા જિલ્લાના નવગાંવમાં વેપાર અર્થે આવીને વસી, બ્રિટિશકાલ દરમ્યાન ઘણા યહૂદીઓ લશ્કરમાં જોડાયેલા. ઘણા રેલવેમાં કે અન્ય સરકારી નોકરીમાં જોડાયેલા. ભારતમાં ક્યારે પણ યહૂદીઓની વસ્તી 3000 કરતાં વધી નથી અને ૭000 કરતાં ઓછી થઈ નથી.

**ગુજરાતમાં યહૂદીઓ :**

લગભગ ઓગણીસમી સદીની શરૂઆતમાં યહૂદીઓ ગુજરાતમાં આવ્યા હોવાનું મનાય છે. સૂરતમાં સ્થપાયેલ ઈસ્ટ ઈન્ડીયા કંપનીની કોઠીમાં ઘણા યહૂદીઓ કામ કરતા હોવાનું અનુમાન સૂરતના જૂના કબ્રસ્તાનમાં આવેલી કેટલીક યહૂદીઓની કબરો ઉપરથી થઈ શકે છે. સૂરતમાં પ્રાર્થનાલય હતું. હાલમાં તેના કોઈ અવશેષ જોવા મળતા નથી. સૂરતના કબ્રસ્તાનમાં આવેલી કેટલીક યહૂદી કબરોના લેખો હિબ્રુ ભાષામાં લખાયેલ છે. મહારાષ્ટ્રમાં વસેલી બેને-ઈઝરાએલ કોમના માણસો ગુજરાતમાં ૧૯મી સદીમાં આવેલા તેઓમાંના ઘણા મુંબઈ ઈલાકાની લશ્કરની ટુકડીઓમાં જોડાયેલ હતા. અમદાવાદમાં કેન્ટોનમેન્ટ વિસ્તારમાં તેઓનું જૂનું કબ્રસ્તાન આવેલું છે. વડોદરા શહેરમાં બહારના કેન્ટોનમેન્ટ વિસ્તારમાં બેને ઈઝરાઈલ કોમનું એક કબ્રસ્તાન આવેલું છે. બનાસકાંઠા જિલ્લાના ડીસા ગામેથી લગભગ ૨.૫ કિ.મી.ના અંતરે કેન્ટોનમેન્ટ વિસ્તારમાં

આ કોમનું એક કબ્રસ્તાન આવેલું છે. હાલમાં એ વિસ્તારમાં નવું ડીસા વસેલું છે. ત્યાં જૂની કબર ઉપર ઈ.સ. ૧૮૮૬ની સાલ વંચાય છે. રાજકોટ અને ભૂજમાં પણ યહૂદી કબ્રસ્તાનો છે.

આમ, ઓગણીસમી સદી દરમ્યાન ગુજરાતમાં જુદે જુદે ઠેકાણે યહૂદી કોમ પથરાયેલી હતી. ગુજરાતમાં વસતાં યહૂદી કુટુંબોનું વડુમથક અમદાવાદ છે. ઈ.સ. ૧૮૪૮માં અહીં માત્ર ચાલીસ કુટુંબ વસતાં હતાં. તેમાંના એક ડૉ. અબ્રાહામા બેન્જામીન એરુણકર સિવિલ હૉસ્પિટલના સર્જન હતા. આ કુટુંબોમાં સંગઠનની પ્રેરણા ડૉ. એરુલકરે જગાવી. તેઓ હિબ્રુ ભાષાના નિષ્ણાત હતા. પોતે ધર્મનિષ્ઠ હતા. તેમણે પોતાના મકાનમાં પ્રાર્થના ખંડ શરૂ કરેલ. અહીં સેબ્બાથ અને તોરાહના દિવસોએ સમૂહ પ્રાર્થના થતી. તેમણે અમદાવાદમાં જમીન ખરીદી હતી. બીજાઓને પણ જમીન ખરીદવા પ્રેર્યા હતા. બીજા એક યહૂદી સજ્જન ડૉ. જોસેફ સોલોમન દાંડેકર અમદાવાદની ગાંડાની હૉસ્પિટલમાં ઈ. સ. ૧૮૬૬માં નિમાયા હતા. અમદાવાદમાં ઈ. સ. ૧૯૧૧માં યહૂદીઓની વસ્તી ૩૦૬ પુરુષો અને ૨૭૬ સ્ત્રીઓ હતી. અમદાવાદ શહેરની અંદર ખમાસા ચોકી પાસે ઈ. સ. ૧૯૩૮માં એક સીનેગોગ બાંધવામાં આવ્યું હતું. આ પ્રાર્થનાલયનું નામે માગેન અબ્રાહામ રાખેલ છે. સેનેગોગમાં સ્તંભો વિનાનો વિશાળ ખંડ છે. બાજુમાં કોઠાર છે.

ગુજરાતમાં યહૂદીઓની સંખ્યા ઈ.સ. ૧૯૪૮માં લગભગ ૮૦૦ સુધી પહોંચી હતી. પણ હવે ઘણા યહૂદીઓ નવોદિત ઇઝરાયેલ દેશમાં જઈ વસ્યા હોવાથી તેમની અહીંની સંખ્યા ઘટીને લગભગ ૨૫૦ જેટલી થઈ છે.

## યહૂદીઓની ધર્મભાવના :

યહૂદીઓ લગભગ બે હજાર વર્ષથી ભારતમાં જુદા જુદા પ્રદેશોમાં વસતા હોઈ તેમના આચારવિચાર ઉપર પ્રાદેશિક અસર વર્તાય છે. અહીંના યહૂદી-કુટુંબોમાં છોકરાછોકરીના વિવાહમાં કોઈ મધ્યસ્થી હોય છે. છોકરાનો બાપ છોકરીના બાપ પાસે પ્રસ્તાવ લઈને જાય છે. બંને પક્ષે સંમત થતાં ગળ્યું મોંઢું કરાવીને વીંટીની અદલાબદલી થાય છે. લગ્ન સિનેગોગમાં થાય છે. આ વખતે કરાર થાય છે. શરબત અપાય છે. વર-વધૂ અડધો અડધો પ્યાલો શરબત પીએ છે. પછી પ્યાલાને રૂમાલમાં મૂકીને ફોડી નાખે છે. આ વખતે જૂના કરારમાંથી ધાર્મિક વાંચન થાય છે. મંગલસૂત્ર ભેટ અપાય છે. મંગલસૂત્રને "હઝ્ઝીન" (ધર્મગુરુ) પ્યાલામાં મૂકી તેના પર ધાર્મિકવિધિ કરે છે. લગ્ન પછી પવિત્ર તોરાહ ગ્રંથના દર્શન કરાવવામાં આવે છે. પછી વરકન્યા ઘેર જાય છે.

યહૂદીઓ, ખ્રિસ્તીઓ તેમજ મુસલમાનોની માફક શબને દફનાવે છે. મૃત્યુ સમયે દાન પુણ્ય કરવાનો રિવાજ નથી. શબને સ્નાન કરાવી, પવિત્ર વસ્ત્ર પહેરાવી ધૂપ, અબીલ વગેરે સુગંધી પદાર્થો તેના પર નાખવામાં આવે છે. અંતિમ દર્શન કરાવી મુખ ઢાંકી દેવામાં આવે છે. આ વખતે સંબંધીઓ શબની આંખ ઉપર જેરુસલેમની માટી પધરાવે છે. આ પછી પ્રાર્થના વગેરે કરીને શબને કબ્રસ્તાનમાં લઈ જવામાં આવે છે. શબને લઈ જતાં રસ્તામાં સેનેગોગ આવે તો તેના બારણા આગળ શબને મૂકીને પ્રાર્થના કરવામાં આવે છે. કબ્રસ્તાનમાં શબને દફનાવ્યા બાદ, મરનારના સંબંધીઓ સાત દિવસ સુધી દાઢી કે સ્નાન કરીને સૂતક પાળે છે. મરણોત્તર વિધિ સાદાઈથી, કે ભવ્ય રીતે થાય છે. તેમાં સ્થિતિ પ્રમાણે કુટુંબીઓ ફાળો આપે છે. અહીંના સમાજમાં ધાર્મિક નાણાનો ઉપયોગ અયોગ્ય રીતે કરવાની વૃત્તિ દેખાતી નથી.

**ઉત્સવો :**

આ ધર્મના બે નોંધપાત્ર ઉત્સવો ભવ્ય રીતે ઉજવાય છે: (૧) હનુકા-મુક્તિ દિનની યાદમાં ઉજવાય છે. (૨) રોશહશાના (યહૂદીનું નવું વર્ષ) આ પ્રજા ઘણી જ ધાર્મિક રીતે પોતાના ઉત્સવો ઊજવે છે. આ વખતે તેઓ બોલે છે કે "આપણો ઈશ્વર એક જ છે."

**અમદાવાદનું યહૂદી સીનેગોગ અને ત્યાંનું યહૂદી કબ્રસ્તાન :**

યહૂદીઓ ગુજરાતમાં અમદાવાદ, વડોદરા, સૂરત, ડીસા, રાજકોટ, વઢવાણ, ભૂજ વગેરે સ્થળોએ છૂટાછવાયા વસ્યા હતા. અમદાવાદમાં આવેલું સેનેગોગ એ સમસ્ત ગુજરાતનું એક માત્ર સેનેગોગ હતું. અમદાવાદમાં તેઓનું કબ્રસ્તાન પહેલાં કેન્ટોનમેન્ટ વિસ્તારમાં હતું. હાલનું કબ્રસ્તાન દુધેશ્વરના માર્ગે આવેલું છે.

અમદાવાદમાં ખમાસા ચોકી પાસે બુખારાના મહોલ્લામાં આવેલ યહૂદીઓના સેનેગોગના મુખ્ય દરવાજાની જમણી બાજુએ બહારની દીવાલ ઉપર એક લેખ હિબ્રુ, અંગ્રેજી અને મરાઠી ભાષામાં કોતરેલ છે. લેખનો સમાવેશ ૧૦ પંક્તિમાં થાય છે. લેખમાં જણાવ્યું છે કે "માગ્રેન અબ્રાહમ સેનેગાંગ અમદાવાદની આ કોણશિલા ડૉ. મિસિર આબિગાયેલબાઈ બે-જામીન આયઝેક ભોનકર એલ. સી.પી.એસ.ના હસ્તે હિબ્રુ વર્ષ ૫૬૯૪ (ઈ સ.૧૯૩૩)માં સ્થાપવામાં આવી હતી."

આ સેનેગોગ(પ્રાર્થના મંદિર)ને જે વ્યક્તિનું નામ આપવામાં આવ્યું છે તે ડૉ. અબ્રાહમ અમદાવાદમાં અગત્યનું સ્થાન ધરાવતા હતા. તેમણે પહેલું પ્રાર્થનાલય પોતાના મકાનમાં શરૂ કરેલું.

અમદાવાદમાં દુધેશ્વર રોડ ઉપર એડવાન્સ મિલની પાછળના ભાગમાં યહૂદીઓનું કબ્રસ્તાન આવેલું છે. એમાં શ્રીમતી આબિગાયેલબાઈ ભોનકરની કબર છે. આ કબ્રસ્તાનમાં લગભગ ૪૦૦ જેટલી કબરો આવેલી છે. કેટલીક કબરોમાં માત્ર પ્રતીકરૂપે પથ્થર ઊભો કરવામાં આવ્યો છે. કબરોના આકાર જુદા જુદા છે. આ કબરો ઉપર વ્યક્તિનું જન્મવર્ષ કે તારીખ તથા મૃત્યુદિન દર્શાવેલ છે. ઘણી કબરો ઉપર હિબ્રુ કે અંગ્રેજીમાં લેખ છે. આ કબરો ઉપર સહુથી વહેલામાં વહેલું વર્ષ ઈ.સ. ૧૮૮૭નું મળે છે.

અમદાવાદ તથા સુરતમાં ઇન્ડો–ઈઝરાયેલ ફ્રેન્ડશીપ લીગ સ્થાપાઈ છે તે ગુજરાતમાં યહૂદીઓ તરફ સદ્ભાવ પ્રગટે તેવું કાર્ય કરે છે.

## સંદર્ભ ગ્રંથો


| | |
|---|---|
| (૧) ચંદ્રકાંત પટેલ | ઈઝરાયેલ, અમદાવાદ, ૧૯૭૫ |
| (૨) ગિલ્બર્ટ<br>અનુ. હિંમતલાલ આશીર્વાદ | ઈઝરાયેલ અને પેલેસ્ટાઈન-<br>વિષયક પ્રશ્નોત્તરી |
| (૩) ડૉ. હ. ગં. શાસ્ત્રી અને<br>ડૉ. ભારતીબેન શેલત | (૧) 'ગુજરાતમાં યહૂદીઓ' પથિક, એપ્રિલ ૧૯૮૧<br>(૨) યહૂદીઓ અને તેમનો ભારતમાં વસવાટ, પથિક, જાન્યુ. ૧૯૮૧ |
| (૪) ચંદ્રકાંત પટેલ | અમદાવાદમાં યહૂદીઓનો પૂર્વ ઇતિહાસ અને સાંસ્કૃતિક જીવન, ગુજ. વિદ્યાપીઠ, મે–જૂન, ૧૯૮૨ |
| (૫) ડૉ. ભારતીબેન શેલત | (૧) અમદાવાદનો યહૂદી દ્વિભાષી લેખ અને ત્યાંનું યહૂદી કબ્રસ્તાન, ગુજરાત વિદ્યાપીઠ, માર્ચ-એપ્રિલ ૧૯૮૧<br>(૨) યહૂદીઓ અને તેમનો ભારતમાં વસવાટ, બુ. પ્ર., જાન્યુઆરી ૧૯૮૧ |




# ૧૧
## ખ્રિસ્તી ધર્મ

યહૂદી ધર્મ પછી સેમેટિક પ્રજાનો બીજો નોંધપાત્ર ધર્મ, તે ખ્રિસ્તી ધર્મ છે. આ ધર્મના મુખ્ય પ્રચારક ઇશુ ખ્રિસ્ત કહેવાય છે. ઇશુ પોતે યહૂદી હોવા છતાં એમણે માનવજાતના કલ્યાણ માટે પ્રયત્નો કર્યા. નવી વચિારસરણી પ્રગટાવી.

ઈસુના જન્મ વખતે પેલેસ્ટાઈનમાં ચારે બાજુ અજ્ઞાનતા, અંધશ્રદ્ધા ફેલાયેલી હતી. ધર્મગુરુઓ પ્રજાની અજ્ઞાનતાનો લાભ લેતા હતા. ઈસુનો જન્મ બેથ્લેહેમ પરગણામાં એક ગરીબ કુટુંબમાં થયો હતો. તેમના જન્મ વિષેની અનેક દંતકથાઓ સમાજમાં પ્રચલિત છે. તેમણે વનમાં ચાલીસ દિવસ સુધી ચિંતન કરી 'માર' નામના શેતાન ઉપર વિજય મેળવ્યો હતો. તેમણે પોતાનો ઉપદેશ સાદી અને સરળ ભાષામાં આપ્યો હતો. ધીરે ધીરે તેમણે બાર શિષ્યોનું મંડળ સ્થાપ્યું હતું. તેમના ઉપદેશથી યહૂદી ધર્મગુરુઓ ઘણા ગુસ્સે થયા હતા. આના પરિણામે સૂબા મારફતે ઈસુને અનેક પ્રકારનો ત્રાસ આપવામાં આવ્યો હતો. છેવટે તેમને વધસ્તંભ ઉપર ચઢાવવામાં આવ્યા હતા. ઈસુનું આ બલિદાન નિષ્ફળ ગયું ન હતું. જે કાર્ય તેઓ પોતાના જીવન દરમિયાન ન કરી શકયા તે તેમના મૃત્યુ બાદ થયું. ઈસુના મૃત્યુ પછી ખ્રિસ્તી ધર્મનો (ખાસ કરીને યુરોપમાં) વ્યાપક પ્રમાણમાં ફેલાવો થયો.

### ઈસુનો ઉપદેશ :

ઈસુનો ઉપદેશ ગિરિપ્રવચનના નામે ઓળખાય છે. તેમના ઉપદેશનો મુખ્ય સાર આ પ્રમાણે હતો.

ઈશ્વર મનુષ્ય માત્રનો પ્રેમાળ પિતા છે. બધા મનુષ્યો એક જ પિતાનાં સંતાન છે. ગરીબ, દુઃખી, દયાળુ અને પવિત્ર મનવાળા ધર્મરાજ્યના અધિકારી છે. ધર્મ માટે ગમે તે કષ્ટ સહન કરવું પડે તો પાછી પાની કરવી નહિ. પૈસાથી સાચી શાંતિ મળતી નથી. સંતો સમાજના પ્રાણ છે. ઈશ્વરના નિયમોનું પાલન, ચારિત્ર્યના નિયમોનું પાલન તથા અહિંસાનું આચરણ કરનાર

જ ઈશ્વરના રાજ્યની નજીક જઈ શકે છે. મન, વચન અને કર્મથી વ્યભિચાર કરવો નહિ.

## ગુજરાતમાં ખ્રિસ્તી ધર્મનો પ્રચાર :

દક્ષિણ ભારતમાં ઈસુની બીજી સદીના ઉત્તરાર્ધમાં ખ્રિસ્તીઓ આવી વસ્યા હતા. ઈસુની બીજી સદીમાં દક્ષિણ ભારતમાં ખ્રિસ્તી ચર્ચ સ્થપાયું હતું, પણ આ સમયે ભારતીય પ્રજા ઉપર ખ્રિસ્તી ધર્મની કોઈ અસર પડી ન હતી. દક્ષિણ ભારતમાં ધીરે ધીરે પોર્ટુગીઝોની વસ્તી વધતાં ખ્રિસ્તી ધર્મનો ફેલાવો થવા લાગ્યો.

સલ્તનતકાલ દરમિયાન ગુજરાતમાં સૌરાષ્ટ્રના સાગરકાંઠે આવેલ દીવ બંદરમાં કેટલાક ફિરંગીઓ વસતા હતા. તેમણે ધીરે ધીરે દીવ અને દમણ બંદરમાં પોતાની સત્તા સ્થાપી. ત્યાં તેમણે ખ્રિસ્તી ધર્મનાં દેવળો બંધાવ્યાં. દમણમાં હાલ તે સમયનું પ્રાચીન દેવળ આવેલું છે.

મુઘલકાલ દરમિયાન અકબરના આમંત્રણથી ખ્રિસ્તી ધર્મ પ્રચારકોનું એક પ્રતિનિધિમંડળ દિલ્હી ગયું હતું. તેઓ ત્યાં અકબરના દરબારમાં ઈ.સ. ૧૫૯૪થી ૧૬૧૯ સુધી રહ્યા હતા. બાદશાહ અકબર ખ્રિસ્તી ધર્મગુરુઓની ભાવનાથી ઘણો ખુશ થયો હતો. તેણે તેમને પોતાના રાજ્યમાં વસવાની છૂટ આપી હતી. આ માટે તેણે ઈ.સ. ૧૫૯૭–૯૮માં એક ખાસ ફરમાન બહાર પાડયું હતું. આ ફરમાનમાં તેણે ફિરંગીઓને ખંભાતમાં પોતાના ધર્મનું દેવળ બાંધવાની છૂટ આપી હતી. જહાંગીરના ફરમાનમાં ફિરંગીઓને અમદાવાદમાં દેવળ બાંધવાની છૂટ આપી હતી (ઈ.સ. ૧૬૧૨) અને ત્રીજા ફરમાન દ્વારા બાદશાહ જહાંગીરે ઝવેરીવાડમાં પાદરીઓનું કબ્જે કરેલું મકાન તેમણે પાછું સોંપવાનો આદેશ આપ્યો હતો. આમ, મુઘલકાલ દરમિયાન ખ્રિસ્તી ધર્મનો પ્રસાર ગુજરાતમાં ધીરે ધીરે વધવા લાગ્યો હતો.

મરાઠાકાલ દરમિયાન અંગ્રેજોના આગમનને કારણે સૂરત, ભરૂચ, વડોદરાની આસપાસના પ્રદેશમાં ખ્રિસ્તી ધર્મનો ફેલાવો થવા લાગ્યો. જેમ જેમ અંગ્રેજો ગુજરાતમાં સત્તા મેળવતા ગયા, તેમ તેમ ખ્રિસ્તી મિશનરીઓએ ધર્મના નામે ધર્માન્તર પ્રવૃત્તિ દ્વારા ગુજરાતમાં ખ્રિસ્તી ધર્મનો ઠીક ઠીક ફેલાવો કર્યો. મરાઠાકાલ દરમિયાન ગુજરાતમાં ખ્રિસ્તી ધર્મની રોમન કૅથેલિક અને પ્રોટેસ્ટંટ શાખાનો વિકાસ થયો. જેમ જેમ ખ્રિસ્તી ધર્મનો પ્રસાર વધ્યો, તેમ તેમ અંગ્રેજી ભાષાનો પ્રસાર પણ વધવા લાગ્યો. આના પરિણામે પશ્ચિમના સાહિત્ય અને વિજ્ઞાનની

અસરને લીધે ગુજરાતમાં સામાજિક અને ધાર્મિક ક્ષેત્રે નોંધપાત્ર ક્રાંતિ થઈ પ્રજા આ ધાર્મિક સંસ્થાઓને નવી દૃષ્ટિએ જોવા લાગી. ખ્રિસ્તી મિશનરીઓએ ગુજરાતમાં પ્રચલિત હિંદુ ધર્મની મૂર્તિપૂજા તેમજ તેમાં વિવિધ દેવદેવીઓની પૂજાને અંધશ્રદ્ધા અજ્ઞાનતામાં અને ઘટાવી, લોકોને ખ્રિસ્તી ધર્મ શ્રેષ્ઠ છે એમ સમજાવી ખ્રિસ્તી ધર્મનો પ્રચાર આદર્યો. ખ્રિસ્તી મિશનરીઓએ ગુજરાતમાં ખ્રિસ્તી ધર્મના પ્રસારની શરૂઆત સૌરાષ્ટ્રમાંથી કરી. આ સમયે અંગ્રેજોએ હિંદુઓ માટે સખ્ત કાયદા ઘડ્યા અને ખ્રિસ્તી થનાર હિંદુઓને કર માફી તેમજ બીજી સગવડતાઓ આપીને આકર્ષ્યા.

ઈ.સ. ૧૮૪૧માં આયર્લેન્ડની પ્રેસ્બિટેરીયન મંડળીની અલ્સ્ટર શાળાએ જેમ્સ ગ્લાસગો અને એલેકઝાંડર કેર નામના બે ખ્રિસ્તી પાદરીઓને ગુજરાતમાં ખ્રિસ્તી ધર્મના પ્રચાર માટે મોકલ્યા હતા. આ પાદરીઓએ રાજકોટમાં પોતાની કામગીરી શરૂ કરી. આ બંને પાદરીઓએ ગ્રામ્ય જનતામાં ફરી ફરીને ઈસુના જીવન પ્રસંગો વર્ણવીને, અભણ પ્રજાને આકર્ષવા માંડી. તેમણે અંગ્રેજી શાળાઓ દ્વારા ધાર્મિક પ્રચાર શરૂ કર્યો. લોકોમાં ધાર્મિક પુસ્તકો વહેંચવા માંડ્યા. ઈ.સ. ૧૮૪૧ના ઓગસ્ટની ૧૬મી તારીખે એલેકઝાંડર કેરનું અચાનક અવસાન થતાં, તેમનું કાર્ય રેવ. આદમી ડી. ગ્લાસગો, રેવ. જેમ્સ મકી, રેવ. રોબર્ટ મહંગમરી અને જેમ્સે આગળ ધપાવ્યું. તેમણે ઈ.સ. ૧૮૪૩માં કાઠિયાવાડમાં વડીલ સભા નામની સંસ્થા સ્થાપી. આ સંસ્થાએ ધીરે ધીરે ખ્રિસ્તી ધર્મનો ફેલાવો કર્યો. ધીરે ધીરે ઘણા લોકોએ ખ્રિસ્તી ધર્મ સ્વીકાર્યો. આ મિશને રાજકોટ, પોરબંદર અને ઘોઘામાં પોતાના પ્રચારનાં કેન્દ્રો સ્થાપ્યાં. ઈ.સ. ૧૮૪૫ના ઓગસ્ટની ૧૮મી તારીખે કેશવરાય નામના ગોસાંઈએ પાદરી ગ્લાસગોના હાથે બાપ્ટીઝમ સંસ્કાર પામી ખ્રિસ્તી ધર્મ સ્વીકાર્યો. તેમણે ખ્રિસ્તી ધર્મના પ્રચારમાં નોંધપાત્ર ફાળો આપ્યો હતો.

ઈ.સ. ૧૮૨૦માં બાઈબલનું ગુજરાતી ભાષાંતર બહાર પાડવામાં આવ્યું.

ઈ.સ. ૧૮૪૦માં લંડનથી આવેલા લંડન મિશનરી સોસાયટીના રેવ. વિલિયમ ફાઈવીર અને જેમ્સ સ્કીપર નામના બે મિશનરીઓએ સૂરત અને તેની આસપાસના પ્રદેશમાં ખ્રિસ્તી ધર્મના પ્રચારનું કાર્ય શરૂ કર્યું. આ કાર્યમાં રેવ. વિલિયમ ફાઈવીરે અગત્યનો ભાગ ભજવ્યો હતો. તેમણે ઈસુના પવિત્ર ગ્રંથ નવો કરારનો તરજૂમો કરીને સૂરતમાં ઈ.સ. ૧૮૨૦માં છપાવ્યું. અહીં તેમણે પ્રાર્થના મંદિર સ્થાપ્યું. ધીરે ધીરે ખ્રિસ્તી સાહિત્યનો બહોળો પ્રચાર થવા લાગ્યો. અહીં

મિશન હાઈસ્કૂલની સ્થાપના કરવામાં આવી. ઈ.સ. ૧૮૬૪–૭૧ દરમ્યાન રેવ. વિલિયમ ડિકશન આ શાળાના પ્રિન્સિપાલ હતા. તેમણે કેટલાક વિદ્યાર્થીઓને ખ્રિસ્તી ધર્મ સ્વીકારવા તૈયાર કર્યા હતા. આ સમયે મુંબઈના ધનજીભાઈ નવરોજીએ સૂરતમાં રહીને ખ્રિસ્તી ધર્મનો પ્રચાર કર્યો. તેમણે વણકરનાં છોકરાં માટે શાળાઓ ખોલી. આ શાળા મારફતે ઘણા વણકરો ખ્રિસ્તી બન્યા. ઈ.સ. ૧૮૬૪માં ગુજરાતી, પારસી બોલીમાં નવા કરારનો અનુવાદ રેવ. ધનજીભાઈ નવરોજીએ કર્યો હતો.

આ પછી લંડન મિશનરી સોસાયટીએ સૂરતથી આગળ વધીને બોરસદમાં ખ્રિસ્તી ધર્મના પ્રચારની કામગીરી આરંભી. અહીંના મિશનની આગેવાની કર્લોકસન નામના પાદરીએ લીધી. તેમના હાથે સહુ પ્રથમ દેહવાણ પાસેના ગોરવાનો ખુશાલભાઈ નામનો એક વણકર ખ્રિસ્તી બન્યો. ધીરે ધીરે બીજા કેટલાક વણકરો ખ્રિસ્તી બન્યા. આ સર્વને ઈ.સ. ૧૮૪૭માં બોરસદ નજીક થોડીક જમીન ખરીદીને તેમાં ઘર બંધાવી કર્લોકસને વસાવ્યા. ધીરે ધીરે દેહવાણ, જંબુસર વગેરે સ્થળે ખ્રિસ્તી ધર્મના અનુયાયીઓ વધવા લાગ્યા. કેટલાક કોળી લોકોએ ઈ.સ. ૧૮૫૧માં ખ્રિસ્તી ધર્મ અપનાવ્યો. આમ, ખ્રિસ્તી ધર્મના પ્રચાર માટે સ્થપાયેલ મહીકાંઠા મિશને લગભગ ચૌદ વર્ષ સુધી ખ્રિસ્તી ધર્મના પ્રચારનું ઉત્તમ કાર્ય કર્યું. ધીરે ધીરે બોરસદમાં નિશાળ અને દેવળ બંધાયાં. ઈ.સ. ૧૮૪૭માં બોરસદ નજીક ખાસીવાડાનો પાયો નંખાયો. ખાસીવાડીમાં અનેક ખ્રિસ્તીઓ વસવા લાગ્યા. અહીં ખ્રિસ્તી ધર્મના અનુયાયીઓનું પ્રાચીન કબ્રસ્તાન આવેલું છે. ઈ.સ. ૧૮૬૧માં અમદાવાદમાં 'મૂર' નામના પાદરીની આગેવાની હેઠળ ખ્રિસ્તી ધર્મના પ્રચારનો આરંભ થયો. ઈ.સ. ૧૮૬૬માં એક અંગ્રેજી શાળા શરૂ કરવામાં આવી. ધીરે ધીરે તેમાંથી ઈ.સ. ૧૮૭૫માં હાઈસ્કૂલ થઈ. ઈ.સ. ૧૮૭૮માં અમદાવાદમાં વસતા ખ્રિસ્તીઓની સંખ્યા અલ્પ હતી. ધીરે ધીરે તેમની સંખ્યા ઈ.સ. ૧૯૩૯માં સારા પ્રમાણમાં વધી. આ પછી પણ સંખ્યામાં નોંધપાત્ર વધારો થવા લાગ્યો. આજે અમદાવાદમાં આઈ. પી. મિશન સ્કૂલ, સેંટ ઝેવિયર્સ હાઈસ્કૂલ જેવી સંસ્થાઓ તેમજ જુદે જુદે સ્થળે ખ્રિસ્તી દેવળો આવેલાં છે. દેવળોમાં વિક્ટોરિયા ગાર્ડન આગળનું દેવળ તેમજ ગુજરાત કૉલેજ આગળનું દેવળ અગ્રગણ્ય છે.

આયર્લેન્ડના વતની રેવ. ટો. જોન શિલેડી આઈ. પી. મિશનના મિશનરી હતા. ગુજરાતમાં ૧૮૭૪થી ૧૯૧૫ સુધી તેમણે કામ કર્યું. આણંદમાં ખ્રિસ્તી ધર્મના પ્રચારનું કાર્ય શિલેડી નામના પાદરીએ શરૂ કર્યું. ધીરે ધીરે આણંદ, નડિયાદ,

વગેરે સ્થળોએ ખ્રિસ્તીઓની સંખ્યા વધવા લાગી. ઈ.સ. ૧૮૭૮માં ભાલેજ નજીક દેવળ બંધાવવામાં આવ્યું. ઈ.સ. ૧૮૮૮માં પંચમહાલ દેવળ બંધાવવાની પ્રવૃત્તિ શરૂ થઈ. આ પછી ધીરે ધીરે ભરૂચ (ઈ.સ. ૧૮૮૬), ડીસા (૧૮૯૧), વઢવાણ, કેમ્પ (૧૮૯૫), પ્રાંતીજ (૧૮૯૫), ખંભાત (૧૯૦૩) વગેરે સ્થળોએ ખ્રિસ્તી ધર્મના પ્રચાર અર્થે મિશનો સ્થપાયાં.

આમ, ૧૯મી સદીમાં ગુજરાતમાં ખ્રિસ્તી ધર્મ વ્યાપક પ્રમાણમાં વિસ્તર્યો. ખ્રિસ્તી મિશનરીઓએ સૂરતમાં મુદ્રણાલયની સ્થાપના કરી. દહેવાણમાં અનાથ આશ્રમ શરૂ કર્યો. જુદાં જુદાં કેન્દ્રોમાં શાળાઓ સ્થાપી. જુદા જુદા સ્થળે દેવળો બંધાવ્યાં. મિશનરી પાદરીઓએ સ્થાનિક પ્રજામાં ધર્મનો પ્રચાર કરવા પ્રાદેશિક ગુજરાતી ભાષા શીખી લીધી. ગુજરાતી ભાષાનું વ્યાકરણ, તેનો કોશ, ગુજરાતી વિદ્યાર્થીઓને અંગ્રેજી શીખવા માટેની "પાઠશાળા" વગેરે તેમણે તૈયાર કર્યાં.

## ગુજરાતમાં ખ્રિસ્તીઓનાં વસવાટનાં સ્થળો :

(૧) ખાસીવાડા (જિ. ખેડા), (૨) રાણીપુર (જિ. ખેડા), (૩) વાલેસપુર (જિ. ખેડા), (૪) ખઢાણા (જિ. ખેડા), (૫) ભાલેજ (જિ. ખેડા), (૬) સૈયદપુર (ભાલેજ પાસે), (૭) બુકહિલ (આણંદ પાસે), (૮) કેરીપુર (બોરસદ પાસે, (૯) બ્રાઉનપુર (ભાલેજ પાસે), (૧૦) આશીપુર (ભાલેજ તાબે), (૧૧) મહંગમરીપુર, (૧૨) હરિપુર, (૧૩) ટેલરપુર, (૧૪) અરેઠ (જિ. સૂરત), (૧૫) કીકવાડ સૂરત પાસે, (૧૬) રૂસવાડ (સૂરત પાસે), (૧૭) સાંડસપુર (બોરસદ તાબે), (૧૮) બોરસદ, (૧૯) આણંદ, (૨૦) ઝાલોદ (જિ. પંચમહાલ), (૨૧) ખંભાત, (૨૨) અંકલેશ્વર, (૨૩) જામનગર, (૨૪) જુનાગઢ, (૨૫) દાહોદ, (૨૬) પેટલાદ, (૨૭) પોરબંદર, (૨૮) ભત્રનાર, (૨૯) વ્યારા, (૩૦) વલસાડ, (૩૧) અમદાવાદ વગેરે. આ સર્વમાં સૂરત, ભરૂચ, બોરસદ, આણંદ, ભાલેજ, અમદાવાદ, શાહવાડી, ઘોઘા, રાજકોટ, વગેરે અગ્રગણ્ય મથક હતાં.

## ગુજરાતમાં ખ્રિસ્તી મિશનરીઓનું કાર્ય :

ગુજરાતના ગામડાંની નીચલા વર્ગની વસ્તી વસતી ધીરે ધીરે પશ્ચિમના રંગે રંગાવા લાગી, ખ્રિસ્તી મિશનરીઓએ પોતાના કાર્યની સરળતા માટે આદિવાસીની વસ્તીની વચ્ચે શાળાઓ સ્થાપી. નાનાં-મોટાં દેવળો બાંધ્યાં. ખ્રિસ્તી થનારને વસવાટ, નોકરી વગેરેની સુવિધાઓ કરી આપી. શાળાઓ દ્વારા તેમનામાં કેળવણીનો પ્રચાર કર્યો. આ કેળવણીના પ્રતાપે આદિવાસી જાતિઓના સમાજજીવનમાં

નોંધપાત્ર ફેરફારો થવા લાગ્યા. તેમના પોષાક, આચારવિચાર બદલાઈ ગયા. ખ્રિસ્તી બનનાર વર્ગ અંગ્રેજોનું અનુકરણ કરી જીવવા લાગ્યો.

ગુજરાતમાં ખ્રિસ્તી મિશનરીઓ દ્વારા અનેક ઠેકાણે દવાખાનાં તથા હૉસ્પિટલો શરૂ થયાં. આ દવાખાનાં ગામડાંની પ્રજાને આશીર્વાદ સમાન નીવડયાં. તેમણે સ્થાપેલ અનાથાશ્રમો દ્વારા અનેક અનાથ બાળકોનું પાલન થવા લાગ્યું. ખ્રિસ્તી બનનાર વર્ગ મૂર્તિપૂજાનો વિરોધી અને ઈસુપ્રેમી બન્યો. હિંદુઓ તરફનો તિરસ્કાર તેમનામાં દિવસે દિવસે વધારે રૂઢ થતો ગયો. તેમનાં નામ અંગ્રેજો જેવાં પાડવામાં આવ્યાં. તેમને રાજ્ય તરફથી અનેક પ્રકારની સવલતો મળવા લાગી. ધીરે ધીરે તેમનો આગવો સમાજ અસ્તિત્વમાં આવ્યો.

ખ્રિસ્તી સંપ્રદાયની અસરને લીધે બ્રહ્મોસમાજ, પ્રાર્થનાસમાજ જેવાં સુધારક મંડળો અસ્તિત્વમાં આવ્યાં.

### ગુજરાતનાં નોંધપાત્ર દેવળો :

ખ્રિસ્તી ધર્મનો પ્રચાર વધતાં ગુજરાતમાં જુદા જુદા ઠેકાણે ખ્રિસ્તી ધર્મનાં દેવળો (ચર્ચ) અસ્તિત્વમાં આવ્યાં. આ દેવળો ખ્રિસ્તીઓના વિશાળ સમુદાયને ધ્યાનમાં રાખી બાંધવામાં આવ્યાં. ખ્રિસ્તી ધર્મના અનુયાયીઓ દર રવિવારે દેવળમાં પ્રાર્થના કરવા જાય છે. લગ્નવિધિ જેવા સંસ્કારો અહીં કરે છે. દેવળનો વડો પાદરી સર્વ વિધિ કરાવે છે. કેથલિક દેવળમાં ઈસુની માતા મેરી અને અન્ય સંતોની પ્રતિમાઓ હોય છે,

ગુજરાતમાં નીચેનાં સ્થળોએ ખ્રિસ્તી ધર્મનાં નોંધપાત્ર દેવળો આવેલાં છે :

(૧) ઘોઘા : ગુજરાતમાં ઘોઘા બંદરે સહુ પ્રથમ ચર્ચ બંધાયું હોવાનું મનાય છે. હાલમાં તેના અવશેષો નજરે પડતા નથી.

(૨) દમણ : (જિ. વલસાડ)માં ખ્રિસ્તી ધર્મનું સત્તરમી સદીમાં બંધાયેલ એક પ્રાચીન દેવળ આવેલું છે. દેવળમાં લાકડા ઉપરની કોતરણી ઘણી જ કલાત્મક છે. વિશાળ જગ્યામાં સાગર કિનારે બંધાયેલ આ દેવળ કલાનો એક સર્વોત્તમ નમૂનો છે.

(૩) સૂરત : અહીં ઈ.સ. ૧૮૪૦માં એક પોર્ટુગિઝ શૈલીનું દેવળ બંધાયેલું જોવા મળે છે

(૪) બોરસદ : અહીંનું દેવળ ઈ.સ. ૧૮૬૦માં બંધાયું હતું. તેનો પ્રકાર ગોથીક કલાનો છે. અહીં દર રવિવારે પ્રાર્થનાનો કાર્યક્રમ રખાય છે. અનેક ભાવિકો

તેમાં ભાગ લે છે. ચર્ચની પાસે ખાસીવાડા વિસ્તારમાં અનાથ ખ્રિસ્તીઓ માટેનો એક અનાથાશ્રમ આવેલો છે.

(૫) રાજકોટ : અહીં ઈ. સ. ૧૮૯૦ માં ગૉથિક કલાના પ્રકારનું દેવળ બંધાયું છે. દેવળની બાંધણી ખાસ નોંધપાત્ર છે. અહીં દર રવિવારે પ્રાર્થના તેમજ બાઈબલના અધ્યયનનો કાર્યક્રમ રાખવામાં આવે છે.

(૬) પોરબંદર : અહીં ૧૯૪૨માં બંધાયેલા દેવળમાં પૂર્વ અને પશ્ચિમની સ્થાપત્ય શૈલીનું મિશ્રણ જોવા મળે છે. દર રવિવારે પ્રાર્થનાનો કાર્યક્રમ રાખવામાં આવે છે. ખ્રિસ્તી ધર્મની ઘણી ધાર્મિક વિધિ અહીં થાય છે.

(૭) અમદાવાદ : ઈ. સ. ૧૯૬૫માં બહેરામપુરામાં એક અર્વાચીન ઢબનું એક દેવળ બાંધવામાં આવ્યું છે. અમદાવાદમાં મીરજાપુરમાં ગૉથિક કલાની અસરવાળું એક પ્રાચીન દેવળ આવેલું છે. બીજું એક દેવળ વિક્ટોરિયા બાગ પાસે આવેલું છે. તેની નજીક આઈ. પી. મિશન નામે ખ્રિસ્તી ધર્મગુરુઓ દ્વારા સંચાલિત એક હાઈસ્કૂલ આવેલી છે. અહીં દર રવિવારે અનેક ભાવિકો આવે છે. પ્રાર્થના તેમજ બીજી ધાર્મિક વિધિ થાય છે.

આ ઉપરાંત ગુજરાતમાં નડિયાદ, આણંદ જેવાં સ્થળોએ મિશનરી મંડળી-ઓએ હૉસ્પિટલો, નિશાળો વગેરે શરૂ કરીને ઉત્તમ સેવા બજાવી છે. આણંદની મિશન હૉસ્પિટલ આજે પણ ઘણા લોકોને માટે આશીર્વાદ સમાન બની છે. અમદાવાદમાં સંત ફ્રાન્સિસ ઝેવિયરના નામે ચાલતી શાળા, કૉલેજ, ગુજરાત કૉલેજ પાસેની ડિવિનિટી હૉસ્ટેલ, માઉન્ટ કારમેલ હાઈસ્કૂલ વગેરે નોંધપાત્ર ખ્રિસ્તી સંસ્થાઓ છે.

કાર્મેલાઈટ સંઘ અને રોમન કૅથોલિક સંઘ સાધુ–સાધ્વીઓમાં હોય છે. કાર્મેલાઈટ સાધ્વીઓએ ગુજરાતમાં માઉન્ટ કાર્મેલ જેવી આ શિક્ષણની સંસ્થાઓ વિકસાવી છે.

ટૂંકમાં, ઓગણીસમી સદીમાં ખ્રિસ્તી ધર્મ ગુજરાતમાં વ્યાપક પ્રમાણમાં વિસ્તરેલો જણાય છે. ખ્રિસ્તી ધર્મગુરુઓનું મુખ્ય કાર્યક્ષેત્ર આદિવાસી પ્રજા વચ્ચે હતું. આથી સાબરકાંઠાના લુસડીયા ગામે, પંચમહાલ જિલ્લામાં ઝાલોદ પાસે છોટાઉદેપુર દેવગઢબારિયાની આદિવાસી પ્રજાઓના વસવાટના સ્થળોએ તેમનાં નાનાં મોટાં ચર્ચ (દેવળો) આવેલાં છે. તેમણે અઢારમી ઓગણીસમી સદીમાં ધર્માન્તર પ્રવૃત્તિ આદરી તેના પરિણામે પછાત વર્ગના અનેક લોકો ખ્રિસ્તી બન્યા.

૧૨

બ્રિટિશ અમલ દરમ્યાન આ ધર્મને રાજ્ય તરફથી ખાસ પ્રોત્સાહન મળ્યું. તેને પરિણામે અનેક ઠેકાણે ખ્રિસ્તી વસાહતો અસ્તિત્વમાં આવી.

અન્ય સંપ્રદાયોની માફક આ ધર્મમાં પણ કૅથલિક પ્રોટેસ્ટંટ જેવા સંપ્રદાયો અસ્તિત્વમાં આવતાં તેનો પ્રચાર ગુજરાતમાં પણ થવા લાગ્યો.

## ગુજરાતમાં પ્રચલિત ખ્રિસ્તીના ધર્મના તહેવારો :

ગુજરાતના ખ્રિસ્તીઓ નાતાલ, નવું વર્ષ, પામ સન્ડે, ગુડફ્રાઈડે, ઈસ્ટર વગેરે તહેવારો બહુ જ પ્રેમથી ઊજવે છે. આ સર્વમાં નાતાલ એ તેમનો અગત્યનો તહેવાર મનાય છે.

આમ, ખ્રિસ્તી ધર્મ સમગ્ર વિશ્વનો એક અગત્યનો ધર્મ છે. ગુજરાતમાં તેનો વ્યાપક પ્રમાણમાં પ્રસાર થયેલ છે. અનેક ગામોમાં ખ્રિસ્તી વસાહતો જોવા મળે છે.

### સંદર્ભ ગ્રંથો


(૧) શ્રી નગીનદાસ પારેખ અને ઈસુદાસ કવેલી — શુભસંદેશ

(૨) રેવ. જી. વિલ્સન — મારું ઋણ

(૩) કોમિસેરિયેટ Commissariat M. S. — (૧) History of Gujarat Vol. 2, 3 (૨) Imperial Mughal Farmans in Gujarat.

(૪) Dr. R. C. Majumdar — Age of Imperial Unity

(૫) લાજરસ તેજપાળ — ગુજરાતમાં ખ્રિસ્તીમંડળનો ઇતિહાસ

# ચિત્ર સૂચિ



૧. સોમનાથ મંદિર પ્રવેશદ્વાર



૨. ડભોઈના દરવાજાના ગાળાઓની અંદર આવેલાં શિલ્પો.



૩. ડભોઈના દરવાજાની અંદરના ગાળામાં શિલ્પો.



૪. ડભોઈના દરવાજાની અંદરના ગાળાનાં શિલ્પો.



૫. ડભોઈના દરવાજાની અંદરના ગાળાનાં શિલ્પો.



૬. ડભોઈના દરવાજાની અંદરના ગાળાનાં શિલ્પો.



૭. ડભોઈના અંદરના દરવાજાની અંદરના ગાળાનાં શિલ્પો.



૮. ત્રિવિક્રમ વિષ્ણુ : ગઢા શામળાજી.



૯. લક્ષ્મીનારાયણ રાધીવાડની પ્રાચીન પ્રતિમા.



૧૦. શામળાજીના મંદિરનું પ્રવેશદ્વાર.



૧૩. સારંગપુરનું સ્વામીનારાયણનું મંદિર.



૧૪. સૂર્યમંદિર : મોઢેરા



૧૫. સૂર્યપ્રતિમા : ખેરાળુ.



૧૬. જૈનમંદિર : મહાવીર ટેમ્પલ : કુંભારીયા.



૧૭. જૈનમંદિર : પાલિતાણા.



૧૮. બુદ્ધની ગુફા.
તળાજા



૧૯. ચાંપાનેરની મસ્જિદ.

# પારિભાષિક શબ્દસૂચિ

## ENGLISH TO GUJARATI

| | |
|---|---|
| Age | યુગ |
| Agriculture | ખેતી |
| Ancient | પ્રાચીન |
| Ancient remains | પુરાવશેષ |
| Architecture | સ્થાપત્ય |
| Capital | રાજધાની |
| Coins | સિક્કા |
| Condition | સ્થિતિ |
| Cult | સંપ્રદાય |
| Cultural | સાંસ્કૃતિક |
| Document | દસ્તાવેજ |
| Fort | કિલ્લો |
| Grant | દાનપત્ર |
| Historical | ઐતિહાસિક |
| Inscription | અભિલેખ |
| Jain temple | દેરાસર |
| Literary | સાહિત્યિક |
| Nich | ગવાક્ષ |
| Religions | ધાર્મિક |
| Sculpture | શિલ્પ |
| Shrine | શિખર |
| Social | સામાજિક |
| Temple | દેવાલય |

## GUJARATI TO ENGLISH

| | |
|---|---|
| અભિલેખ | Inscription |
| ઐતિહાસિક | Historical |
| કિલ્લો | Fort |
| ખેતી | Agriculture |
| ગવાક્ષ | Nich |
| તામ્રપત્ર | Copper plate |
| દસ્તાવેજ | Documents |
| દંતકથા | Legend |
| દાનપત્ર | Grant |
| દેરાસર | Jain temple |
| ધાર્મિક | Religious |
| પુરાવશેષ | Ancient remain |
| પ્રાચીન | Ancient |
| રાજધાની | Capital |
| શિખર | Shrine |
| શિલ્પ | Sculpture |
| સંપ્રદાય | Cult |
| સામાજિક | Social |
| સાહિત્યિક | Literary |
| સાંસ્કૃતિક | Cultural |
| સિક્કો | Coin |
| સ્થાપત્ય | Architecture |
| સ્થિતિ | Condition |

## ગ્રંથપરિચય

ભારતીય સંસ્કૃતિ ધર્મપ્રધાન સંસ્કૃતિ હોઈ, ગુજરાતમાં ઘણા પ્રાચીનકાલથી ધર્મનું મહત્ત્વ સ્વીકારાયું છે. ધર્મ એ સમાજનો પ્રાણ છે. પ્રસ્તુત ગ્રંથમાં ગુજરાતમાં પ્રવર્તતા સર્વ ધર્મોના પ્રાચીનકાલથી અર્વાચીનકાલ સુધીના વિકાસ-ક્રમની ઝાંખી કરાવી, તેમનાં વિવિધ મંદિરો, શિલ્પો, સંપ્રદાયો, તીર્થધામો, સંતો, પ્રભાવકો વગેરેનો ખ્યાલ આપી ગુજરાતની ધાર્મિક સ્થિતિનું ચિત્ર રજૂ કરવાનો પ્રયત્ન કરેલ છે.

ટૂંકમાં, ભારતીય સંસ્કૃતિના અભ્યાસને અનુલક્ષીને તૈયાર કરેલ આ ગ્રંથ ગુજરાતના વિવિધ ધર્મો વિશે નોંધપાત્ર માહિતી પૂરી પાડે છે.

ગુજરાતના ધર્મસંપ્રદાય — કિંમત રૂ. ૧૩=૦૦